યોગનિષ્ઠ આચાર્ય બુદ્ધિસાગરસૂરીશ્વર પદ્ગુરુભ્યો નમ

પરમપૂજ્ય આચાર્ય ઋદ્ધિસાગરસૂરિકૃત
વિવેચન સહિત

# આત્મદર્શન ગીતા


પ્રકાશક
સાગરગચ્છ જૈન સંઘ, શા રસિકલાલ કેશવલાલ
સાણંદ

વિક્રમ સં ૨૦૧૭ સને ૧૯૬૧ બુદ્ધિ સં ૩૬

પ્રાપ્તિસ્થાન —

વિજાપુર બુદ્ધિસાગરસૂરિ જૈનજ્ઞાનમંદિર

વિજાપુર

મુદ્રક
પંડિત મફતલાલ ઝવેરચંદ ગાંધી
નયન પ્રિંટીંગ પ્રેસ
રીચીરોડ પુલ નીચે, ઢીકવાવાડી
અમદાવાદ

શ્રી ૧૦૮ ગ્રંથ પ્રણેતા શાસ્ત્રવિશારદ યોગનિષ્ઠ જૈનાચાર્ય
શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી



આ ફોટાનો બ્લોક માણસાનિવાસિ શા ચુનીલાલ નથુભાઈના સ્મરણાર્થે
તેમના પત્નિ શકરીબેન તરફથી ગુરુભક્તિ નિમિત્તે અર્પણ
હા શા કાન્તિલાલ ચુનીલાલ

# પ્રસ્તાવના

'આત્મદર્શન ગીતા' આમાં આત્મા દર્શન અને ગીતા આ ત્રણે શબ્દો ઉપર મોટા મોટા મહાકાય ગ્રંથો અને તેની પાછળ કંઈ મહાપુરુષોએ ચિંતન મનન કરી અનેકવિધ વિચારણા કરી છે

ભારતના તમામ દર્શનોએ 'આત્મદર્શન'ની પાછળ ખૂબ પરિશ્રમ કર્યો છે અને તેને પામવા ભક્તિ જ્ઞાન ક્રિયા વિગેરે અનેક માર્ગે જીવન વિતાવી આત્મદર્શન પામવા પ્રયત્ન કર્યો છે અને આ બધા માર્ગોનું સાફલ્ય આત્મદર્શન પામવામાં માનવામાં આવ્યું છે

પૂર્વકાળમાં રાજપાટ છોડી રાજર્ષિઓ થયા ઉંડા ચિંતન કર્યાં આ બધો પ્રયત્ન આત્મદર્શનની સાધનાનો છે અને આત્મદર્શનની પ્રાપ્તિમાં બધી જ પ્રાપ્તિ માનવામાં આવી છે

જૈનશાસનમાં થયેલા મહાપુરુષોએ અનેકવિધ ભક્તિસાહિત્ય અને તત્ત્વસાહિત્ય રચ્યું છે તે બધાની પાછળ આત્મદર્શનની ભાવના છે આ આત્મદર્શન જેને જીવનમાં આવે તો ચક્રવર્તિ દેવેન્દ્ર કે કોઈપણ જગતના માનવી કરતાં અત્યંત સુખી અને મસ્ત હોય છે

આ ગ્રંથમાં આત્મદર્શનનું સ્વરૂપ આત્મદર્શન કેમ પમાય આત્મદર્શન વિણ જીવ કેવા અનર્થ પામે છે વિગેરે વિસ્તૃત સ્વરૂપ યોગનિષ્ઠ ગુરુદેવ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજે આપ્યું છે

આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં ૧૮૦ શ્લોકબદ્ધ શ્લોકરૂપ છે તેનું ગુજરાતી ભાષામાં વિવરણ થાય તો સૌ કોઈને ઉપયોગી થાય તેવો અમૂલ્ય ગ્રંથ છે

આ ગ્રંથનું વિવરણ પૂ. આચાર્ય બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજે અતિ વિસ્તૃતપણે કર્યું છે અને તેમાં તેમણે આપેલ અનેક ગ્રંથના સાક્ષીપાઠો તેમનું વિસ્તૃત વાચન અને મનન સાથે ગુરુદેવના કરેલા ગ્રંથને જગત્ સમક્ષ બતાવવાની પૂર્ણ તમન્ના તેમાં જણાયા વિના રહેતી નથી

આ ગ્રંથ વાંચકો વાંચે અને આત્મદર્શનની ઝાંખી કરી પરિશ્રમને સફળ બનાવે

મતિમંદના પ્રેસ દોષ કે દૃષ્ટિદોષથી થયેલ ક્ષતિ બદલ ક્ષમા યાચી વિરમું છું

લી. પ્રકાશક

# પ્રસ્તાવના

આત્મદર્શન ગીતા' આમાં આત્મા, દર્શન અને ગીતા આ ત્રણે શબ્દો ઉપર મોટા મોટા મહાભાષ્ય ગ્રંથો અને તેની પાછળ કંઈ મહાપુરુષોએ ચિંતન મનન કરી અનેકવિધ વિચારણા કરી છે

ભારતના તમામ દર્શનોએ આત્મદર્શન ની પાછળ ખૂબ પરિશ્રમ કર્યો છે અને તેને પામવા ભક્તિ જ્ઞાન ક્રિયા વિગેરે અનેક માર્ગે જીવન વિતાવી આત્મદર્શન પામવા પ્રયત્ન કર્યો છે અને આ બધા માર્ગોનું સાફલ્ય આત્મદર્શન પામવામા માનવામાં આવ્યુ છે

પૂર્વકાળમા રાજપાટ છોડી રાજર્ષિઓ થયા ઉંડા ચિંતન કર્યા આ બધો પ્રયત્ન આત્મદર્શનની સાધનાનો છે અને આત્મ દર્શનની પ્રાપ્તિમાં બધી જ પ્રાપ્તિ માનવામાં આવી છે

જૈનશાસનમાં થયેલા મહાપુરુષોએ અનેકવિધ ભક્તિસાહિત્ય અને તત્ત્વસાહિત્ય રચ્યુ છે તે બધાની પાછળ આત્મદર્શનની ભાવના છે આ આત્મદર્શન જેને જીવનમા લાધે તો ચક્રવર્તિ દેવેન્દ્ર કે કોઈપણ જગતના માનવી કરતાં અત્યંત સુખી અને મસ્ત હોય છે

આ ગ્રંથમાં આત્મદર્શનનુ સ્વરૂપ આત્મદર્શન કેમ પમાય આત્મદર્શન વિણ જીવ કેવા અનર્થ પામે છે વિગેરે વિસ્તૃત સ્વરૂપ યોગનિષ્ઠ ગુરુદેવ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજે આપ્યું છે

આ ગ્રંથ સંસ્કૃત ભાષામા ૧૮ શ્લોકબદ્ધ શ્લોકરૂપ છે તેનુ ગુજરાતી ભાષામા વિવરણ થાય તો સૌ કોઈને ઉપયોગી થાય તેવો અમૂલ્ય ગ્રંથ છે

આ ગ્રંથનુ વિવરણ પૂ. આચાર્ય બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજે અતિ વિસ્તૃતપણે કર્યું છે અને તેમાં તેમણે આપેલ અનેક ગ્રંથના સાક્ષીપાઠો તેમનુ વિસ્તૃત વાંચન અને મનન સાથે ગુરુદેવના કરેલા ગ્રંથને જગત્ યોગ્ય બતાવવાની પૂર્ણ તમન્ના તેમાં જણાયા વિના રહેતી નથી

આ ગ્રંથ વાંચકો વાંચે અને આત્મદર્શનની ઝાંખી કરી પરિશ્રમને સફળ બનાવે

મતિમંદના પ્રેસ દોષ કે દૃષ્ટિદોષથી થયેલ ક્ષતિ બદલ ક્ષમા યાચી વિરમુ છું

શ્રી પ્રકાશક

॥ ॐ ॥

॥ श्रीमहावीरपरमात्मने नमः ॥

॥ श्रीरविसागर–सद्गुरुभ्यो नमः ॥

॥ श्रीसुखसागर–सद्गुरुभ्यो नमः ॥

# આત્મદર્શન ગીતા.

---

इन्द्रश्रेणिनतं वीरं, सर्वभावावभासिनम् ।
अर्हन्तं योगिध्येयं च, प्रणम्य आत्मदर्शिनम् ॥ १॥

श्रीसुखसागरं नत्वा, बुद्ध्यब्धिसद्गुरुं तथा ।
आत्मदर्शनगीतायाः, विवरणं विधीयते ॥२॥

અર્થ—ઈન્દ્રોની શ્રેણિવડે નમન કરાયેલા, સર્વ પદાર્થોને જણાવનારા, યોગી પુરૂષોને ધ્યાવવા યોગ્ય, આત્મદર્શિ અરિહંત પરમાત્માને નમીને, શ્રી ગુરૂવર સુખસાગરજી મહારાજ તથા બુદ્ધિસાગરસૂરિજી ગુરૂ મહારાજને નમીને આત્મદર્શન ગીતાનું વિવરણ આત્મસ્વરૂપનો અભ્યાસ કરવા કરીએ છીએ ૧-૨

વિવરણ—આ અખિલ ચરાચર જગતમાં અનાદિકાલથી વર્તતા સર્વ પ્રાણીઓ સુખની ઇચ્છાથી નિરંતર પ્રવૃત્તિ કરે છે, પણ તેઓ ઇષ્ટ સુખને કેમ નથી પામી શકતા? તેનું કારણ અવશ્ય વિચારવું જોઈએ. તે ઈષ્ટની પ્રાપ્તિ કરવામાં કોણ

# સમર્પણ

न मे किञ्चिद् न मे किञ्चिद् नाहमावेषु निश्चितम् ।
पूर्णोऽहं स्वीयवीर्येण सत्तया ज्ञानवानहम्

પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય યોગનિષ્ઠ શાસનદિવાકર
૧૫૦ ગ્રંથનાપ્રણેતા ગુરુદેવ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મ
ક્રિયા, જ્ઞાન અને યોગની ત્રિવેણીથી જૈનશાસનની
પ્રભાવના કરનાર આત્મદર્શન મસ્ત ગુરૂદેવના
ચરણારવિંદમાં આત્મદર્શનગીતાનું
વિવરણ સમર્પણ કરું છું

સદ્ગુરુદેવના ચરણકમલનો દાસ
ઋદ્ધિસાગર

॥ ॐ ॥

॥ श्रीमहावीरपरमात्मने नमः ॥

॥ श्रीरविसागर-सद्गुरुभ्यो नमः ॥

॥ श्रीसुखसागर-सद्गुरुभ्यो नमः ॥

# આત્મદર્શન ગીતા.

---

इन्द्रश्रेणिनतं वीरं, सर्वभावप्रकाशिनम् ॥
अर्हन्तं योगिध्येयं च, प्रणम्य आत्मदर्शिनम् ॥ १॥
श्रीसुखसागरं नत्वा, बुद्ध्यब्धिसूरीशं तथा ॥
आत्मदर्शनगीतायाः, विवरणं विधीयते ॥२॥

અર્થ–ઇન્દ્રોની શ્રેણિવડે નમન કરાયેલા, સર્વ પદાર્થોને જણાવનારા, યોગી પુરૂષોને ધ્યાવવાયોગ્ય, આત્મદર્શિ અરિહંત પરમાત્માને નમીને, શ્રી ગુરૂવર સુખસાગરજી મહારાજ તથા બુદ્ધિસાગરસૂરિજી ગુરૂ મહારાજને નમીને આત્મદર્શન ગીતાનું વિવરણ આત્મસ્વરૂપનો અભ્યાસ કરવા કરીએ છીએ ૧-૨

વિવરણ–અખિલ ચરાચર જગતમાં અનાદિકાલથી વસ્તા સર્વ પ્રાણીઓ સુખની ઇચ્છાથી નિરંતર પ્રવૃત્તિ કરે છે પણ તેઓ ઇષ્ટ સુખને કેમ નથી પામી શકતા? તેનું કારણ અવશ્ય વિચારવું જોઇએ તે, ઇષ્ટની પ્રાપ્તિ કરવામાં કોણ

આડુ આવે છે? શાથી આવે છે? તેને દૂર કરવા આપણે કેવો પ્રયત્ન કરવો જોઈએ? આ વાતને ખ્યાલમા રાખીને જગતગુરૂ, જગતપૂજ્ય, સર્વજ્ઞ પરમાત્મા તીર્થંકરોએ, જગત ઉપર વિહાર કરી પૃથ્વીને પાવન કરી, સર્વ આત્માઓને આત્મદર્શનની પ્રાપ્તિ માટે સમવસરણની મધ્યમા પ્રતિષ્ઠિત થઈને મોક્ષ માર્ગનો ઉપદેશ આપ્યો હતો તે સર્વજ્ઞ વાણીરૂપ અમૃતના પ્રવાહને, મહાદેવે જેમ સ્વર્ગગંગાને માથા ઉપર ઝીલી હતી તેમ, ગણધર દેવોએ પોતાના હૃદય પાત્રમા સંપૂર્ણ ઝીલીને ભાવિકાલમા ભવ્યાત્માઓને પરંપરાએ હિત સધાય તે કારણે દ્વાદશાંગરૂપ મહાશાસ્ત્રોની રચના કરી છે તેમજ અન્ય દર્શનના ગ્રંથના પતંજલિ, કપિલ, બૌદ્ધ વિગેરે મહર્ષિઓએ પણ તે આત્મસ્વરૂપની શોધ માટે, પણ ખુબ ખુબ પ્રયત્ન કરેલો છે. જે જે સ્વરૂપ તેઓને જેટલા અંશે જેવુ સમજાયુ તેવુ જગતને જણાવવા પ્રયત્ન કરીને ગ્રંથોની રચનાઓ તેઓએ પણ કરી છે. આ વસ્તુની વિચારણા સર્વ અધ્યાત્મીઓને સાત નય, ચાર નિક્ષેપ, પ્રત્યક્ષ પરોક્ષ રૂપ બે પ્રમાણ વડે સત્યનો સ્વીકાર, અસત્યનો ત્યાગ કરાય, તે માટે આપણા પૂજ્ય ગુરૂવરો શ્રી હરિભદ્ર સૂરીશ્વર, શ્રી હેમચંદ્ર સૂરીશ્વર, શ્રી આનંદઘન યોગીશ્વર વિગેરે મહાપુરૂષવરોએ આપણને બોધ આપેલો છે તેમના અનેક ગ્રંથો પ્રાકૃત સંસ્કૃત આદિ ભાષામાં રચાયેલા છે, પણ તેની વિચારણા બહુ ગહન હોવાથી મારા જેવા અલ્પ બુદ્ધિવાળા જલદી ગ્રહણ કરી શકે નહિ માટે પરમ

પૂજ્ય સર્વશાસ્ત્રવિશારદ, યોગનિષ્ઠ અધ્યાત્મદિવાકર જૈનાચાર્ય શ્રીબુદ્ધિસાગરસૂરીશ્વર ગુરુદેવે થોડા જ શ્લોકમા સાગરને ગાગરમા સમાવવાની જેમ સર્વ શાસ્ત્રોના અવગાહન વડે જે સત્ય અનુભવ જણાયો તેવો આ આત્મદર્શનગીતામા એકસો ને બાવીસ શ્લોકમા રચીને આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. પરમાત્મ દર્શન, પરમાત્મ જ્યોતિ આત્મ પ્રદીપ આદિ સંસ્કૃત અને બીજા પ્રાકૃત ગુર્જર ભાષાના લગભગ એકસો પચાસ ઉપરાંત ગ્રંથો રચીને તેઓ ચાવીરૂપે 'શ્રી મહાવીર પરમાત્માના તત્વજ્ઞાનમા મોટો ફાળો આપી ગયા છે. તેને જો આપણે વાંચન, અધ્યયન, અભ્યાસ કરીને, તે જ્ઞાનને અંતરમા અવતાર કરાવીને, શ્રદ્ધાપૂર્વક અપ્રમાદથી ચારિત્ર યોગવડે આચારમા લાવીને પ્રવૃત્તિમા ઉતારીએ, તો અવશ્ય આપણે ભવભ્રમણના જન્મમરણના અનિચ્છનીય દુઃખોથી મુક્ત થઈને આત્મશક્તિને મેળવીને શાશ્વત મુક્તિના સુખોનો અનુભવ કરી શકીએ માટે ગુરુદેવ 'શ્રી બુદ્ધિસાગરસૂરીશ્વર રચિત આ આત્મદર્શન ગ્રંથને વ્યક્ત કરીને આત્માના સત્ય સ્વરૂપની ઋદ્ધિને દેખી શકીએ, તથા હુ (ઋદ્ધિસાગર) આત્મઋદ્ધિ પ્રકાશ નામનુ આત્મદર્શન ગીતા ઉપરનુ વિવરણ રચવાનો પ્રારંભ કરૂં છુ

પૂજ્ય ગુરુદેવ મંગલાચરણ કરતાં જણાવે છે કે—

प्रणम्य परात्मानं योगिध्येयं सनातनम् ॥
पद्मदेवं गुरुं नत्वा वच्मि स्वात्मदर्शनम् ॥ १ ॥

અર્થ –યોગીઓને ધ્યાન કરવા યોગ્ય અને સનાતન એવા પરમાત્માને નમસ્કાર કરીને ધર્મ દેવ અને ગુરૂને નમસ્કાર કરીને સત્ય આત્મદર્શનને હુ કહુ છુ ॥૧॥

વિવેચન–પ્રથમ મન વચન કાયાથી પરમાત્માને નમસ્કાર કરવારૂપ ભાવમગલને ગ્રહણ કરવાનુ શુ પ્રયોજન છે ? મગલ કર્યો વિના પણ કીરણાવલી આદિ ગ્રથોના ગ્રથકારો પોતાનુ ગ્રથ રચવાનુ કાર્ય પૂર્ણ કરી શકેલ છે, અને બહુ મગલ કર્યા છતા પણ કાદબરીકાર પોતાનુ ગ્રથ રચવાનુ કાર્ય પૂર્ણ નથી કરી શકેલા આથી મગલ ગ્રથ પૂર્ણ થવામા ઉપાદાન કે નિમિત્ત કારણ નથી બનતુ, માટે મગલ આદિ કરીને ગ્રથનુ દલ વધારવુ તે નિષ્ફળ છે' આ પ્રશ્નનો જવાબ આપતા પૂજ્ય ગુરૂ મહારાજ જણાવે છે કે ' રે ભાઈ સાંભળ ! જ્યા ગ્રથકારને વધારે અતરાય-વિઘ્નો આડા આવેલા હોય ત્યા કરેલ મગલાચરણનુ અલ્પબળ હોવાથી વિઘ્નોનો નાશ નથી કરી શકાતો અને કીરણાવલીકારે પૂર્વ જન્મમા પુણ્યરૂપ પ્રબલ મગલ સિદ્ધ કરેલુ હોવાથી આ ભવમા ગ્રથ રચના માં તે ભૂતકાલિન મગલોએ આવતા વિઘ્નોનો નાશ કર્યો છે તેમ સમજવુ જેમકે લાંબા પ્રયાણમા સાથે લીધેલુ ભાથુ ભારે જગલની વચમા ખુટી જાય તો પ્રયાણ આગળ કેવી રીતે થાય?ત્યાજ ભૂખ અને પરિશ્રમના યોગે મરણ થઈ જાય પણ ઇષ્ટ સ્થાનકે ન પહોંચી શકે તેજ પ્રમાણે ગ્રથકાર પણ પુણ્યમય મગલવડે આવતા વિઘ્નોને હઠાવીને ગ્રથને પૂર્ણ કરી શકે છે તેથી ગ્રથની આદિમાં ઇષ્ટદેવની પૂજા સ્તુતિરૂપ મગલ આસ્તિ

નેમા પ્રવૃત્તિ કરનારા સર્વ શિષ્ટ પુરૂષોએ કરેલ છે

શિષ્ય કહે છે કે 'હે ભગવાન! ગ્રંથની આદિમા જે ગલ કરાય તેથી લોકો ગ્રંથનો આદર કરે એવું હુ નથી માની તો તે ગ્રંથમા જે ઈષ્ટ પ્રયોજન સિદ્ધ કરવાનું સામર્થ્ય ય, આપણને અધ્યયન માટે શકય હોય અને યથાર્થ સબ ત હોય, તો જ તેના ઈચ્છકો તે ગ્રંથમા અભ્યાસ અર્થે ત્તિ કરે છે માટે તે વસ્તુ અવશ્ય પહેલી હોવી જોઈએ'

ગુરૂ જણાવે છે કે 'આત્મ દર્શન સર્વ આસ્તિકોને ઈચ્છ ય છે તેથી તેના અર્થિઓ સત્ય આત્મદર્શનને પ્રાપ્ત કરવાની છાવાળા અવશ્ય આ ગ્રંથનો ભણવા માટે આરંભ કરશે જ રણ આત્મદર્શન પરમ મુક્તિનો હેતુ છે તેથી આ ગ્રંથ દ્ધ પ્રયોજનવાળો છે' અભિધેય 'સત્યઆત્મદર્શન' ગ્રંથી આત્મદર્શન ગીતા જાણી શકાય છે તેમજ તે શકય છે અલ્પ અક્ષર અને અર્થથી મહાન ગ્રંથ અભ્યાસમા ગમ થાય છે તે શકય અને આદરણીય છે શબ્દવડે ગ્રંથનો યથાર્થ બોધ થવાના હેતુથી વાચ્ય વાચક સબધ ઘટે છે આમ 'અનુબધ ચતુષ્ટય' યુક્ત આદિ વાકયો વાથી નવા અભ્યાસીને ગ્રંથમા પ્રવેશ કરાવીને ઈષ્ટાર્થની પ્તિ કરાવે છે

ગુરૂવર જણાવે છે કે પ્રણિપત્ય પરાત્માન 'મન વચન યાની પ્રવૃત્તિપૂર્વક એકાગ્રભાવે પરાત્માને નમીને અહિ આ બ્દથી આત્માની ત્રણ અવસ્થાઓ વડે ભેદ પડે છે તેમા બાહ્યાત્મા છે તે જીવ અજીવ પુણ્ય પાપ આદિને

જાણતા ન હોવાથી આત્મદર્શન માટે અયોગ્ય છે અને અંતરાત્મા બીજો ભેદ છે તે તો સદ્‌ગુરુની કૃપાના કરતો સર્વ તત્ત્વાતત્ત્વનો જ્ઞાતા થઈને આત્મદર્શનને કાંઈક અંશે પ્રાપ્ત કરે છે સંપૂર્ણ આત્મદર્શનને પરમાત્મા એટલે સર્વ આવરણોને દૂર કરીને કેવલજ્ઞાન-દર્શનને પ્રાપ્ત કરીને સિદ્ધિ સ્થાનને પ્રાપ્ત થયેલા સિદ્ધ ભગવંત કરી શકે છે આવા પરમાત્માને નમસ્કાર ત્રિકરણશુદ્ધિપૂર્વક કરતા આત્મા મોક્ષમાર્ગ તરફ ગમન કરનારો થાય છે તેથી તે, પરમાત્મા મોક્ષ અર્થિ એવા યોગિજનો ગણધરાદિ સર્વ સાધુઓ દ્વારા એકાગ્ર ભાવે ધ્યાન કરવા યોગ્ય છે તેમજ તે પરમાત્મા પ્રવાહની અપેક્ષાથી અનાદિકાલથી, પવિત્રતા પામેલા અનંત છે તેમને નમસ્કાર કરીને, ધર્મ, દેવ, ગુરુને નમીને તે ત્રણને અવશ્ય નમસ્કાર કરીને સત્ય આત્મદર્શન જેથી પ્રાપ્ત થાય તે, આત્મદર્શન ગીતાની રચના કરવા માટે હું પ્રવૃત્તિ કરું છું.

અહિં 'પરાત્માને', એ શબ્દથી પ્રકૃતિથી નિર્લેપ છે, તે 'પરમાત્મા' વંદનીય છે યોગીનું ધ્યેય છે તે અદ્વૈત મતમાં પરમ બ્રહ્મ સ્વરૂપને ગ્રહણ કરાય છે, જે માયાના પ્રપંચથી મુક્ત છે, બૌદ્ધ મતે બુદ્ધ દેવનું ગ્રહણ થાય છે કે જેથી જગતના સર્વ દૃશ્ય પદાર્થો ક્ષણિક દેખાય છે નૈયાયિક મતે જગત કર્તાનું ગ્રહણ કરાય છે, જેમાં શુદ્ધ ચૈતન્ય નિત્ય દેખાય છે અહિંમાનું શુદ્ધ સ્વરૂપ, તે સર્વ મત પંથના આચાર્યોને સ્વીકૃત છે, તેથી તેની પ્રાપ્તિ

અર્થે મહત્તાની મેળવવા માટે સ્વર્ગના લાભ માટે સર્વ મત પંથના સેવકોને પરમાત્મા સ્વીકૃત છે તેમને ખુશ કરવા જેજે અનુષ્ઠાનો થાય છે તે ધર્મ કહેવાય છે તે ધર્મને પ્રગટ કરનારા દેવ સમજવા અને તે પ્રવાહને ઉપદેશની પરંપરાથી ચલાવનારા ગુરૂઓ સમજવા તેમને નમસ્કાર કરીને આત્માનું સત્ય સ્વરૂપ જે જ્ઞાનવડે સમજાય તે સત્ય આત્મ દર્શન ગીતા ગ્રંથ હું (બુદ્ધિસાગર સૂરિ) તમને, શ્રોતાજનોને કહું છું ॥૧॥

આત્માના દર્શનનું મહાત્મ્ય જણાવતા ગુરૂદેવ જણાવે છે કે—

आत्मनो दर्शनं श्रेष्ठं, सर्वपापप्रणाशकम् ॥
दृश्यते येन सत्तत्त्वं, दर्शनं तद्धि कथ्यते ॥ २ ॥

અર્થ—આત્માનું દર્શન શ્રેષ્ઠ છે, સર્વ પાપનો નાશ કરવામાં સમર્થ છે તે સત્તત્ત્વ જે શક્તિથી જણાય તે-દર્શન નિશ્ચયથી કહેવાય છે ॥૨॥

વિવરણ—પ્રાણીમાત્ર એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના સર્વને દર્શન નામક કર્મના ક્ષયોપશમ યોગે અવશ્ય હોય છે જેઓને દર્શનશક્તિ નથી તેઓ જડ પુદ્ગલ રૂપ વા અજીવ રૂપ કહેવાય છે, એમ જૈનદર્શન કહે છે, પણ સામાન્ય રીતે સર્વ જીવોને તેના કર્મદલનો ક્ષયોપશમ જેવો હોય તે પ્રમાણે, દર્શનશક્તિ રૂપી દૃષ્ટિ વિકસ્વર થાય છે, એકેન્દ્રિય-વૃક્ષ, વનસ્પતિ, પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, જીવોમાં માત્ર સ્પર્શન દર્શન શક્તિ છે,

બેઈન્દ્રિયો, તેઈન્દ્રિયો, ચઉરિન્દ્રિયો અને પચેન્દ્રિયો જે પ્રાણીઓને હોય છે, તેમને તે અનુક્રમે વિશેષ વિશેષ ભાવે ખીલેલ હોય છે આ દર્શનશક્તિ ઈન્દ્રિયો વડે બાહ્ય પુદ્‌ગલ પદાર્થોને ગ્રહણ કરવાનુ કામ કરી શકે છે પણ જે અપૌદ્‌ગલિક પદાર્થ છે તેને તથા તેના ગુણ-સ્વરૂપને ગ્રહણ કરવામા ઇન્દ્રિયો સમર્થ નીવડતી નથી દેવ, નારક, તિર્યંચો અને મનુષ્યોને બાહ્ય દર્શન શક્તિ છે તે વડે જગતના ઈષ્ટ ભોગો પુણ્યવડે પ્રાપ્ત કરીને ભોગવે છે અને પાપનો જો ઉદય હોય તો તે ઈન્દ્રિયો વડે બાહ્ય પદાર્થોને ગ્રહણ કરીને દુ ખનો ઉપભોગ કરવો પડે છે પણ ત્યા કોઈને પણ આત્મ સ્વરૂપનુ દર્શન ઇન્દ્રિયો અને મન વડે થઈ શકતું નથી ત્યારે આત્મ દર્શન કરવા માટે એવી કઈ અપૂર્વ શકિત છે ? તે જાણવાની જિજ્ઞાસા, અભિલાષા જેને થાય તે ભવ્યાત્મા ઓ જ હોય

જેઓને આત્મદર્શન થાય તેઓ અલ્પકાળમા પરમાનદ પદદાયક મુક્તિનો લાભ પ્રાપ્ત કરી શકે છે, તેઓને આત્મ દર્શન થયા પછી નારક કે પશુયોનિમા અવતાર લેવાનું કારણ પ્રાય નથી જ રહેતું કારણ કે આત્મદર્શન કરનારને જગતના સર્વ પ્રાણીઓ ઉપર રાગ-દ્વેષ નથી રહેતો સર્વત્ર સમભાવ પ્રગટે છે પૂજ્ય દેવ ગુરૂ અને સાધર્મિક બધુઓમા વાત્સલ્ય પ્રગટે છે, પુદ્‌ગલ ભોગમા ઇચ્છાની નિવૃત્તિ થાય છે તે જીવ ભૂશય્યા કરતો હોય કે ભોગોમાં પડેલો હોય તો પણ હર્ષ શોક નથી કરતો, વસ્તુ તત્વનો નિશ્ચય થયો હોવાથી સમતા ભાવે આનદમા રહે છે, તેથી આત્માનું દર્શન

પરમાનંદનું ઉપાદાન કારણ હોવાથી પરમ શ્રેષ્ઠ છે તેમજ પુદ્ગલ ભોગની ઈચ્છા નષ્ટ થયેલ હોવાથી તેના અર્થિઓ સાથે ઝઘડામાં આવવાનું પણ નથી બનતું તેથી કોઈને તે આત્મદૃષ્ટિવાળો આત્મા પોતાનો દુશ્મન નથી કરતો, તેમ પોતે પણ કોઈનો દુશ્મન નથી બનતો આત્મદૃષ્ટિ આત્મા વસ્તુત અજાતશત્રુ બનતો હોવાથી સર્વ પાપનો ક્ષય કરનારો થાય છે આવી દર્શનશક્તિ જેથી પ્રગટ થાય તે ભાવના નામથી ઓળખાય છે

ત્રણ પ્રકારના ભાવો શાસ્ત્રોમાં જણાવ્યા છે (૧) ક્ષાયિકભાવ (૨) ઉપશમભાવ (૩) ક્ષયોપશમ ભાવ આ ત્રણ પ્રકારના અધ્યાત્મિક ભાવો, આત્માને મોહનીય જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય રૂપ કર્મનો ક્ષય ઉપશમ ક્ષયોપશમ જેટલા અંશે થાય તેટલા અંશે આત્મ દર્શન સ્પષ્ટ કે અસ્પષ્ટ કરાવી શકે છે

પ્રથમ ક્ષાયિક ભાવ મોહનીય કર્મની જે અઠાવીશ પ્રકૃતિઓ છે તેમાંથી પ્રથમ સાત પ્રકૃતિ-અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ તથા સમ્યક્ત્વ મોહનીય, મિશ્રમોહનીય અને મિથ્યાત્વ મોહનીય રૂપનો ક્ષય કરે તેને થાય છે આ ક્ષાયિકભાવે જીવ આત્મદર્શન કરી શકે છે અને તે ભાવ પ્રાપ્ત થયેલ જીવ ત્રીજા ભવે મોક્ષમાં જાય છે તે ભાવ નિત્ય-કાયમ રહે છે પ્રાપ્ત થયા પછી નષ્ટ થતો નથી ઉપશમ ભાવે આત્મદર્શન થાય તે અલ્પકાળમાં નષ્ટ થાય છે પણ તે

આત્મા અર્ધપુદ્ગલ પરાવર્તમાં મોક્ષ મેળવનારો થાય, છે, તેમજ ક્ષયોપશમ ભાવે થયેલું આત્મદર્શન લગભગ છાસઠ સાગરોપમ સુધી રહી શકે છે અને લગભગ સાત આઠ ભવમાં તે આત્માને મોક્ષમાં પહોંચાડવાનું તેનું આલંબન રહે છે તે કારણે આત્મદર્શનરૂપ ભાવો અત્યન્ત શ્રેષ્ઠ છે અને તે જ આત્માનું સમ્યક્‌ત્વરૂપ સદ્દર્શન કહેવાય છે ॥ ૨ ॥

આમ કહીને પૂજ્ય ગુરૂદેવે આત્મદર્શનનું મહાત્મ્ય સામર્થ્ય અને ફલ પણ વ્યક્ત કરીને સ્પષ્ટ નીચે પ્રમાણે દેખાડયું છે.

सहज्ञान दृग्स्वरूपस्य चेतनस्य प्रबोधकम् ।

कृत्वा भव्या शिवं यान्ति, स्थिरं शाश्वतमालयम् ॥ ३॥

અર્થ –સહજજ્ઞાન દર્શસ્વરૂપવંત ચૈતન્યમય આત્માનું સારા પ્રકારનું શુદ્ધજ્ઞાન જે ભવ્યાત્માઓ કરે છે તે આત્માઓ અલ્પકાળમાં અનંત શાશ્વત સુખના મહાલય સમાન અત્યંત એકાંત સ્થિર શિવપદને પ્રાપ્ત કરે છે ॥ ૩ ॥

વિવરણ –નિશ્ચય નયવડે આત્મા–ચેતન સ્વભાવથી જ સહજ ભાવે સચ્ચિદાનન્દ સ્વરૂપ છે અર્થાત્ જ્ઞાન દર્શન, ચારિત્ર–વીર્ય ઉપયોગમયજ છે પણ ખાણમાથી બહાર કઢાતું સુવર્ણ માટીમાં એક રસરૂપ હોવાથી સોના તરીકે જણાતું નથી, તેમ આત્મા પણ અનાદિ (આદિના છેડા વિનાનો) કર્મસંબંધથી લેપાયેલો છે. તે અનાદિ નિગોદ રૂપ સાધારણ વનસ્પતિમાથી કાલપરિણતિના વિપાકની પરિપક્વતાએ બહાર આવે છે અને ક્રમે ક્રમે તે શક્તિનો જેમ જેમ અનુકુળ સાધન

નરૂપે નિર્મિત કારણ મળે તેમ તેમ આગળ વધતો સંક્ષેપથી દ્વિતીયપદ પામીને યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિ કરણ અન્તકરણ કરીને સમ્યક્દર્શનરૂપ આ સદ્દશનને અનુમાર્થી ક્ષાયિક ભાવે પ્રાપ્ત કરે છે અને આત્માનો ચૈતન્ય વિકાસ સાધે છે તેને ક્ષાયિક ભાવે સાધનારા આત્માઓ પૂર્ણ આત્મ સ્વરૂપને અનુક્રમે જ્ઞાન, દર્શન, ચારિત્રવડે સાધીને કર્મ મલનો સંપૂર્ણ નાશ કરીને અત્યંત સ્થિર શાશ્વત સુખના અદ્વૈત સ્થાનરૂપ શિવ-કલ્યાણમય મોક્ષને પ્રાપ્ત કરે છે ॥૩॥

આમ આત્મદર્શનને સુખ જણાવીને હવે અંતર અને બાહ્ય દૃષ્ટિનું નિરૂપણ કરતા જણાવે છે કે –

आत्मदृष्टिप्रभावेन, मोहदृष्टिर्विहन्यते ॥
बाह्यदृष्टिर्भवभ्रान्ति, विनश्येदात्मदृष्टितः ॥ ४ ॥

અર્થ –આત્મદર્શન રૂપ જે સમ્યગ્ દૃષ્ટિ તે આત્મ દૃષ્ટિ તેના પ્રભાવથી મોહમય રાગાદિતમય દૃષ્ટિ અવશ્ય હણાય છે જે મોહમય ને બાહ્ય દૃષ્ટિ જીવને છેલ્લે ભવમાં ભમાડનારી-ભ્રમણા કરાવનારી છે તે, આત્મદૃષ્ટિથી અવશ્ય થોડા વખતમાં નાશ પામે છે ॥૪॥

વિવરણ –આત્માનું દર્શન જેને થયું છે તે આત્મદૃષ્ટિ આ જીવ પૂજ્ય ગુરૂઓની ઉપાસના કરીને, ગુરૂઓના સદ્ ઉપદેશ પ્રમાણે ક્રિયા અનુષ્ઠાન કરીને, ગુરૂના ઉપદેશમાં શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિ કરીને જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય,

અને મોહનીય કર્મનો ક્ષયોપશમ થતા યથાપ્રવૃત્તિ કરણુ કરતા તે મોહનીય કર્મના સીત્તેર કોટાકોટી સાગરના ભોગ્ય દલો અને જ્ઞાન, દર્શન, અ તરાયની ત્રીસ કોટાકોટી સાગ રોપમમા ભોગવાય તથા નામ, ગોત્ર, વેદનીયના વીસ કોટા કોટી સાગરમા ભોગવાય તેવા કર્મદલોને આ યથાપ્રવૃત્તિ કરણના બળથી વિખેરીને એક કોટાકોટી સાગરમા ભોગવાય તેટલા બાકી રાખે છે પછી અપૂર્વકરણમા પ્રવેશ કરીને એક મુહૂર્તમા વેદાય તેટલા દલને રાખી બાકીનાને ઉપ શમાવી દે છે મોહનીયકર્મ ી સાત પ્રકૃતિ ભોગ્યદલોને ઉદયમા લાવે છે તેને ભોગવીને ખપાવતા ખપાવતા એક અ તર્મુહૂર્ત ભોગ્યદલને બાકી રાખીને અ ત કરણ કરી તેને ખપાવીને ઉપશમ ભાવમય સમ્યગ્દર્શનનો અનુભવ અપૂર્વ સુખરૂપે વેદે છે કહ્યુ છે કે –

अट्ठण्ह पयडीण उक्कोसठिइइ वट्टमाणो उ ।
जीवो न लहइ सामाइय चउण्ह वि एगयर ॥(१०५)॥

જે વારે જ્ઞાનાવરણાદિ આઠે કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વર્તે છે, ત્યારે જીવ ચારમાંથી એક પણ સામાયિકાદિને નથી પામતો ત સામાયિક, સમ્યક્ત્વ સામાયિક, દેશ વિરતિ કે સર્વ વિરતિને નથી પામતો પણ જ્યારે –

सत्तण्ह पयडीण अब्भिन्तर होउ कोडाकोडीण ।
काउण सागराण जइ लहइ चउण्हमण्णयर ॥ २ ॥

પણ જ્યારે સાત કર્મની સ્થિતિને એક કોડાકોડીની

અંદર લાવે છે ત્યારે ચારમાંથી એક બે સામાયિકને આત્મા પામી શકે છે

તત્ર'— સધાદ્યન તાનન્તમવાર્તેષુ, દહિષુ જ્ઞાનદૃગ્વ્યાહૃતિ
પેદ્યાન્તરાયાભિધકર્મકર્મણામ્ ॥ १ ॥

સાગરોપમકોટીનાં કોટ્યાસ્ત્રિંશત્પરા સ્થિતિ ।
વિંશતિર્ગોત્રનામ્નોચ, મોહનીયસ્ય સપ્તતિ ॥ २ ॥

તતો ગિરિ સરિદ્ ગ્રાવ ઘોલણા ન્યાયત સ્વયમ્ ।
ક્ષીયન્તે સર્વકર્માણિ કાલાનુમાવત ક્રમાત ॥ ३ ॥

एकोनत्रिंशदेकोनविंशत्येकोनसप्तति' ।
सागराणां कोटाकोटी स्थितिषु मुख्यकर्मणाम् ॥ ४ ॥

देशोनैकारशिष्टोब्धिकोटाकोटी तु जन्मिनः ।
यथाप्रवृत्तिकरणाद् ग्रथिदेश समियति ॥ ५ ॥

रागद्वेषपरिणामो दुर्भेदो ग्रन्थिरुच्यते
दुरुच्छेदो दृढतर काष्ठादेरिव सर्वदा ॥ ६ ॥

तीराभ्यर्णान्महापोता, इव वातसमाहताः ।
रागादिप्रेरिता केऽपि व्यावर्तन्ते पुनस्ततः ॥ ७ ॥

तत्रैव तु परिणामविशेषादासन्नपरे,
स्थलस्खलितगमनाः भांति सरितामिव ॥ ८ ॥

अपरे ये पुनर्भव्या भाविभद्रा शरीरिण ।
आविष्कृत्य परं वीर्यमपूर्वकरणेन ते ॥ ९ ॥

अविकमनिः प्रहशात् ग्रंथि दुरतिक्रमम् ।
अविधान्तमदा यानो नृभूमिमिवाघगा ॥ १० ॥
अथातिदृनिकरणाद तकरण कृते तथा
मिथ्यात्व विरलीकृत्य, चतुर्गतिवनन्तरा ॥ ११ ॥
अन्तर्मुहूर्तिक सम्यग् दर्शन-प्राप्नुवन्ति यतः
निसर्गहेतुकमिद् सम्यग्श्रद्धानमु यत ॥ १२ ॥

અર્થ—અનાદિ અનંત સંસારનો જન્મ મરણ રૂપ આવર્તમાં ભમતા જીવોને જ્ઞાનાવરણ દર્શનાવરણ, વેદનીય અને અંતરાય રૂપ કર્મપ્રકૃતિની ત્રીશ કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે. ગોત્ર નામ એ બેની વીશ કોટાકોટી સાગરોપમની સ્થિતિ હોય છે અને મોહનીય કર્મની સીત્તેર કોટાકોટી સાગરોપમની સ્થિતિ હોય છે આ સર્વે જીવો નિગોદ, નારકી દેવ મનુષ્ય વિગેરે યોનિઓમાં રહેલા હોય છે.

પર્વતના પ્રપાતમાંથી ઉપરથી પડતા નદીના પ્રોધના પાણીના મારથી ક્રોધક પથ્થર ઘસડાતો ઘસડાતો અથડાતો સહજભાવે ગોળ દડા જેવો દેખાવમાં સુંદર બની જાય છે, તેમ જીવો પણ સાતે કર્મના ફલનો ભોગ કરીને તેના ફલને ભોગવીને જ્ઞાનદર્શનાવરણીય વેદનીય અને અંતરાય કર્મની ઓગણત્રીશ, નામ ગોત્ર કર્મની ઓગણીસ, મોહનીય કર્મની ઓગણોસીત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિને ખપાવીને એક કોડાકોડીમાં પલ્યોપમના અસંખ્યાતમા

ભાગ ઓછી એવી સ્થિતિ બાકી રાખે છે. જ્યારે
તે જીવ યથાપ્રવૃત્તિકરણથી આયુ વિના કર્મની મોટી
સ્થિતિનો ક્ષય કરીને એક કોટાકોટી સાગરમાં પલ્યોપમના
અસંખ્યાત ભાગે ઓછી રાખે છે, ત્યારે તે જીવ મોહનીય
કર્મની ભારે ગણાતી ગાંઠની પાસે આવ્યો કહેવાય છે.
આ ગાંઠ એટલે શું વસ્તુ સમજવી ? જણાવે છે કે
જેમ રાયણના મૂળની ગાંઠ અત્યન્ત કઠણ હોવાથી
કુહાડાવડે જલદી ભેદાતી નથી તેમ જીવોને પણ જેમ
આત્મપ્રદેશ સાથે લાગેલા કર્મ રૂપ મહાવૃક્ષમૂળરૂપ આઠ કર્મ
ની ગાંઠ પણ અત્યન્ત દુઃખે ભેદાય તેવી હોય છે કોઈક મહાવીર્યવાન
જ તેનો પાર પામે છે. પણ ઘણા જીવો આ યથાપ્રવૃત્તિ
કરણ યોગે ગ્રંથિની નજીક આવીને ફરી મોટી કર્મની
સ્થિતિને ગ્રહણ કરી પાછા જાય છે જેમ વહાણ મહાસમુદ્રને
ઓળંગીને કાંઠાની નજીક આવીને આવર્તમાં સપડાઈને પાછું
મહાસમુદ્રમાં હડસેલાઈ જાય છે તેમ જીવો નજીક આવ્યા
છતાં પણ ગ્રંથિભેદ કર્યા વિના સંસાર કર્મજલમાં બૂડી જાય
છે. તેમાં કેટલાક મહાત્માઓ તેવા પ્રકારના શુભ પરિણામના
બલથી ગ્રંથિભેદ કરે છે આ ગ્રંથિભેદ તે અપૂર્વકરણ છે

મહાપ્રયત્ને આગળ ગ્રંથિભૂમિમાં અનિવૃત્તિકરણ વડે
પ્રવેશ કરીને અંતરકરણ વડે મિથ્યાત્વના દલને છૂટા પાડીને તેને
આત્માથી ભિન્ન કરવા પ્રવૃત્તિ કરે છે તેને જો સમૂળ ક્ષય
કરે તો ક્ષાયિક સમ્યક્ત્વરૂપે આત્મદર્શન પ્રાપ્ત થાય અને
ઉપશમ કરીને સત્તામાં દબાવી દે તો ઉપશમભાવમય આત્મ
દર્શન કરે છે એમ તે અન્તર્મુહૂર્ત સ્થિતિ સુધી રહે છે.

આવુ આત્મદર્શન નિસર્ગ સહજ ભાવે આત્મ શુદ્ધ પરિણતિ રૂપ હોય છે તે સુદેવ, ગુરૂ, ધર્મતત્ત્વની શુદ્ધ પૂર્ણ શ્રદ્ધામય સમ્યક્ત્વરૂપ આત્મદર્શન છે

તે સમ્યદર્શન જો ક્ષાયિકભાવે પ્રાપ્ત થાય તો ત્રીજા ભવની અદર મોક્ષ પ્રાપ્ત થાય છે અને ઉપશમ ભાવે પ્રાપ્ત થાય તો તે અલ્પકાળમા ચાલ્યુ જાય છતા પણ અર્ધપુદ્ગલ પરાવર્તથી વધારે વખત સસારમા તે જીવ રહેતો નથી ક્ષયોપશમ ભાવનુ સમ્યગ દર્શન સાત ભવ સુધી આત્માનો સાથ કરે છે તેટલા વખત સુધી રહેતો અવશ્ય મોક્ષના દ્વાર સુધી આત્માને પહોચાડી આવે છે, તેમજ ત્રણ ભાવમાંથી કોઈપણ ભાવવાળુ સમ્યગ્ આત્મદર્શન આત્માના સહેજ સ્વરૂપનો સત્ય બોધ કરાવે છે અને અનુક્રમે જ્ઞાન દર્શન ચારિત્રની પ્રાપ્તિ કરાવીને અત્યન્ત સ્થિર અપુન રાવૃત્તિ રૂપ શાશ્વત, શિવ મોક્ષના સ્થાનમા લઈ જાય છે તેવી આત્મદૃષ્ટિ અનતાનુબધીના ક્રોધ, માન, માયા, લોભ, મિથ્યાત્વ, અવિરતિ અને અશુભ યોગનો નાશ કરી શકે છે એટલે અનાદિ કાળથી આત્મા જે મિથ્યાત્વયોગે પુદ્ગલ સુખમા રાચતો હતો તે દૃષ્ટિરૂપે આત્માત્મસ્વરૂપે હતો હવે સમ્યગ્ આત્મદર્શનવડે તે અશુભ ભાવનો ક્ષય કરીને સહજાનદ સ્વરૂપના ભોગમાટે સમ્યગ્જ્ઞાન ચારિત્રને પામીને તેમા શુદ્ધોપયોગવડે પ્રવૃત્તિ કરનારો થાય છે ॥૪॥

આત્મદર્શનથી કેવો આનદ પ્રગટે છે, તે જણાવે છે –

स्वकीयदर्शनादानन्दो, हृद्यारंभाज्ज्ञानप्राप्यते ।
पूर्णपूर्णतामेति, पूर्णब्रह्मप्रभावतः ॥५॥

અર્થ – આત્મા જ્યારે પોતાના સહજ સ્વરૂપમય આત્માનુ દર્શન-નિશ્ચયભાવે પ્રાપ્ત કરે છે ત્યારે પોતાના દર્શનથી તે અપૂર્વ આનંદ અનુભવે છે તેથી જ્યારે તે પૂર્ણદર્શન પ્રાપ્ત કરે છે ત્યારે પૂર્ણ ધર્મની પ્રાપ્તિથી સંપૂર્ણ આનંદને નિત્ય અનુભવતો વિચરે છે ॥૫॥

વિવેચન–સહજભાવે આત્મા જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સચ્ચિદાનંદ ધર્મ છે તેનુ રૂપ અનાદિકાળથી મોહના જોરે અવરાયેલુ હતું તેને અપૂર્વકરણ અનિવૃત્તિકરણ વડે અનંતાનુબંધીની ચોકડી અને ત્રણ મોહનીય-મિથ્યાત્વ, મિશ્ર, અને સમ્યક્ત્વરૂપ ત્રણ પુદ્ગલરૂપ આવરણને દૂર કરીને આત્મસ્વરૂપની પૂર્ણ રુચિવંત થયેલો આત્મા પોતાના સ્વરૂપની શ્રદ્ધાનુ રુચિપૂર્વક જે દર્શન કરે છે તેથી અજ્ઞાન મોહનો ક્ષયોપશમ ઉપશમ અથવા ક્ષાયિક ભાવ થવાથી દર્શન કરે છે તેથી સ્વદર્શનનો આનંદ અનુભવતો છતો સમ્યગ્જ્ઞાન ચારિત્રપૂર્ણની પ્રાપ્તિ માટે મહાવીર્યને પ્રગટાવતો એવો અંતરાત્મા પૂર્ણ ચારિત્ર ધર્મના પ્રભાવથી અપ્રમાદચારિત્રની ભૂમિમા ધર્મ શુક્લ ધ્યાનમય ગુણસ્થાનકે ચડતો સર્વ મોહ તથા જ્ઞાનાવરણ, દર્શનાવરણ, અંતરાય કર્મનો ક્ષય કરીને પૂર્ણ સચ્ચિદાનંદનો અનુભવ કરતો પૂર્ણાનંદનો અનુભવ સાક્ષાત્ કરે છે શ્રીમાન્ યશોવિજયજી મહોપાધ્યાય પરમાત્મદર્શનમા જણાવે છે કે —

नित्यविज्ञानमानन्द, ब्रह्म यत्र प्रतिष्ठितम् ।
शुद्धबुद्धस्वभावाय, नमः तस्मै परमात्मने ॥१

જે નિત્ય એવા સર્વ વિજ્ઞાનો એટલે આપણી દષ્ટિમા નહિ આવનારા અદશ્ય અને દશ્ય જડ પદાર્થો તથા ચૈતન્યવ ત આત્માદિ પદાર્થોને કેવળજ્ઞાન દર્શનવડે જોતા જાણતા હોવાથી તેમનુ જ્ઞાન પણ વિજ્ઞાન કહેવાય છે તેવા વિજ્ઞાન અને નિત્ય આનદને ભોગવતા પરમાત્મા સ્વરૂપ પરમ બ્રહ્મ મય પ્રતિષ્ઠિત થયા છે અને શુદ્ધ બુદ્ધ સ્વભાવમય નિત્ય વર્તે છે તે પરમાત્મા પરમ બ્રહ્મને મારા નમસ્કાર થાવ

આથી પૂર્ણધર્મ એ આત્માનો જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઉપયોગમય નિત્યધર્મ છે તેમા રમણતા કરનારા સિદ્ધ પરમાત્મો શુદ્ધબોધને-જ્ઞાનને પામેલા હોવાથી બુદ્ધ કહેવાય છે અવિચલિત ધર્મવાલા હોવાથી બ્રહ્મ કહેવાય છે નિર્વિકારી હોવાથી શુદ્ધ પણ કહેવાય છે તેઓ પૂર્ણધર્મ ની પ્રાપ્તિથી પૂર્ણાનંદના નિત્ય ભોક્તા છે તેની પ્રાપ્તિથી આત્માને આત્મદર્શનરૂપ સમ્યગ્દર્શન પ્રાપ્ત થતા પૂર્ણ ઈચ્છા થાય છે, તેથી તે માટે અવશ્ય ઉદ્યમ કરવો ... જે અ તરાત્મા દ[illegible] થયેલા છે તેઓ પૂર્ણતા[illegible] ઉદ્યમ કેવી રી[illegible]

[illegible]

[illegible]ક્રિમાર ...દો
ધર્મ રહેલો
મા પૂર્ણ
મ મ

વિવેચન—આત્માઓ સહજ સ્વભાવથી નિત્ય સચ્ચિદાનંદ સ્વરૂપ છે તો પણ અનાદિકાળના કર્મના મળથી ગાઢ લેપાયેલ હોવાથી અંશથી એટલે આઠ રુચક પ્રદેશ વડે નિત્ય શુદ્ધ હોવાથી તે અંશથી શુદ્ધ છે જ, તેથી અપૂર્ણ શુદ્ધ ગણાય છે તેને સ્વરૂપનું કાંઈક ભાન સંજ્ઞિ પંચેન્દ્રિય અવસ્થામાં આવ્યા પછી સદ્ગુરુના યોગે જીનવર, ભગવંતના ઉપદેશ રૂપ અમૃતનું પાન કરીને અનાદિમોહને ઓળખે છે ત્યારે થાય છે તેથી હું ભિન્ન છું શરીર, ઇન્દ્રિયો, મન એ મારા નથી બાહ્ય દેખાતા ભોગના સાધનો મારા નથી હું રાજા કે કોઈનો નોકર કે દાસ નથી જે કર્મયોગથી જે ભેદ દેખાય છે તેથી હું સર્વથા ભિન્ન છું મારૂ સહજ સ્વરૂપ જ્ઞાન, દર્શન, ચારિત્રમય છે ને શરીરથી જુદું છે એમ નિશ્ચય કરીને સુદેવ, સુગુરૂ સુધર્મ આદિ સારૂપ ધર્મ આચરતો છતો અંતરંગ ભાવનો પામતો આત્મા પૂર્ણ ધર્મવંતું જાણવો તે આત્મા પોતાના સહજ ગુણોને પામી કરવા સમ્યગ્ દર્શનવંત એવો પુદ્ગલ ભોગની ઇચ્છાનો ત્યાગ કરીને સ્વશક્તિને અનુસારે સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્રમાં વીર્યને પ્રગટાવતો અનુક્રમે ગુણશ્રેણિએ ચઢતો શ્રાવકના યા સાધુના ગુણોની ઉપાસના કરતો અપ્રમતભાવે ભાવચારિત્રપણામાં આવીને તપ સંયમ ત્યાગમાં સંવેગ નિર્વેદ પૂર્વક ચડતો અપૂર્વ કરણરૂપ નિવૃત્તિ કરણરૂપ ચારિત્રને પામતો ક્ષાયિકભાવની યોગ શ્રેણિ ઉપર આરૂઢ થઈને આત્મામાં સત્તામાં રહેલ રત્નત્રયીની ઉપર લાગેલા કર્મ મલ, પોતા પોતા આવિર્ભાવે સહજ ગુણોની પૂર્ણતાને પામે છે

જે નિત્ય એવા સર્વ વિજ્ઞાનો એટલે આર્પણીદષ્ટિમા નહિ આવનારા અદશ્ય અને દશ્ય જડ પદાર્થો તથા ચૈતન્યવત આત્માદિ પદાર્થોને કેવળજ્ઞાન દર્શનવડે જોતા જાણતા હોવાથી તેમનુ જ્ઞાન પણ વિજ્ઞાન કહેવાય છે તેવા વિજ્ઞાન અને નિત્ય આનદને ભોગવતા પરમાત્મા સ્વરૂપ પરમ બ્રહ્મ મય પ્રતિષ્ઠિત થયા છે અને શુદ્ધ બુદ્ધ સ્વભાવમય નિત્ય વર્તે છે તે પરમાત્મા પરમ બ્રહ્મને મારા નમસ્કાર થાવ

આથી પૂર્ણધર્મ એ આત્માનો જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઉપયોગમય નિત્યધર્મ છે તેમાં રમણતા કરનારા સિદ્ધ પરમાત્મા શુદ્ધબોધને જ્ઞાનને પામેલા હોવાથી બુદ્ધ કહેવાય છે અવિચલિત ધર્મવાલા હોવાથી બ્રહ્મા કહેવાય છે નિર્વિકારી હોવાથી શુદ્ધ પણ કહેવાય છે તેઓ પૂર્ણધર્મની પ્રાપ્તિથી પૂર્ણાનંદના નિત્ય ભોક્તા છે તેની પ્રાપ્તિથી આત્માને આત્મદર્શનરૂપ સમ્યગ્દર્શન પ્રાપ્ત થતા પૂર્ણ ઈચ્છા થાય છે, તેથી તે માટે અવશ્ય ઉદ્યમ કરવો ॥૫॥ જે અતરાત્મા દર્શને પ્રાપ્ત થયેલા છે તેઓ પૂર્ણતા માટે ઉદ્યમ કેવા રીતે કરે તે કહે છે—

अपूर्णः पूर्णतामेति, पूर्णधर्मप्रभावतः ।
येनांशेन स मुच्यते, तेनांशेन स मुक्तिभाक् ॥६॥

અર્થ —આત્મામા સત્તાથી પૂર્ણધર્મ રહેલો છે તે જ ધર્મના પ્રભાવથી અપૂર્ણ એવો અતરાત્મા પૂર્ણતાને પ્રાપ્ત કરશેજ, તેથી સાધનકાળમા જેટલા અશે કર્મ મુકાય તેટલા અશે તે મુક્તિવાલો ગણાય છે ॥૬॥

- વિવેચન-આત્માઓ સહેજ સ્વભાવથી નિત્ય સચ્ચિદાનંદ સ્વરૂપ છે તો પણ અનાદિકાળના કર્મના મળથી ગાઢ લેપાયેલ હોવાથી અંશથી એટલે આઠ રૂચક પ્રદેશ વડે નિત્ય શુદ્ધ હોવાથી તે અંશથી શુદ્ધ છે જ, તેથી અપૂર્વ શુદ્ધ ગણાય છે તેને સ્વરૂપનું કાંઈક ભાન સંજ્ઞિ પંચેન્દ્રિય અવસ્થામાં આવ્યા પછી સદ્ગુરુના યોગે જીત વર, ભગવંતના ઉપદેશ રૂપ અમૃતનું પાન કરીને અનાદિમોહને ઓળખે છે, ત્યારે થાય છે તેથી હું ભિન્ન છું શરીર, ઈન્દ્રિયો, મન એ મારાં નથી બાહ્ય દેખાતા ભોગના સાધનો મારા નથી હું રાજા કે શેઠનો નોકર કે દાસ નથી જે કર્મયોગથી જે ભેદ દેખાય છે તેથી, હું સર્વથા ભિન્ન છું. મારૂ સહજ સ્વરૂપ જ્ઞાન, દર્શન, ચારિત્રમય છે ને શરીરથી જુદું છે એમ નિશ્ચય કરીને સુદેવ, સુગુરૂ, સુધર્મ અહિંસારૂપ ધર્મ આચરતો છતો અંતરાત્મ ભાવને પામતો આત્મા પૂર્ણ ધર્મવંત જાણવો તે આત્મા પોતાના સહજ ગુણોને પામ કરવા સમ્યગ્ દર્શનવંત એવો પુદ્ગલ ભોગની ઈચ્છામાં યોગ કરીને સ્વશક્તિને અનુસારે સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્રમાં વીર્યને પ્રગટાવતો અનુક્રમે ગુણશ્રેણિએ ચડતો શ્રાવકના યા સાધુના ગુણોની ઉપાસના કરતો અપ્રમત્તભાવે ભાવચારિત્ર પણામાં આવીને તપ સંયમ ત્યાગમાં સંવેગ નિર્વેદ પૂર્વક ચડતો અપૂર્વ કરણરૂપ નિવૃત્તિ કરણરૂપ ચારિત્રને પામતો ક્ષાયિકભાવની યોગ શ્રેણિ ઉપર આરૂઢ થઈને આત્મામાં સત્તામાં રહેલ રત્નત્રયીની ઉપર વળગેલો કર્મ મલ પોતા પોતા આવિર્ભાવે સહજ ગુણોની પૂર્ણતાને પામે છે

"स्वगुणैरेवतृप्तिश्च महाकालमविनश्वरी" શ્રીમાન્ વાચક વર યશોવિજયજી જણાવે છે કે પોતાના ગુણોવડે જ આત્મા પૂર્ણતાની તૃપ્તિ પામે છે, ત્યારે જ તે શાશ્વત સુખાનન્દનો ભોક્તા થાય છે કારણ કે ગુણની પૂર્ણતા ભાવે તૃપ્તિ થઈ તે જ્યારથી થઈ ત્યારથી નાશ પામવાના ધર્મથી રહિત થઈને શાશ્વતી બની છે પણ સાધક કાલમાં તે પૂર્ણ ન હોવાથી અપૂર્ણ હોવા છતા પણ જેટલા જેટલા અંશે ગુણ શ્રેણીમા આગળ વધે છે તેટલા અંશે તો અવશ્ય એ કર્મથી મુક્ત થયેલો જ હોય છે જેમ ભારવાહકના માથા ઉપર જેટલો બોજો હોય તટલામાથી રસ્તામા જે જે તેના ગ્રાહક મળે તેને તે આપતા આપતા જેટલો ગયો તેટલો ભાર વાહકના માથા ઉપરથી ઓછો થાય છે તેમ જેટલા અંશે આત્મા ઉપાધિનો ત્યાગ કરે, મળેલી સંપત્તિનું દાન કરે તેટલો બોજો-ચિંતા ઓછી થાય છે શ્રીમદ્ યશોવિજયજી મહોપાધ્યાયશ્રી જણાવે છે કે "જે જે અંશે રે નિરુપાધિકપણુ તે તે જાણો ધર્મ, સમ્યગ્ દૃષ્ટિ ગુણ થકી ભવ લહો શિવ શર્મ" જેટલા અંશે જીવ કર્મની પ્રકૃતિની ~ર~ કે, નવા કર્મને આવતા રોકે અને પ્રાચીન કર્મનો ક્ષય કરે તેટલા અંશે તે અવશ્ય શાંતિને અનુભવતો હોવાથી મસ્ત રહે છે તેમજ સમતા ભાવે આનંદને ભોગવે છે તેમજ તે આનંદ નિરંતર ભાવના શુદ્ધોપયોગ વડે વધતા મહાનન્દનુ ઉપાદાન થાય છે ॥ ૬ ॥ તે વાતને જણાવતા પૂજ્ય ગુરુદેવ કહે છે કે –

सर्वांशेन मुक्तत्वात् सर्वप्रक्त प्रतीयते ।
सच्चिदानन्दरूपेण, पुरुषः सार्वकालिकम् ॥७॥

અર્થ – સર્વ અંશથી કર્મ મુક્ત થતો આત્મા સર્વ મુક્ત કહેવાય છે, ત્યારે તે સચ્ચિદાનંદ સ્વરૂપ વડે સર્વ કાલિક-શાશ્વત સુખનો ભોક્તા થાય છે ।।૭।।

વિવેચન –જ્યારે આત્મા અપ્રમાદ ભાવથી શુદ્ધ ચારિત્રયોગમાં વીર્યના ઉલ્લાસથી અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણપૂર્વક ક્ષાયિક ભાવે ગુણશ્રેણિમાં ચઢવા માંડે છે ત્યારે ધર્મધ્યાનમાંથી પરમ શુદ્ધ શુક્લધ્યાનમાં પ્રવેશ કરીને તે વડે મોહનીય કર્મના સર્વ પુદ્ગલને ખપાવતો અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનીય, પ્રત્યાખ્યાનીય, સંજ્વલનાદિ સર્વ કષાયોના દલને ક્ષય કરતો કરતો અનુક્રમે બારમા ગુણસ્થાનકે આવીને મોહનીય કર્મના સર્વ અંશોનો નિર્મૂલ નાશ કરીને જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય કર્મનો પણ ક્ષય કરીને કેવલજ્ઞાનદર્શનને પ્રગટ કરીને પરમાત્મ દશાને આત્મા પ્રાપ્ત કરે છે, ત્યારે પ્રાયઃ નવા ભવના કારણરૂપ કર્મને બાંધવાના બીજ ન હોવાથી જે સત્તામાં હોય તેનો ક્ષય કરવાનો ઉદ્યમ સહજ ભાવે હોવાથી તે પરમાત્મા સર્વ મુક્ત કહેવાય છે કારણ કે ત્યાં તેરમા ગુણસ્થાનકમાં સ્વરૂપથી સચ્ચિદાનંદ શાશ્વત્ જ્ઞાન દર્શન ચારિત્રમાં નિરંતર રમણતા વર્તે છે અને તે સદા સર્વકાલમાં ધ્રુવપણે રહે છે તે માટે પૂજ્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી ગુરુ જણાવે છે કે –

चिदानन्दमयं शुद्धं परापायनिरामयम् ।
अनंतमुखमपन्नं, सर्वसंगविवर्जितम् ॥ १ ॥

–મુક્તાવસ્થામાં આત્મા નિત્ય, જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ચિદાનંદમય, પૂર્ણ અને શુદ્ધ સ્વરૂપમાં અનંત અવ્યાબાધ

સુખને નિરંતર ભોક્તા હોવાથી અને પુદ્ગલાદિક સર્વ મ ગ વિનાનો હોવાથી રોગ શોક રૂપથી પર એટલે પુદ્ગલની પીડા વિનાનો છે

તેથી શાશ્વત સુખનો નિરંતર ભોક્તા છે તેમ સર્વજ્ઞ કેવલી પરમાત્માઓ જણાવે છે, यतो वाचो निवर्तन्ते आप्राप्य मनसा च सह। तद्धाम परम मम॥ જ્યાં વાણી અને મન પહોંચી શકતા નથી ને મારૂ પરમધામ તમે જાણો ॥૭॥ પરમાત્માનુ લક્ષણ જણાવતાં કહે છે કે –

आत्मदृष्टिसुधावृष्ट्या, मोहतापो विलीयते ।
धर्मोदय' श्रेयान्, परात्मेति स गीयते ॥८।

અર્થ–આત્મસ્વરૂપની દૃષ્ટિરૂપી અમૃતની વૃષ્ટિ વડે આત્માને લાગેલો મોહનો તાપ નાશ પામે છે અને કલ્યાણમય આત્મધર્મનો ઉદય પ્રગટ થાય છે ત્યારે તે પરાત્મા કહેવાય છે ॥૮॥

વિવેચન–આત્માને જ્યારે અમૃત સમાન આત્મ દર્શનની દૃષ્ટિ પ્રગટ થાય છે અને તેથી જગતના સર્વ આત્માઓને પોતાના સમાન ધર્મવંત જાણીને તેનુ ભલુ-હિત કરવાની બુદ્ધિરૂપ અમૃતમય દૃષ્ટિની વૃષ્ટિ આત્માને સ્પર્શ કરે છે ત્યારે મારા તારાપણાનો ક્ષય થાય છે સર્વત્ર એક મૈત્રીભાવ પ્રગટે છે, તેમજ આત્મ દૃષ્ટિથી દ્રવ્યને બાહ્ય ચારિત્રમા અંતર–ભાવ ચારિત્રનુ ઉપાદાન કારણ થાય છે અને ભાવ ચારિત્ર સર્વ મોહનો આત્મદૃષ્ટિ રૂપ અમૃતવૃષ્ટિ દ્વારા નાશ કરે છે તેથી પરમ શાંત સમભાવને પ્રાપ્ત થતો અજ્ઞાન–મિથ્યાત્વ–અવિરતિ અઢાર પ્રકારના

પાપ કષાયો રાગદ્વેષ મોહ માયા કામ ક્રોધ માન વિગેરે પુદ્ગલના ધર્મોનો વિનાશ કરીને પરમાત્મ સ્વરૂપને ભજે છે તે પરમાત્મા કહેવાય છે તથા શરીર, ઈન્દ્રિયો, મન અને કર્મરૂપ પુદ્ગલોનો સર્વથા અભાવ હોવાથી પૂર્ણ આત્મધર્મનો ઉદય પ્રકાશ વર્તે છે ગીતામા જણાવે છે કે "ગુણાનતીત્य श्री देहीमदेहसमुद्भवान् । जन्ममृत्युजराद्रु खैर्विमुक्तोऽमृत मश्नुते" રાજસ તામસ અસત્ય પ્રકૃતિમય મોહ ગુણોથી મુક્ત થયેલો આત્મા જન્મ જરા અને મૃત્યુ આદિના દુ ખથી સર્વથા મુક્ત થયેલો હોવાથી નિરતર અવ્યાબાધ સચ્ચિદાનંદ મય અમૃતનો આસ્વાદ કરે છે ॥ ૮॥

વસ્તુતઃ આત્મા પોતાની આનંદની વસ્તુ કોઈ પાસેથી નથી લાવતો

सत्ता परात्मान पूणा, व्यक्तिभावेन पूर्यते ।
पूर्णपूर्णाब्धिवत्त्त्छान्त , शुद्धपर्यायत स्वयम् ॥९॥

અર્થ —પરમાત્માની સત્તા આત્મામા અવ્યક્ત ભાવે પૂર્ણ રહેલી છે તે વ્યક્તિ ભાવે જ્યારે પૂર્ણ કરે છે, ત્યારે શુદ્ધ ચેતન્યમય પર્યાયોવડે પૂર્ણતા પામેલો હોવાથી પૂર્ણ અબ્ધિની પેઠે પૂર્ણ શાતપણાને સ્વય અનુભવે છે ॥૯॥

વિવેચન —આત્માઓ અનત છે, પણ દરેક આત્માઓમા સર્વ ગુણો ચેતન્યરૂપ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય ઉપયોગ સત્તાએ સમાન ભાવે નિરતર વર્તે છે દરેક આત્મા સત્તાએ સમાન ગુણોથી યુક્ત છે તોપણ દરેકના આત્મપ્રદેશ લોકાકાશ પ્રમાણે સમાન છે કહ્યું છે કે

लोकाकाशप्रदेशौघ, तुल्याऽशेषप्रदेशवान् ।
जीव पुनर्जीव इति, वक्तव्यो व्यक्तबुद्धिभि ॥

લોકાકાશ પ્રમાણ પ્રદેશોને ધારણ કરનારો જીવ છે તેના સર્વ પ્રદેશ સમુહમા જીવ એવી સંજ્ઞા લાગી શકે છે પણ એક પણ ઓછામા તેને પૂર્ણપણું ન કહી શકાય એમ પૂજ્ય આચાર્યો અને સારા વિચારક બુદ્ધિવંતોને તે વ્યક્ત રીતે અનુભવાય છે તેમ સર્વ આત્મામાં પણ પ્રદેશની તુલ્યતાથી અને ગુણ ચૈતન્ય શક્તિની સમાનતા હોવાથી આપણા આત્મા સમાન મિત્ર સમજવા આમ છતા પણ દરેક જીવોને શુભાશુભ અધ્યવસાયના યોગે, આઠ કર્મની પ્રકૃતિઓના ભિન્ન ભિન્ન પ્રકારના રસવિપાકોના ઉદયથી તે જીવોમા પણ વિચિત્રતા આપણને માલૂમ પડે છે શ્રી યશોવિજય મહોપાધ્યાય ગુરૂવર જણાવે છે કે —

येषां भ्रूभङ्गमात्रेण, भज्यन्ते पर्वता अपि ।
तैरहो कर्मवैषम्ये, भूपैर्भिक्षाऽपि नाप्यते ॥१॥
जातिचातुर्यहीनोऽपि, कर्मण्यभ्युदयावहे,
क्षणाद् रङ्कोऽपि राजा स्यात्, छत्रच्छन्नदिगन्तर ॥२॥
विषमा कर्मणः सृष्टिर्दृष्टा करभपृष्ठवत्,
जात्यादिभूतिवैषम्यात्, का रतिस्तत्र योगिन ॥३॥

જેમના આંખના પલકારાથી પર્વતો પણ ભાગીને ભૂકો થઈને ધૂળરૂપ બની જતા હતા, તેવા બલવાન રાજાધિરાજો પણ કર્મ બલની વિષમતા આવ્યે છતે ભીખ

ભોગવવા છતા પણ પેટ પૂર્ણ થાય તેટલુ પણ અન્ન નથી મેળવી શકતા તેમજ જાતિહીન ચાતુયહીને દેહની શોભાથી પણ હીન-કર્મના ઉદય-બલથી એક ક્ષણમા દશે દિશામા સત્તા ચલાવનારો રાજછત્રને ધારણ કરનારો રાજાધિરાજ બની જાય છે, આવી અત્યન્ત કર્મ વિપાકોની વિચિત્રતા ઉંટની પીઠ જેવી વક્ર જોઈને કહો યોગી તેમા કઈ રીતે આદર ધરે? તે કર્મફલની વિચિત્રતાથી સમાન ધર્મવાલા એવા આત્માઓની વ્યક્તિરૂપમા વિચિત્રતા છતા પણ સત્તા સ્વરૂપે સર્વ આત્માઓ પરમાત્મા રૂપે છે તે સુદેવ, સુગુરુ અને સુધર્મની સામગ્રી માનવ ભવમા આવીને પ્રાપ્ત કરે છે ત્યારે પૂર્વે જણાવેલા ત્રિકરણે કરી સમ્યગ દર્શન યુક્ત થઈને શુદ્ધ ચારિત્ર યોગવડે સર્વ કર્મમલને ધોતો છતો અ તરાત્મ દશામા ગુણશ્રેણિમા ચડતા તપ જપ ધ્યાન અગ્નિયોગે સુવર્ણની જેમ પૂર્ણ શુદ્ધ થયો છતો વ્યક્તિભાવે સ્વાભાવિક ગુણોવડે એટલે પૂર્ણ સચ્ચિદાનંદ રૂપ પરમાત્મ દશાથી પૂર્ણ થાય છે કહ્યું છે કે —

कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदञ्चति ।
द्योतन्ते सकलाः पक्षा पूर्णानन्दविधो कला ॥१॥

કૃષ્ણ પક્ષની રાત્રીઓમા ક્ષીણ થયેલો ચદ્ર શુકલ પક્ષની પૂર્ણિમાએ સર્વ કલાથી પૂર્ણ થઈને શોભે છે આત્માએ પણ અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ કષાય અશુભ યોગ રૂપ પ્રવૃતિમય કૃષ્ણપક્ષ રૂપ અન ત અનાદિકાલ વિતાવ્યો હવે જ્યારે શુકલપક્ષ સમાન શુદ્ધ ક્ષાયિકાદિ ભાવમા આવ્યા

કૃત્વ રૂપ બીજના ચદ્રની રેખા સમાન આત્મદર્શનની કાઈક ઝાખી ઝાખી પણ અનુભવવામાડે છે ત્તે ગુણશ્રેણિમા જેમ જેમ આગળ વધે તેમ તેમ સચ્ચિદાનદના ચારિત્ર, જ્ઞાન, ધ્યાન, તપ, યોગથી આગળ વધતો સર્વ કર્મકલકમય આવરણોને દૂર કરી પૂર્ણ ચદ્રની પેઠે સર્વજ્ઞાન, દર્શન ચારિત્રરૂપ, નિરાવરણ ગુણોની પૂર્ણ વ્યક્તિ ભાવે થાય છે ત્યારે તે પરમાત્મા સ્વયભૂ રમણ સમુદ્રની પેઠે પૂર્ણ ગંભીર પૂર્ણ શાત એવા આત્માનદના ગુણોમા શુદ્ધ પર્યાયરૂપે પૂર્ણતાથી રમણતા કરે છે ॥૯॥

આવા સ્વરૂપને ધારણ કરનારો આત્મા હોવાથી તેની પ્રાપ્તિ માટે યત્ન કરવો

नाऽहं बाह्यप्रपञ्चस्य, कर्ता कारयिता न च।
अंतरदृष्ट्या विलीयेत, बाह्यवस्तु च नान्यथा ॥१०॥

અર્થ —હુ આત્મા વસ્તુત બાહ્ય દેખાતા જગતના પ્રપચોનો કરનારો કે કરાવનારો નથીજ, પણ અ તર દષ્ટિના વિલય થવાથી બાહ્ય દષ્ટિથી સર્વ પ્રપંચોને હુ કરનારો છુ એવી માન્યતા મારી વર્તે છે, વસ્તુત હુ તેથી ભિન્ન છુ ॥૧૦॥

વિવેચન —હુ આત્મા હોવાથી મારાથી અન્ય જે જે ભાવો જગતમાં વર્તે છે, તેનો હુ નિશ્ચય નયથી કર્તા કરનારો નથી, તેમ કારયિતા-કરાવનારો પણ નથી. ગીતામા કહ્યુ છે કે —

न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।
न कर्म फलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥१०॥

નિશ્ચય-નયથી આત્મા શરીર આદિનો કે હિંસા કર્મોને કરવાના સ્વભાવવાળો નથી લોકમા જે પ્રપંચો દેખાય છે તેને પણ કરવામાં વસ્તુત આત્મા સમર્થ નથી તેમજ કર્મફલને તે આત્મા જોડતો નથી પરંતુ અનાદિ સ્વભાવથી વ્યવહારથી લોકમા એ સ્થિતિ કર્મના સંબંધથી પ્રવર્તે છે, તો પણ અનાદિ કાલના વ્યવહારથી અશુદ્ધ અધ્યવસાયના યોગે મારાથી આત્માથી બધો પ્રપંચ કરાયો છે, તેવા પ્રપંચ યોગે આત્માની આંતર દૃષ્ટિનો વિલય થયો હોવાથી બાહ્ય દૃષ્ટિથી અનાદિ સંસાર પ્રવૃત્તિમા જન્મ મરણ વ્યાધિ રોગ શોકમા ઘેરાયેલો રહેલો છે, પણ બીજી રીતે બહ્યદૃષ્ટિનો નાશ કરીને જ્યારે અંતર દૃષ્ટિમા આવશે ત્યારે બધા પ્રપંચનો વિનાશ કરવા શક્તિમાન થશે જ, તે માટે જણાવ્યું છે કે-

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

જે આત્માઓનું જે જે વસ્તુનું અજ્ઞાન છે તે તે વસ્તુના સાચા જ્ઞાનવડે નાશ પામે છે જેમકે આખા જગતનું અંધારૂ સૂર્યનો ઉદય થતા નાશ પામે છે તેમ આત્માનું અજ્ઞાનપણું સમ્યગ જ્ઞાનરૂપ સૂર્યથી નાશ પામે છે તે અંતરાત્મ જ્ઞાનરૂપ દૃષ્ટિ પ્રગટ થતા બાહ્યાત્મ દૃષ્ટિમય અજ્ઞાન નાશ પામશે ॥ ૧૦ ॥ અજ્ઞાનતાથી જે જે કાર્યો આજ સુધી થયા, તેના ફલ કેવા મળ્યા તે જણાવે છે —

बाह्यदृष्ट्या कृतं यत्तु, तत्तन्मे न सुखावहम् ।
बाह्यदृष्ट्याहं नास्मि शुद्धधर्मस्मृतो स्वयम् ॥११॥

અર્થ – મે જે જે કાર્યો કર્યાં તે બાહ્યદષ્ટિથી થયા હતે અને જરા પણ સુખને આપનારાં ન થયા, પણ હવે શુદ્ધ આત્મધર્મને સમજવાથી મને મારી મેળે નિશ્ચય થયો તેથી બાહ્યદૃષ્ટિથી હવે હું જોનારો રહ્યો નથી ॥ ૧૧ ॥

વિવેચન – આત્માએ અજ્ઞાન, મિથ્યાત્વ અવિરતિ કષાય અને અશુભ યોગ રૂપ બાહ્યદષ્ટિથી સુખ મેળવવા માટે જે જે ઉપાયો કર્યા, જે જે પ્રય ત્નો કર્યા, પાસલાઓ રચ્યા, પણ એમાથી એક પણ મને સુખને આપનાર ન જ થયા કહ્યુ છે કે,

रूप रूपवती दृष्टि दृष्ट्वा रूपं विमुह्यति,

શબ્દ રૂપ રસ ગંધ અને સ્પર્શન, રૂપ અનુકુળ વિષયોમા રૂપાદિવાળી દષ્ટિ–ભોગ ભોગવવાની દૃષ્ટિ ઈચ્છા કરી તેથી તુ તૃપ્તિ ભાવે મુઝાણો છે તેથી

ग्रामारामादि मोहाय यद् दृष्ट बाह्यदृशा

આરામ બગીચા વિગેરેની બાહ્ય દષ્ટિની સુંદરતા તને લાગી છે તેમા મુઝાઈને તારા આત્માને ભલે તુ સુખી માને પણ ત્યા સ્થિરતા અનુભવતો નથી, તેમજ—

लावण्यलहरीपुण्यं वपु पश्यति बाह्यदृग्,

તારી બાહ્ય દષ્ટિ આના રૂપ લાવણ્યના તરંગમા રમતા શરીરને પુણ્યવંત માની બહારના અવયવોમા દષ્ટિ રાખીને મોહ પામે છે

પણ તે સુંદર રૂપ લાવણ્ય શરીરમાથી જરા ચામડી ખસી જાય તો કુતરા કાગડા ગીધ અને સમજીને ખાવા યોગ્ય બને

એથી ક્રીડાઓથી ખદબદતા એ શરીર સિવાય કશું દેખાતું નથી. તે કેવી રીતે તત્ત્વદૃષ્ટિવતને સુંદર યોગ્ય લાગે ? ન જ લાગે, તેથી તત્ત્વદૃષ્ટિથી જો આત્મ સ્વરૂપનો વિચાર કરાય તો આત્મ સ્વરૂપની સુંદરતા-જ્ઞાન, દર્શન, ચારિત્ર વીર્ય રૂપ ગુણની સુંદરતા-જોતા આત્મ ધર્મની સ્મૃતિ જોવાય અને તેથી સ્વયં પોતે આત્મા પોતાની સાચી ઓળખાણ પામે

જેમ અજ કુલ ગત કેશરિ લહેરે
નિજ પદ સિંહ નિહાલ
તેમ પ્રભુ ભક્તે ભવિ લહેરે, આત્મ શક્તિ સંભાળ હો જિનજી ॥૧૧॥

શુદ્ધ ધર્મને જ્યારે આત્મા પ્રાપ્ત કરે છે ત્યાર પછી અન્યમા લેપાતો નથી

શુદ્ધધર્મપ્રબોધેન सत्य स्पष्ट प्रभासते,
तटस्थः सर्वभावेषु, बाह्येषु न हि लिप्तवान् ॥१२॥

અર્થ —જ્યારે આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટ થાય છે, ત્યારે સર્વ વસ્તુઓનુ સત્ય સ્વરૂપ પ્રગટ-પ્રત્યક્ષ દેખાય છે અને આત્મા સર્વ પદાર્થોમા તટસ્થ રહે છે પણ બાહ્ય વસ્તુમા લેપાતો નથી ॥૧૨॥

વિવેચન — જ્યારે પૂર્વે જણાવ્યા પ્રમાણે મોહથી આત્મા મુક્ત બને છે એટલે અજ્ઞાન મિથ્યાત્વ વાસના નષ્ટ થાય છે, ત્યારે જ્ઞાનાવર્ણીય કર્મનો સારી રીતે ક્ષયોપશમ થવાથી વિશેષ વિવેક શક્તિ ખીલવાથી આંતરિક સચ્ચિદાનંદ રૂપ આત્મ ધર્મનો ક્ષયોપશમ ભાવે વિકાસ થાય છે તેથી જગતમા જે જે પદાર્થો રહેલા છે તે પદાર્થોનુ

જ્ઞાન અને તેના પરિચયના અનુભવ વડે ધર્મ, અધર્મ આકાશ, પુદ્ગલ, કાળ, આત્મા વિગેરે પદાર્થોનો ગુણો, સ્વભાવો, પર્યાયો વિગેરેનો સત્ય યથાર્થ અનુભવ-જ્ઞાન યોગીઓ કરે છે વળી છે કે—

जो जाणइ अरिहंते, दव्वगुणपज्जवेहिं,
सो जाणइ अप्पाणं मोहो खलु जादि तस्स लयं ॥१॥

જે આત્મા અરિહંત સિદ્ધ વિગેરે સર્વ પદાર્થોમાંથી એક પણ પદાર્થને સર્વ દ્રવ્ય ગુણ પર્યાય સ્વરૂપથી જાણે છે તે આત્મા જગતના સર્વ પદાર્થને પણ યથાસ્વરૂપે જાણે છે આત્માના સ્વરૂપને પણ તે જાણે છે, આવું જેને સત્યજ્ઞાન હોય તે આત્માને મોહ અજ્ઞાન જલ્દી લય થાય છે નાશ પામે છે. આવા વસ્તુ સ્વરૂપનો જાણકાર મુનિ જગતના લોક બાહ્ય પદાર્થોમાં નથી લેપાતો

शरीररूपलावण्यग्रामारामा धनादिभिः ।
उत्कर्षः परपर्यायैश्चिदानन्दघनस्य कः ॥

શ્રી યશોવિજય ઉપાધ્યાય કહે છે કે શરીર રૂપ લાવણ્ય ગ્રામ-ઇન્દ્રિયોની ચકોરતા રામા-સ્ત્રી આરામ બગીચા હોય, ગુણાનુરાગી ભક્ત રાજાઓ વશ થયા હોય, દાની શેઠ ભક્ત થયા હોય, બહુ આજ્ઞાંકિત શિષ્યોનો સમુદાય હોય, આમ પર પર્યાયો વડે મહાન ગણાવાપણું પ્રાપ્ત થયું હોય પણ જે મહાત્મા આત્મસ્વરૂપમાં રમણ કરતા ચિદાનંદ ઘન સ્વરુપ વિચારતા હોય તેને એવી વસ્તુઓમાં આત્મ લાભ નથી જ જણાતો તેઓ તો અનુ

કુળ કે પ્રતિકુળ પદાર્થોમાં, પરસ્પર વિરોધવાળા સબંધમાં પણ તટસ્થતા માધ્યસ્થતા ધરે છે તેથી અન્ય પુદ્‌ગલસય ભોગ્ય પદાર્થોમાં લેપાતો જાનથી કહ્યુ છે કે—
"न कामभोगा समयं उर्विति नयावि भोगा विगइं उर्विति"
કામ ભોગો તે આત્માનો સ્વભાવ નથી તેને જોવાથી-નજરે પડવાથી તે વિકાર કરતા પણ નથી, પરંતુ વસ્તુ શું છે તે જણાવતા કહે છે કે—

"दृष्यआसिसपरिग्गहिय, सो तेसु मोहो विगइ उयवि"
તે ભોગો આત્માને અનુકુળ ન હોય કે અનુકુળ હોય પણ તેના પ્રત્યે દ્વેષ કે રાગ હોય જેથી ધિક્કાર કે ગ્રાહકતા ગ્રહણની બુદ્ધિ ઉપજે, તેજ મોહનો વિકાર ઉપજાવે છે, પણ જેને તે વસ્તુ પ્રત્યે સમભાવ હોય માધ્યસ્થતા હોય તે-જ વીતરાગ છે

समो अ तेसु जो स वीयरागो ॥१२॥

વસ્તુ સ્વરૂપનો વિવેક બતાવતા પૂજ્ય ગુરૂદેવ કહે છે કે—

मदीयं कल्पितं यत्र, मिथ्याज्ञानात् विवेकत ।
ज्ञानादिकं मदीयं यत्, स्वकीयं तत्तु सत्वतः ॥१३॥

અર્થ—મે અવિવેકથી જેને મારુ મારુ કરીને જાણ્યુ, તે તો સર્વથા મિથ્યા જ છે પણ જ્ઞાનાદિક જે સહજથી મારા તરીકે મે જાણ્યા તેજ વસ્તુત સત્ય રીતે મારાં જ છે ॥૧૩॥

વિવેચન—જગતના સર્વ પુદ્‌ગલમય અનેક પ્રકારના પદાર્થો છે તે સચિત્ત વા અચિત્ત પણ છે તે સર્વ પદાર્થો

કે જે આપણા નહિ હોવા છતા પણ ખોટા વિકલ્પો વડે આપણા માની લીધા છે તે સ્ત્રી, ધન, ભાઈ, બહેન, માતા, પિતા, પુત્ર પુત્રી, સ્વજન, શેઠ, નોકર, રાજા, પ્રધાન, ગામ, દેશ, ઘર, દુકાન, શરીર, ઇંદ્રિયો, મન, કર્મ વિગેરે બાહ્ય વસ્તુઓને અજ્ઞાનતાથી પોતાની અને હું શરીર ઇન્દ્રિય વિગેરેને હું પણે આત્મારૂપે જે જાણવું તે મિથ્યા બાહ્યાત્મ ભાવે રૂપે છે કહ્યુ છે કે —

" आत्मधिया समुपात्त कायादि कीर्त्यते, अत्र बहिरात्मा"
કાયાદિક નજરે દેખાતા અને ઈન્દ્રિયો મન નહિ દેખાતા છતા શરીરમા રહેલા છે, તે સર્વ પદાર્થોને અવિવેકથી આત્મા હું પોતાના રૂપ એટલે આત્માની બુદ્ધિથી માને છે તે મિથ્યાત્વ જ છે તેનો ભેદ વિવેક જ્ઞાનથી થાય છે વિવેક વડે

कायादे समधिष्ठाय को भवत्यंतरात्मा तु ॥ १ ॥

કાયાદિથી જુદો કાયામા સર્વત્ર વ્યાપીને રહેલો કાયા દ્વારા સુખ દુખને ભોગવનારો છતા તેથી પોતાને વિવેકથી ભિન્ન સમજનારો આત્મા અતરાત્મા જાણવો તેના સહજ લક્ષણોમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ, ચતન્ય રૂપ આત્મા સહજ ગુણોથી-યુક્ત છે તેજ તેનું છે તેમા જ અતરાત્માઓ મારાપણું જાણે છે

सच्चिदानन्दरूपेण, स्थिनिर्यस्य स्वभावजा,
સદ્ચિત-આનંદરૂપ-સદ્ શાશ્વતચિત્ત એટલે ચૈતન્ય શક્તિ રૂપ જ્ઞાન દર્શન ચારિત્ર તે રત્નત્રયીનુ એકત્વ ભાવે જે પરિણમન તે આનંદ તેજ વસ્તુત આત્મ ધર્મ છે સર્વ

આવરણો નષ્ટ થતા કેવળજ્ઞાન કેવળદર્શન રૂપે પ્રગટ થાય છે અને તેજ આત્મધર્મ સમજવો ॥૧૩॥

જેણે આત્મધર્મ ઓળખ્યો છે તે કેમ દુર્ગતિમાં જાય ? નજ જાય એ જણાવતા કહે છે કે—

शुद्धधर्मे प्रविष्टोऽहं, ध्यानधैर्यप्रभावत'
प्राबल्य मोहशत्रो' किं, दुर्गतौ येन भ्राम्यते ॥ १४ ॥

અર્થ—હું શુદ્ધ ધર્મમા પેઠો છુ ત્યારે ધ્યાન અને ધૈર્યના પ્રભાવથી મને મોહરાજાનુ પ્રબળ સૈન્ય દુર્ગતિમા કઈ રીતે ભમાડી શકે તેમ છે ?

વિવેચન—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અને અંતરાય કર્મનુ બલવત્તરપણુ હતુ ત્યાં લગી તે મોહમહાશત્રુએ મને ચાર ગતિ અને ચોરાસી લાખ જીવાયોનિમાં અનેક પાપો કરાવી ભમાડ્યો પરંતુ હવે મે સ્વભાવ અને પરભાવને યથાર્થ સ્વરૂપે જાણેલ છે તેથી વીતરાગ દેવાધિદેવ મહાવીર આદિ અરિહંત ભગવાનોને દેવ તરીકે, પંચ મહાવ્રતધારી ગીતાર્થ ગુરુમહારાજને ગુરુ તરીકે, અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અને ત્યાગને ધર્મ તરીકે સ્વીકાર્યા છે તેમજ આત્મધર્મના અર્થિઓને મે મારા બંધુરૂપે જાણ્યા છે સર્વ પુદ્ગળ ભોગોને મે મારાથી અન્ય હોવાથી અભોગ્ય ગણ્યા છે અનુકુળ પ્રતિકુળ સંયોગોમા અને શત્રુમિત્રમા સમતાભાવ રાખવાનો મે નિશ્ચય કર્યો છે આર્ત્ત રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરીને

ધર્મ અને શુક્લધ્યાન તરફ વળ્યો છુ તેમજ તેમા સ્થિરતા માટે ધૈર્ય અને આત્મવીર્યને વિકસાવવા પ્રયત્નશીલ થયો છુ તો પછી મહામોહરૂપ ભયકર શત્રુ મને કઈ રીતે ભ્રમણામા નાખી શકે તેમ છે? કહ્યુ છે કે —

अस्थि चेद् ग्रन्थिभिद्ज्ञान किंचित्रैस्तन्त्रयन्त्रकैः

જે આત્માને મોહની ગાઠ ભેદવાનુ જ્ઞાન પ્રાપ્ત થયુ છે તેને જુદી જુદી જાતના યત્ર તત્રોનુ શું કામ છે? ॥૧૪॥

આમ મને સ્વભાવ અને પરભાવની સમજ થયેલ હોવાથી મોહ રાજા કોઈ રીતે દુર્ગતિમા ભમાડી શકે તેમ નથી

अपूर्वमात्मसामर्थ्यं, कर्महन्तृ प्रकल्प्यते,

शुद्धपर्यायकर्त्ता च, शुद्धध्यानप्रभावत. ॥ १५ ॥

અર્થ–આત્માનુ સામર્થ્ય અપૂર્વ છે અને આ અપૂર્વ સામર્થ્ય કર્મનો નાશ કરનાર છે અને એ કર્મના નાશથી શુદ્ધ ધ્યાન પ્રગટે છે અને તે શુદ્ધધ્યાનના પ્રભાવથી આત્માનુ આ અપૂર્વ સામર્થ્ય આત્માના શુદ્ધ પર્યાયનો કર્તા છે

વિવેચન–આત્માનુ સામર્થ્ય અપૂર્વ છે આત્મામા સહજ ભાવે અનત શક્તિ રહેલી છે જ્યા સુધી એને પોતાની આ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગરૂપ શક્તિઓનુ જ્ઞાન ન હતું ત્યાં સુધી તે મોહ અને કર્મને પોતાના સાથી મિત્રો માનતો હતો બાહ્યદૃષ્ટિથી પોતાને અનુકૂલ લાગતા વિષયોમાં

આસક્તિ ધરીને એનુ પોષણ આપતો ને પોતાના બધુ ગણતો હતો અને તેમા ખાધ પડાવનાર કે વચિત કરનારને શત્રુ લેખતો હતો પરતુ સદ્ગુરુની ઉપાસના દ્વારા તેને પોતાનુ કોણ ? અને પારકુ કોણ ? તેની સાચી સમજ આવી છે અને તેથી તેનુ પોતાનુ સામર્થ્ય અને શક્તિ શુ છે તે સમજાયુ છે આવા સામર્થ્યવાળાને શાસ્ત્રમા ઇંદ્ર અને ચક્રવર્તિ સમાન ગણ્યા છે કહ્યુ છે કે —

समाधिनन्दन धैर्य दम्भोलि समता शची ।
ज्ञान महाविमान च वासवश्रीरिय महामुने ॥
विस्तारितक्रियाज्ञानचर्मछत्रो निवारयन् ।
मोहम्लेच्छमहावृष्टि चक्रवर्ती न किं मुनि ॥ १ ॥

જે આત્મા સ્વભાવ પરભાવને સમજે છે તે આત્માનો સમાધિભાવ તે નદનવન છે તે આત્માનુ ધૈર્ય એ વજ્ર ગણવુ આ આત્મામા રહેલ સમતા એ ઇંદ્રાણી ગણવી અને તેનામા ઝળહળતું જ્ઞાન એ મહાવિમાન સમજવુ આ મધર્મમાં રહેલા મુનિની આ ઇંદ્રની ઋદ્ધિ છે

ચક્રવર્તિને ચક્ર અને છત્ર હોય છે તેમ આ મહામુનીને ધર્મધ્યાન શુક્લધ્યાનરૂપ ક્રિયા અને આત્મોપયોગરૂપ જ્ઞાન એ ચર્મ અને છત્ર રત્ન સમજવા કે જે મોહરૂપ મહામ્લેચ્છની વૃષ્ટિને રોકી રાખે છે આમ આત્માના અપૂર્વ સામર્થ્યને જાણનાર દેવેન્દ્ર અને ચક્રવૃતિ તુલ્ય ઋદ્ધિવત છે

આવી સહજ શક્તિ આત્મામા પ્રથમથી હોવા છતા તે મે જાણી નહતી પરંતુ જ્ઞાન દર્શન ચારિત્રના યોગબળથી આ શક્તિ મારામા છે તે જોઈ તેથી તે અપૂર્વ છે આ અપૂર્વ શક્તિ કર્મનો નાશ કરનાર છે અને તે દ્વારા ધર્મધ્યાન અને શુકલધ્યાન પ્રગટે છે અને તેથી આત્મા શુદ્ધપર્યાયોનો કર્તા બને છે આત્માજ શુદ્ધ સ્વરૂપનો કર્તા છે ॥૧૫॥

कर्त्तात्मा शुद्धरूपस्य, शुद्धसामर्थ्यत· स्वयम् ,
बाह्यभावे न मे किञ्चित्, विगतो बाह्यविभ्राम ॥ १६ ॥

અર્થ-શુદ્ધ સ્વરૂપનો કર્તા આત્મા છે અને તે પણ શુદ્ધ સામર્થ્યથી પોતે જ કરે છે આ શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરવામા તેને બહારની કોઈ સહાય મળતી નથી આથી મારો બાહ્ય વસ્તુઓમા જે ભ્રમ હતો એ ચાલ્યો ગયો છે

વિવેચન —આત્મામા અનત શક્તિ સહજ ભાવે છે પરતુ આત્મા પોતના સ્વરૂપને અજ્ઞાનતાથી ભૂલી ગયો છે આ આત્મા શુદ્ધ દેવગુરૂ ધર્મનુ પુષ્ટાલબન લઈને વ્યવહાર ધર્મને અપ્રમત્ત પણે આરાધનો જ્ઞાનવરણીયાદિ કર્મનો વિનાશ કરી પરમાત્માનો મુકાબલો કરી પોતાનામા પરમાત્મા થવાની શક્તિને નિહાળી શકે અને કયા કારણો મારામા પરમાત્મા કરતા ન્યૂન છે તે શોધી કાઢી શકે છે પરમાત્મા સર્વકર્મ દોષથી રહિત છે હુ કર્મ દોષથી લેપાયેલો છુ

कषायविषयायोगाः प्रमादा विरति तथा मिथ्यात्व-
मार्त्तरौद्र चेत्यशुभ मतिहेतव

કષાયો વિષયો, યોગો, પ્રમાદ, અવ્રત મિથ્યાત્વ અને આર્તરૌદ્ર ધ્યાનોની અશુભપરિણતિવડે મારામાં રહેલું શુદ્ધ ચૈતન્ય અનાદિથી જે અવરાયેલુ હતુ તે હવે પરમાત્મા તમારા દર્શનથી તમારા સ્વરૂપનુ રૂપસ્થ ભાવે ધ્યાન કરતા મારા સ્વરૂપની શુદ્ધતાનુ ભાન થયુ

કહ્યુ છે કે —

वीतरागो विमुच्येत, वीतराग विचिन्तयन्, रागिण तु समालम्ब्य रागी स्यात् क्षोभणादिकृत्

જેવુ આલબનનુ ધ્યાન હોય તેવો તેને ધ્યાવનારો થાય છે એટલે રાગ દ્વેષ આદિ મોહમા લેપાયેલા દેવોનુ આલબન-ધ્યાન કરનારો ધ્યાતા રાગી મોહમા ખુચેલો બને છે અને વીતરાગ પરમાત્માને ઓળખીને તેમની મુદ્રાને હૃદયમા સ્થાપીને વીતરાગ પરમાત્માનુ ધ્યાન રૂપસ્થ ભાવે કરનારો એકત્વતા-અભેદતા પામતા વીતરાગ બને તેમા વીતરાગ પરમાત્માનુ માત્ર આપણે આલબન કર્યું છે વીતરાગ આપણી શુદ્ધતામા ઉપાદાન કારણ નથી બનતા પુષ્ટાલબન નિમિત્ત કારણ અવશ્ય બને છે તેથી એમ સિદ્ધ થાય છે કે પોતાના શુદ્ધ સ્વરૂપનો આત્મા પોતેજ કર્તા છે તે પણ એકલા વિચારો માત્ર નથી બનતો પણ પોતાનુ આત્મ સામર્થ્ય-વીર્ય જે સત્તામા રહેલુ છે તેને પ્રગટ કરવા પૂજ્ય વીતરાગ પરમાત્મા તથા સદ્ગુરુએ દેખાડેલા શ્રદ્ધાયુક્ત તપ, સયમ, નિયમ સાથે પરમાત્માની પૂજા, ભક્તિ, તેમજ ગુણ સ્તુતિરૂપ સાલબન ધ્યાન

ચોગથી મોહના આવરણોને દુર કરીને પરમાત્મા બને છે પોતેજ પોતાના શુદ્ધ આત્મપર્યાયોનો કર્તા છે બાહ્ય પુદ્ગલ ભોગની આકાક્ષા અને મારાપણાની બુદ્ધિનો હમેશા ત્યાગ કરવો જોઈએ બાહ્ય વસ્તુઓમાં મારૂ કાઈજ નથી હુ ભિન્ન છુ આ આત્મભાવના ભાવતા જે આત્મા પુદ્ગલ આસક્તિનો નાશ કરે છે તે વીતરાગ અવશ્ય થાય છે ॥૧૬॥

આ જગતમા જે બાહ્ય વસ્તુઓ છે તેમાં તારૂ કશું નથી તે તુ શોધ

न मे किञ्चिन्न मे किञ्चिद्, बाह्यभावेषु निश्चितम्,
पूर्णोऽहं स्वीयधर्मेण, सत्तया ज्ञातवानहं. ॥ १७ ॥

અર્થ–આ બહાર દેખાતા પદાર્થોમા મારૂ કાઈનથી મારૂ કાઈ નથી હુ પોતે મારા જ્ઞાન, દર્શન, ચરિત્ર અને વીર્યરૂપ ધર્મથી પૂર્ણ છુ

વિવેચન–આખે દેખાતા બહારના સ્રી, ધન, ભાઈ, બેન, રાજ્ય, સત્તા, કુટુબ, મિત્ર, પરિવાર વિગેરેને આજ સુધી અજ્ઞાનતાને ચોગે મે મારા જાણ્યા હતા પણ હવે મને ખાતરી થઈ છે કે તેમાથી મારી સાથે પરભવમા આવવાનુ એક પણ નથી, શ્રીમાન હેમચદ્ર પ્રભુ જણાવે છે કે —

यत्रान्यत्वं शरीरस्य वैसदृश्याच्छरीरिण ,
धनबन्धुसहायाना तत्रान्यत्वं न दुर्वचम् ॥१॥

પોતે જેમા યાવત્ જીવન સુધી રહેવાનો છે તે શરીર પણ પોતાથી આત્માથી જુદુ અને ભેદ સ્વભાવવાળુ જોવાય

છે તો પછી ધન બન્ધુ અને સહાયકોના જુદાપણા માટે શું વિચાર કરવાનો ? આત્મા જ્ઞાનાદિ ગુણોવાળો ચૈતન્યવાન નિત્ય છે અને શરીર તો ક્ષણે ક્ષણે નવા નવા પરિણામને ધરતુ હોવાથી સર્વથા વિલય પામનારુ છે તેમજ જડ અને વિકાર વાળુ છે આત્મા સ્વશક્તિ રૂપ વીર્યવડે સત્તાએ પૂર્ણ છે તેમજ સત્તાથી જ્ઞાની પણ છે પૂજ્ય મહોપાધ્યાય શ્રી જણાવે છે કે—

शुद्धात्मद्रव्यमेवाऽहं, शुद्धज्ञानगुणो मम

હુ શુદ્ધઆત્મા દ્રવ્યસ્વરૂપે છુ શુદ્ધ જ્ઞાન એ મારો ગુણ છે તેમજ મારામા જે દોષો-કર્મો રહ્યા છે તેને દૂર કરવાનુ મારામા સહજ સામર્થ્ય છે

नाऽन्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम्

હું આત્માજ છુ પણ અન્ય જડપુદ્ગલ રૂપ હું નથી પુદ્ગલો મારા નથી તેવી ભાવના રૂપ બલ તેજ મહામોહને મારવાનુ વજ્ર સમજવુ તેવા શુદ્ધ વીર્યથી હુ સત્તાએ પૂર્ણ છુ પણ એ સત્તામા રહેલા વીર્યને પ્રગટ ભાવે વિકસાવવાની જરૂર છે ॥ ૧૭ ॥

હવે મારે મારા ગુણોને વિકસ્વર કરવા જોઈએ.

व्यक्तितः पूर्णताप्राप्तौ, युक्तोऽस्मि स्वोपयोगत.
शक्तिमान् किं न सिद्ध्ययम्, सर्वशक्तिनिधि स्वयम् ॥ १८ ॥

અર્થ–જેને સત્તામા સર્વ સામર્થ્ય રહેલું છે એવા મારે પોતાના ઉપયોગથી પૂર્ણતા પ્રાપ્તિમા તે સામર્થ્ય પ્રગટ કરવુ

જોઈએ સર્વશક્તિનો ભંડાર એવો હુ પોતે તેની સિદ્ધિમાટે શુ સમર્થ નથી? જરૂર સમર્થ છુ

વિવેચન —જે શક્તિ આત્મામા અવ્યક્ત સત્તારૂપે વિદ્યમાન છે તેથી તે પોતાની શક્તિનો સ્વામિ-માલિક છે પણ મોહના જોરથી પોતાના સ્વરૂપને ભૂલી ગયો હોવાથી રાક ગરીબ થઈને અનાદિ કાળથી અન્યની પાસે શક્તિની ભીખ માગે છે

परस्वन्यक्ततोन्माथा भूनाथा न्यूनतेक्षिण॰

પારકુ ધન માલ મિલકત પોતાની કરવા માટે અત્યન્ત આગ્રહ કરનારા રાજાઓ પણ પોતાને વ્યાકુલતા ઉપજાવતા ન્યૂનતાનો અનુભવ કરે છે એટલે મળેલી વસ્તુથી સતોષ પામતા નથી

મોહથી મુઝાયેલો આત્મા પોતાનામા જે સત્ય શક્તિનો સાગર ગુપ્ત ભાવે સત્તામા રહેલ છે તેને જાણે ત્યારે ત્યારે તે આત્મા પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્રમા ઉપયોગવત થયો છતા મોહાવરણ દૂર કરીને પોતાના સ્વરૂપ ચિદ્ઘનને પ્રગટ કરવા શું પ્રયત્નને ન કરે? જરૂર કરે હુ પણ મારા સ્વરૂપને પ્રગટ કરવા નમિ-રાજર્ષિની પેઠે પ્રયત્નવત થઈશ અને આત્મ સ્વરૂપને પૂર્ણભાવે વ્યક્ત ભાવે કરવા આત્મવીર્યને પ્રગટ કરીશ ॥૧૮॥

પોતાના સ્વરૂપની પ્રાપ્તિ પોતાના બલથી જ થાય છે તે

વાત જણાવતા કહે છે કે —

आत्मसामर्थ्यतः स्वस्य, सिद्धिर्ज्ञानेन निश्चिता,
व्योमवद् ब्रह्मरूपे हि, ज्ञाते कोऽपि न लिप्यते ॥ १९ ॥

અર્થ —આત્માના સામર્થ્ય તથા સમ્યગ્ જ્ઞાન વડે આત્મ સ્વરૂપની સિદ્ધિનો નિશ્ચય થાય છે વ્યોમની પેઠે બ્રહ્મસ્વરૂપ જાણ્યા પછી તે કોઈપણ વડે લેપાતો નથી ॥ ૧૯ ॥

વિવેચન-આત્મામા સર્વપ્રકારનુ સહજ સામર્થ્ય રહેલુ છે પણ તે અજ્ઞાનતાના યોગે નહિ જાણવાથી ચોરાસી લાખ યોનિમા ભ્રમણ કરે છે તે સામર્થ્યને જ્ઞાનથી યથાર્થ સ્વરૂપે જાણીને તમારા આત્મામા રહેલા જ્ઞાન, દર્શન ચરિત્ર ઉપર રહેલા આવરણોનો નાશ કરવા પ્રયત્ન કરવો જોઈએ, તેથી અવશ્ય સ્વસ્વરૂપની પ્રાપ્તિ સિદ્ધિ નિશ્ચયથી થાય છે કર્મદલો જે આત્માની સાથે એકરૂપે અભેદ દેખાય છે પણ વસ્તુત આકાશ અને વાદળાના જેવો સર્વથા ભિન્ન છે

लिप्यते पुद्गल स्कन्धो न लिप्यते पुद्गलैरहम् ।
चित्रव्योमाञ्जनेनैवत्ध्यायन् आत्मा न लिप्यते ॥१॥

પુદ્ગલોના સ્કધો પુદ્ગલોથી લેપાય છે શરીર, ઇન્દ્રિયો, મન, વિગેરે અશુભ આત્માધ્યવસાયથી લેપાય છે પણ આકાશ અરૂપિ હોવાથી કાળા વાદળાઓથી લેપાયેલુ દેખીયે પણ વસ્તુત આકાશ સ્વભાવથી નિર્મલ જ છે એક વાયરાનો ઝપાટો વાગતા અનેક પ્રકારના વિચિત્ર વાદળો કયાય ચાલ્યા જાય છે તેમ આત્મા પુદ્ગલોનો સયોગી હોવાથી શરીર, ઇન્દ્રિયે, મન વિગેરેમા

હુંપણુ ધરતો હોવાથી તેવા પ્રકારના શુભાશુભ અધ્યવસાયોના યોગે પુદ્ગલોના સ્કંધો સાથે અન્ય કર્માદિના પુદ્ગલોથી લેપાયેલો પોતાને માને છે પણ હું પુદ્ગલોનો કર્તા કે ભોક્તા નથી, તેનુ સ્વરૂપ અન્ય છે તે પોતાને શુદ્ધ બ્રહ્મસ્વરૂપ નિરંજન માનતો હોવાથી કોઇ પણ વસ્તુથી લેપાતો નથી

नाहं पुद्गलभावानां कर्ता कारयिता पि च ।
नानुमन्ताऽपि चेत्यात्मा ज्ञानवान् लिप्यते कथं ॥

હું પુદ્ગલ પદાર્થોને કરનારો કરાવનારો અનુમોદન આપનારો નથી એવો જ્ઞાનવંત આત્મા કર્મ પુદ્ગલોથી કેમ લેપાય ॥૧૯॥

તે ઉપર દૃષ્ટાંત કહે છે કે —

आत्मयोगस्य सामर्थ्य-मपूर्वं हि विलोक्यते,
भरतर्षिर्येन सम्प्राप्त, केवलज्ञानभास्करम् ॥ २० ॥

અર્થ–આત્મયોગનુ સામર્થ્ય કેવુ અપૂર્વ છે જે આત્મ યોગથી ભરતચક્રી ગૃહસ્થ હોવા છતા કેવળ જ્ઞાનરૂપ સૂર્યને પામ્યા હતા ॥૨૦॥

વિવેચન—આત્મ સ્વરૂપને ગ્રાહ્ય કરવા રૂપ યોગનુ કેવુ સામર્થ્ય છે તે તમો વિચારો મહારાજા ભરતેશ્વર પિંડસ્થ સમાધિ યોગવડે આરિસા ભુવનમા કેવળજ્ઞાનરૂપ સૂર્યને પ્રગટ કરવામાં સમર્થ થયા તેનુ દૃષ્ટાંત આ પ્રમાણે

ભરતેશ્વર ચક્રવર્તિ અનેક પુદ્ગલ ભોગમાં રહ'ને કાળ નિર્ગમન કરતા હતા. એક સમયે પ્રભાતમા સ્નાન કરીને પોતાના શરીરના પ્રતિબિંબને આરિસાભુવનના આદર્શમા જોવા લાગ્યા તેવામા એક આંગળીમાથી રત્ન મુદ્રિકા પડી ગઈ અને તે આંગળીને શોભા રહિત થતી જોઇને સર્વ આભૂષણોને ત્યાગ કરતા નિર્વેદ અસારતા જણાતા વિચારવા લાગ્યા હા હા ! ખેદની વાત છે કે આ શરીર વિભૂષણોથી જ શોભતુ હતું તે વિના માટીના પુત્તળા જેવુ જ લાગે છે આવા શરીર માટે મોહ મમતા કરી તેને વળગી રહેવુ ઉચિત નથી

આ દેહ તો વિષ્ટા મલમૂત્રથી ભરેલો છે આમા મોહ મમતા કરવી ખોટી. માટે તેનો ત્યાગ કરીને વિષય ભોગથી વિરામ–વિરતિ પામીને ચારિત્ર તપ સયમ તરફ વળુ આમ ચિતવી-ક્ષાયિકાદિકભાવની શ્રેણિએ શુકલધ્યાને ચઢતા મોહનીય કર્મનો આત્મયોગ રૂપ વજ્રથી નાશ કરીને ભરત રાજાએ કેવળજ્ઞાન દર્શન રૂપ સૂર્ય ચદ્રને પ્રગટ કર્યો તેજ વખતે શક્રેન્દ્રે ત્યા આવી રાજાઓને જેમ રત્નાદિકની ભેટ કરાય તેમ ભરત મહર્ષિને રજોહરણ મુહપત્તિ રૂપ રત્ન ભેટ ધરી નમસ્કાર કર્યો રાજ્ય ઉપર ઇન્દ્રે તેમના પુત્ર આદિત્યયશાને સ્થાપન કર્યો અને ભરતમહર્ષિએ ભવ્યત્માઓને ધર્મનો ઉપદેશ કરીને મુક્તિ માર્ગ પ્રવર્તાવ્યો

આ રીતે આત્મયોગનુ મહાન સામર્થ્ય છે તેમ જાણવુ ॥૨૦॥

બીજુ દષ્ટાંત જણાવતા કહે છે કે —

अत्ममामर्थ्ययोगेन, सप्राप कैवल्यश्रियम्,
प्रख्यातपूर्ण आपाढो, धन्यो धन्यतमेषु च ॥२१॥

અર્થ—ધન્યવાન પુરૂષોમા ધન્યતમ અતિપ્રસિદ્ધ અષાઢ ભૂતિ આ આત્મસામર્થ્યના યોગથી કેવળજ્ઞાનને પામ્યા છે ॥ ૨૧ ॥

વિવરણ—આત્મ સ્વરૂપનુ કોઈ અપૂર્વ સામર્થ્ય વર્તે છે તે યોગનુ જે આલબન કરે છે, તે અવશ્ય આત્મ સ્વરૂપ ઉપર લાગેલા મહામોહના ગાઢ પડદાને દુર કરીને સહજાનદ સ્વરૂપને પ્રગટાવી શકે છે અનેક લબ્ધિ સપન્ન અષાઢાભુતિએ નાટક કરીને કૈવલ્ય લક્ષ્મીને પ્રાપ્ત કરી તે અષાઢાભુતિની કથા નીચે પ્રમાણે છે

રાજગૃહ નગરમા સિહરથ રાજા રાજ્ય કરે છે ત્યા અનેક લબ્ધિવત શિષ્યોના પરિવાર સાથે ધર્મરૂચિ નામના મહાન આચાર્ય પધાર્યા તેમા એક શિષ્ય અષાઢાભૂતિ નામે વિવિધ વિજ્ઞાનવત હતો, અને જેણે અનેક લબ્ધિઓ પણ પ્રાપ્ત કરી હતી તે ગુરુની આજ્ઞા મેળવીને રાજગૃહ નગરીમા ગોચરી માટે ગયો મધ્યાન્હ થયેલું હોવાથી તાપના ભયથી દુર ન જતા નજીકમા રહેવા મહર્ષિ નામના નટના ઘરમા ગયો તે નટને ભુવનસુદરી તથા જયાસુદરી નામે બે પુત્રીઓ હતી તેમણે શુદ્ધ દ્રવ્યથી બનાવેલો એક મોદક તે સાધુના પાત્રમા મુકયો તે લઈને સાધુ ઘરની બહાર ગયો અને વિચાર્યું કે આ એક તો ગુરૂને આપવો પડશે, માટે બીજો મેળવુ એમ ચિતવીને બીજુ યૌવન પૂર્ણ શરીરવાળુ નવુ રૂપ બનાવીને ફરી ઘરમા પેઠો અને ધર્મલાભ દીધો તેણીઓએ બીજો મોદક આપ્યો સાધુ તે લઇને બહાર ગયો

અને વિચારવા લાગ્યો કે આ મારા ધર્માચાર્યને આપેલો પડશે ત્રીજો મળે તો ઠીક એમ વિચારીને બારણા બહાર જઈને જલ્દી ત્રીજુ અત્યંત વૃદ્ધ સાધુનુ સ્વરૂપ બનાવીને ફરીને ઘરમા પેઠો તેઓએ ત્રીજો આપ્યો, ફરી બહાર જઈને વિચાર્યું કે આ ઉપાધ્યાયને આપેલો પડશે. ત્યારે ચોથીવાર કુબડા સાધુનું રૂપ કરીને પેઠો તેઓએ ચોથો લાડુ આપ્યો પાચમી વખતે કોઢીયાસાધુનુ રૂપ કરી પાચમો લાડુ વહોર્યો આ ગુરૂભાઈયોને વહેચી આપવા પડશે તેથી બાર વર્ષના બાળક સાધુનુ સ્વરૂપ ધરીને છઠ્ઠો લાડુ વહોર્યો આમ છ વખત લાડુ લઈને ગુરુની પાસે આવીને ગુરુને સમર્પણ કર્યાં અહિ આ વખતે નટરાજ પોતાના ઘરના મેડા ઉપર રહ્યો છે તે આ સાધુના બહુ રૂપ ધારણ કરવાની શક્તિથી પ્રસન્ન થઈને વિચારવા લાગ્યો કે જો આ માણસ આપણે ત્યા હોય તો આપણે બહુ ધનવત અને કૃતકૃત્ય થઈએ. તે વિચાર બન્ને પુત્રીઓ અને સ્ત્રીઓને જણાવ્યો અને કહ્યુ કે આ પુરૂષને તમે હાવભાવ કરીને તમારો પતિ બનાવો તો આપણે ત્યા સુવર્ણ પુરૂષની સિદ્ધિ પ્રાપ્ત થાય તેમ છે આ નટ થાય તો અત્યન્ત સુંદર લાભ આપણને થાય તેમ છે માટે તેને તમારી સ્ત્રી કળાવડે વશ કરો તે તૃષ્ણાના લોભથી અવશ્ય આવશે જ તેને તમારે જલદીથી પાસામા નાખીને તમારા શરીરનો ભોક્તા બનાવવો

કહેવાય છે કે 'માયાવિ માયાથી જ વશ કરાય છે' તેમ તેમને સમજાવીને નિશ્ચય કરાવ્યો આ પછી તે પુત્રીઓ તે મુનિને આદર બહુમાન પૂર્વક આમંત્રણ કરીને મોદક આદિ

અનેક ખાદ્યો વડે અતિલાષિત કરવા લાગી અને કહેવા લાગી કે 'આપ પૂજ્ય નિરંતર અહિંઆ પધારીને અમારા ગરીબના ઘરને પાવન કરશો આપ પૂજ્યોના પ્રસાદથી અત્રે આપને યોગ્ય સર્વ વસ્તુઓની જોગવાઈ રહેશે ' એમ વિનવીને નિત્ય આવવાની ભાવના મુનિની કરી તેથી તે અષાઢાભૂતિ નિત્ય પિંડના દોષને ભૂલી જઈને રસ લોલુપતાથી નિત્ય મોદકાદિક વહોરવા લાગ્યા અને તે બે જણીયો એકમને તેમની સાથે હાસ્ય ઠઠ્ઠા કરવા, હાવભાવના વિકારો દેખાડવા, કામોદ્દીપન થાય તેવા અંગના ચાળા કરવા વિગેરે રૂપ લાવણ્ય અને સુંદર ભૂષણોથી સજ્જ થઈને અનેક પ્રકારના વિલાસો બતાવવા લાગી તેમજ એકાંતમા મશ્કરી અને વિષય ભોગની પ્રાર્થના કરવા લાગી તેની ઉપર હળવે હળવે મુનિની કામરાગદૃષ્ટિ જોડાવા લાગી. તે બન્નેની આકૃતિ મુનિના ચિત્તમા કોતરાવા લાગી અને તે મુનિ સ્ત્રીઓના પગની પાની વિગેરે અંગોને વારંવાર જોવા લાગ્યો આથી તેનો પોતાના ઉપરનો ગાઢ રાગ થયેલો જાણીને તે બન્ને જણીઓ નમ્ર બનીને વિનંતિ કરવા લાગી. 'હે સ્વામિ! હે પ્રભુ! તમારી રૂપપરાવર્તનની અપૂર્વ શક્તિને જોઈને અમારો અત્યંત પ્રેમરાગ આપના ઉપર થયો છે તેથી અમારી આપની સાથે પત્નીભાવે રહેવાની પૂર્ણ અભિલાષા થઈ છે તો આપ કૃપા કરીને અમારા કામજ્વરનો તાપ જલદી નષ્ટ કરો અમે હજુ કુંવારી છીએ આપને પતિ રૂપે સ્વિકારીએ છીએ અમારા શરીરમા કામજ્વર જે આપના દર્શનથી વ્યાપ્ત થયો છે તો તેના આપજ રોગ મટાડનાર મહાવૈદ્ય છો માટે અમારા રોગને નાશ કરવાની કૃપા કરો

અમોને આપના ચરણુની દાસીઓ બનાવો તમે આ ભીખ માગી ખાવાની, ગામોગામ રખડવાની, શીત, તાપ, ભુખ તરસ અને વેદના ભરેલા જીવનનો ત્યાગ કરો અને અહિ આ આપના ભુવનમા વાસ કરો અને નવાનવા સ્વાદુ ભોજન મોદકાદિને આરોગો, જે ડાહ્યા હોય તે પ્રત્યક્ષ સુખને મૂકીને પરલોકના અદશ્ય સુખ માટે તપ જપ કરી મૂર્ખ નથી બનતા

'આમ વાત કરીને તેને ત્યા રહેવાનુ નક્કી કરાવ્યુ ત્યારે મુનિએ જણાવ્યુ કે મારે મારા પૂજ્ય ગુરુ ધર્માચાર્યની રજા લેવી જોઇએ તેમની રજા મેળવીને અહિયા આવીશ ત્યારે બે જણી ઓએ જણાવ્યુ કે 'હવે આપનો એક ક્ષણ વિરહ સહવા સમર્થ નથી, આ જે કહીએ છીએ તે સત્યજ છે આપ આપનો અમને સત્ય નિશ્ચય જણાવો કે જેથી અમો તેના આધારે ઘડી બે ઘડી મુહુર્ત આદિ કાળ ધીરજ રાખી શકીએ'

આવા તેણીઓના વચનમા વિશ્વાસ કરીને મનથી ચારિત્ર ભ્રષ્ટ થએલા અષાઢાભૂતિએ વચનથી આવવાનો સ્વિકાર કરીને પોતાના ગુરૂ ધર્માચાર્યની પાસે આવીને વિનતિપૂર્વક કહેવા લાગ્યા 'હે પૂજ્ય આપે મને અજ્ઞાન બાલ અવસ્થામા દીક્ષા આપીને શિષ્યપણે ગ્રહણ કરીને અનેક ધર્માચરણ વિદ્યા ભણાવી પણ આજ સુધી પાચ ઇન્દ્રિયોના વિષય ભોગના સુખો મે નજરે નહોતા જોયા પણ હાલમાં નટ કન્યાઓ કે જે દેવકન્યા સમાન સુંદર રૂપ લાવણ્યવાળીનો સસર્ગ થયો તેઓને જોઈ તેઓને મારા પ્રત્યે અનન્ય પ્રેમ જણાવાથી, મે તેમને

સ્વિકારી છે તેથી આપ પૂજ્યો મને આજ્ઞા આપો જેથી હુ ત્યા જઉ, આ ઓઘો રજોહરણ મુખવસ્ત્રિકા અને પાત્રાને આપ ગ્રહણ કરો '

આ વચનો સાભળીને સૂરિવર વિચાર કરવા લાગ્યા અત્યત ખેદની વાત છે કે આણે મારી પાસે સુદર જ્ઞાનનો અભ્યાસ કર્યો આજ સુધી સારૂ ચારિત્ર પાળ્યુ, પણ નિત્ય પિડ ગ્રહણ વડે આવુ પતન થવાનુ કારણ બન્યુ છે સાધુઓ જો ઉત્તરગુણની હાની કરે તો તેથી મૂલગુણ પણ અવશ્ય હણાય છે જ તેનુ આ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે આ ભાવથી નષ્ટ ચારિત્ર થયા છતા પણ તેનામા ગુરૂ આજ્ઞા અને ધર્મશ્રદ્ધા છે તેથી કોઇક વખત ભ્રષ્ટ થયેલો છતા પણ તરવાનો રસ્તો તેને હાથ લાગશે એમ વિચારીને દીર્ઘદૃષ્ટિવત ગુરૂએ કહ્યું 'ભાઈ તને પાપમા પડવાની આજ્ઞા અમારાથી કેમ અપાય ?

ગુરુ પુન વિચારે છે કે આ આત્મા સયમથી કાઈ ચલચિત્ત થયો છે કે સર્વથા ભ્રષ્ટ થયો છે તેની પરીક્ષા કરવા પૃછ્યુ કે ' ભાઈ તને ખબર છે કે સાધુ ચારિત્રી મરણ પામીને દેવત્વ પ્રાપ્ત કરે છે ત્યાના સુખ પાસે આ માસ, હાડ, અને ચામડીમા ખદબદતા કીડાવાળા શરીરમાં શો આનદ આવશે ? ચારિત્રની આરાધના વડે ઇન્દ્રદેવત્વના સુખો ભોગવતા કેટલો આનદ આવશે તેનો તું કાઈક વિચાર કર

તે સાભળીને તેણે જણાવ્યુ કે ' હે ! ભગવાન ! હવે મારુ મન અત્યત વિહ્વલ થયુ છે' તેથી મારાથી ચારિત્રમા રહેવાય

તેમ નથી, આપ આજ્ઞા આપો તે જ મારૂ ' ગુરૂ બહુ ખેદ પામ્યા, અને જણાવ્યુ ભાઈ, તુ પતન પામે છે તોપણ ડાહ્યો હોય તો એટલો મનમા નિશ્ચય કરજે કે ત્યા તુ મદ્ય, માંસ અને અભક્ષ્યોનો સગ ન કરીશ ! અને તું તેવા અભક્ષ્ય ભક્ષણ કરનારાનો સગ ત્યાગ કરજે જેમ કે ઘડો કુવામા પડે છે પણ રાઢવાનુ અવલબન જો હોય તો તે પણ બહાર નીકળવાને સમર્થ થાય છે તેમ તુ પણ પતન પામે છે પણ આટલો નિયમ પાળીશ તો કોઇપણ સમયે તુ તારા આત્માનો ઉદ્ધાર કરવા શક્તિમાન થઇશ

ગુરૂની તે આજ્ઞાનો સ્વીકાર કરી અષાઢાભૂતિ બોલ્યો 'હે ભગવાન ! આજીવન પર્યંત તે નિયમને ધારણ કરીશ તેવા નમ્રતાયુક્ત શ્રદ્ધાવત વદનપૂર્વક સ્વિકારેલા વચનોથી ગુરૂને ખાત્રી થઈ કે આ નિયમ અવશ્ય આનો ઉદ્ધાર કરશે જ ત્યારપછી ચારિત્રના ઉપકરણોનો ત્યાગ કરી પૂજ્ય ગુરૂને સોપીને ગુરૂને નમસ્કાર કરીને અતરમા ચારિત્ર ઉપર પ્રેમવત રહ્યો છતા નટના ઘરે આવીને તે સર્વ લોકોને તેણે જણાવ્યુ કે 'તમારે જો મારો ખપ હોય તો મારી આજ્ઞા એ છે કે તમારા ઘરમા જે માણસો હોય તેઓએ મદ્ય, માસ વિગેરે અભક્ષ્યો ન ખાવા ન ભોગવવા તે વસ્તુનો સ્પર્શ પણ ન કરવો તેવુ તમો સર્વ લોકો શુદ્ધ મનથી નિયમ કરો તો હુ તમારે ત્યા વાસ કરૂ તે સર્વ લોકોએ એવો નિયમ સ્વિકાર કર્યો અને પછી અષાઢાભૂતિએ જણાવ્યુ કે જ્યારે તમારામાથી કોઇપણ આ અભક્ષ્યને ખાશે ત્યારે હુ આ ઘરનો ત્યાગ કરીને ચલ્યો જઇશ, નટ તથા તેની બન્ને પુત્રીઓએ તે

નિયમનો સ્વિકાર કર્યો અને તે બન્ને પુત્રીઓ સાથે અષાઢા ભૂતિ સંસારના ભોગો અને વિલાસો ભોગવે છે

હવે રાજાના દરબારમા જે જે નવા નવા નટો આવે છે તેને આ નટે અષાઢાભૂતિની સહાયતાથી જીતીને અનેક લાખ દ્રવ્ય ઉપાર્જન કર્યું તેની પ્રશંસા સર્વ નટકુલોમા પ્રસાર પામી આ સુખમા અષાઢાભૂતિ નટને બાર વર્ષના વ્હાણા વહી ગયા તેવામા એક મહાન નટ ત્યા પોતાની કળા વડે અન્ય નટોને જીતવા માટે નીકળેલો તે આવ્યો તે અનેક નટોને જીતીને તેમના નામના પુતળા બનાવી બાધતો હતો

આમ તેણે ચોરાશી પુતલા પગે બાધ્યા હતાં તે આ અષાઢાભૂતિની ખ્યાતિ સહન ન થવાથી રાજ્યસભામા આવ્યો રાજાને જણાવ્યુ કે ' હે મહારાજ ! આપના રાજનટોને બોલાવો મારે તેની સાથે નટકળા વિષયમા વાદ કરવો છે ' રાજાએ તેઓને બોલાવ્યા તેઓએ—અષાઢાભૂતિ સહ સર્વનટોએ આવનારા નટો સાથે વિવાદમા એવો ઠરાવ કર્યો કે ' જે હારે તે સર્વ તેની મિલકત સામાને સોપીને અહિથી નીકળી જાય ' બન્ને મહાનટોએ સર્વજન સમક્ષ તે પણનો સ્વિકાર કર્યો ત્યારપછી ઘરે જઈને સર્વકુટુબને જણાવ્યુ કે ' હુ આવેલા આ નટને જીતવા માટે જઉ છુ ' ત્યારે તેની બન્ને પ્રાણ વલ્લભાઓએ જણાવ્યુ કે કાર્ય સિદ્ધ કરીને વહેલા પધારજો '

ત્યારપછી સર્વ સામગ્રી લઇને તે સભામા આવ્યો પાછળ બન્ને જણીએ વિચાર્યુ કે આપણને મદ્યમાસ ખાધે આજે બાર બાર વર્ષ વીતી ગયા છે તેનો સ્વાદ લેવાનો અવસર

માસ થયો નથી અને આપણો સ્વામિ રાજદરબારમા ગયો છે તે નટ સાથે વિવાદમા લગભગ તેમને છ માસ વ્યતીત થશે તેથી આપણને સ્વતત્રતા છે માટે તેને મગાવીને આજે આનદ કરીએ તેવો નિશ્ચય કરીને મદ્ય-દારૂ મગાવીને બન્ને જણીઓએ કઠ સુધી પીધો તેના ઘેનથી તે બન્ને ભાન ભુલી ઉન્માદમા આવી ગઈ

અહી દરબારમા પ્રથમ નવા આવેલા વાદિ નટે પેતાની સર્વકલા રાજા સમક્ષ બનાવી તે સવ કલાઓને થોડી જ વારમા મહાશય અષાઢાભૂતિએ જીતી લીધી અને નટનો મદ ઉતારી નાખ્યો તેથી પોતાની સર્વ લક્ષ્મી અને ચોરાશી પુતળાઓનો ત્યાગ કરીને શરમથી તે નટ નાસી ગયો

ત્યારપછી મહાનટ અષાઢાભૂતિ એકદમ પોતાના ઘરે આવ્યો ત્યારે બન્ને સ્ત્રીઓના વિચિત્ર સ્વરૂપો તેણે જોયા મદથી ગાંડી બનેલી એ નટ પુત્રીઓ જેમ તેમ લવે છે મોઢામા માખીઓ પ્રવેશ નિર્ગમન કરે છે આખુ શરીર દુર્ગંધ મારી રહ્યુ છે તેવી બન્નેની અવસ્થા જોઇને અષાઢાભૂતિને હૃદયમા વૈરાગ્ય નિર્વેદ જાગૃત થયો ગુરુએ આપેલ પ્રતિજ્ઞા સાભળી તેથી વિચારવા લાગ્યો કે 'મને ધિક્કાર છે જુઠુ બોલવુ એઠુ ખાવું, નાગુ નાચું, નાચવું, આવા જુઠાણાના ઘર સમાન અને દુર્ગંધે ઘેરાયેલી માખીઓના ગુબનોવાળા મુખવાળી આ બન્ને પિશાચણીમા રૂપના આમડીયાની પેઠે મોહ પામીને હુ અધ બન્યો વ્યવહારથી અને ધર્મથી પણ પતિત થયો ' આમ વિચારીને અષાઢાભૂતિ નિર્વેદ-વૈરાગ્ય પરાયણ થયો ગુરૂના વચનો યાદ કરતો મહા

ઉપરથી નીચે ઉતર્યો અને નટના ઘરના સર્વ લોકોને કહેવા લાગ્યો 'અનેક પાપોની ખાણ સમાન સ્ત્રી ચરિત્ર બહુ જ વિચિત્ર અને ભયકર છે તમોને મે મોહમા મુઝાઇને સ્વીકાર કર્યો અને મારા હાથમા પૂજ્ય ગુરુએ આપેલ ચિંતામણી સમાન ચારિત્રરત્ન મૂર્ખ બની કકરની માફક ફેકી દીધુ અને નરકદ્વાર સમાન ભોગોને ગ્રહણ કર્યા તેથી મને ધીક્કાર છે નિ કારણ પરમોપકારી જગતનો ઉદ્ધાર કરનારા જીનેશ્વર પરમાત્માના વચનામૃતોને અજ્ઞાતવાડે મે વૃથા બનાવ્યા શાસ્ત્રને ભણ્યો પણ તે પ્રમાણે આચરણ ન કરીને ભણવાનુ ફળ નિષ્ફળ કર્યુ પણ હવે હુ સમજ્યો મારા હૃદયચક્ષુઓ ઉઘડવા હવે તો હુ ચરિત્ર શબ્દના પ્રથમ અક્ષર ઉપર બે માત્રાવાળો આ લગાડીને ચારિત્ર શબ્દ બનાવી તેથી મારા આત્માનો ઉદ્ધાર કરીશ ' આમ સર્વને જણાવીને ગમન કરવા લાગ્યો તેટલામા જેઓનો મદ ઉતરી ગયો છે પોતાની ભુલનુ ભાન થયુ છે તેવી બન્ને જણીઓ કાલાવાલા કરતી નીચે ભોંય તળીએ આવીને 'હે સ્વામિ ! હે પ્રાણેશ ! આ દાસીઓનો એક અપરાધ ક્ષમા કરો આ અબલાઓના જીવન નષ્ટ કરો છો અમારુ આ નવું યૌવન નિષ્ફળ કરો છો વિગેરે કહી રડવા લાગી

ત્યારે તે બોલ્યો આ ભોગોની અભિલાષા અનાદિકાળથી આપણી પાછળ રાક્ષસીની પેઠ પડેલી છે જ અનતજન્મ સુધી જીવ ભોગો ભોગવે તો પણ આશા પિશાચણી શાંત થતી નથી ફક્ત એક પરમાત્મા જીનેશ્વર દેવના શાસ્ત્રપથમા શ્રદ્ધાયુક્ત થઈને ચારિત્રમા અપ્રમત્ત બને ત્યારે તે આશા પિશાચણી

નષ્ટ થાય પરમાત્માના માર્ગ વિના બીજા કોઈ પણ વડે તે શાંત થતી નથી આમ તે બન્નેને તેણે કુટુંબ સાથે બહુ ધર્મ ઉપદેશ કર્યો પણ તેઓનું એક અંશપણ દીલભીનું ન થયુ પથ્થર ભૂમિમા ઉત્તમ અનાજનુ બીજ નકામુ જાય તેમ તેઓને કાંઈ પણ ધર્મલાભ ન થયો પરંતુ જીવન ચલાવવા ધનની તેઓએ માગણી કરી 'હે નાથ! અમારી આજીવિકાનો યોગ્ય પ્રબંધ કરીને આપ સુખ પૂર્વક પધારો અમે આપને નહિ રોકીએ

તેણીઓના તેવા વચન સાભળીને અષાઢાભૂતિ, મહારાજા સિંહરથની પાસે ગયા ને કહ્યુ કે હે મહારાજ! તમોને ચક્રવર્તી રાજાઓનુ નાટક બતાવવાની ઈચ્છા રાખુ છુ' રાજાએ તેને એવા બહુ ખુશીથી હા પાડી અને કહ્યુ કે 'તે માટે તું તૈયાર થા' ત્યારે રાજાની પરવાનગી મેળવીને સાત દીવસમા ભરત ચક્રીનુ નવું અકલ્પ્ય નાટક અષાઢાભૂતિ નટે તૈયાર કર્યું ત્યાર પછ તે નટકમા અન્યપાત્રેની જે જે જરૂર હતી તેની તૈયારી કરાવી રાજા પાસેથી પાચસો રાજકુમારોના માગણી કરી તે મેળવીને તેમને પણ અભ્યાસ કરાવીને પાત્રમા ઉતારવા કર્યા અને જણાવ્યુ કે 'હુ જેમ કરૂ તેમ તમારે પણ કરવાનુ છે' ત્યાર પછ પોતે ભરતરાજાનો સ્વાગ સજીને ચક્રની ઉત્પત્તિ પ્રગટ કરી અનુક્રમે ચૌદ રત્નો પણ પ્રગટાવ્યા અને અનુક્રમે છ ભરતના ખંડોને સાધીને ચક્રિત્વનો અભિષેક પણ કરાવ્યો બત્રીસ હજાર મુકુટબંધ રાજાઓ સેવા કરતા દેખાડયા ચોરાશી લાખ હાથી ઘોડા રથ અને છન્નુલાખ પાયદળ મહા સુભટો

પણ પ્રગટાવ્યા છ ખંડને જીતીને વિદ્યાધરની કન્યારત્નને પરણીને તે સ્ત્રીરત્નને પટ્ટરાણી રૂપે સ્થાપન કરીને રૂષભકુટ ઉપર હું ભરત સમ્રાટ પ્રથમ ચક્રિ છું તેવું નામ કાકીણીરત્ન વડે લખીને એકલાખ બાણુ હજાર સ્ત્રીઓના સ્વામિ થઈ અયોધ્યા નગરીમાં પોતાના રાજ્ય મહેલમાં પ્રવેશનો દેખાવ બતાવ્યો ચક્રિત્વના અભિષેક મહોચ્છવનો અને પછી બાહુબલી સાથેનું યુદ્ધ દેખાડીને નવાણું ભાઈઓની દીક્ષા પણ બતાવી અને ક્રમે કરીને આદર્શ ભુવનમાં આભુષણ પૂર્વક પ્રવેશીને હાથની ટચલી આગળીનો વીંટીને પડતી દેખાડી અને ક્રમે ક્રમે સર્વ આભુષણ છોડતા ભરતની પેઠે અન્યત્વ, એકત્વ, અસારત્વ, અનિત્યત્વ ભાવના ભાવતા ધર્મધ્યાનમાંથી શુકલધ્યાનમાં શ્રેણીએ ચઢીને આરિસાની સન્મુખ જ નટ અષાઢભુતિ મહર્ષિએ કેવલજ્ઞાન, અને કેવળદર્શન પ્રગટ કર્યું પાંચ મુઠીથી લોચ કર્યો અને દેવોએ રજોહરણ મુખવસ્ત્રિકા આદિ સાધુનો વેષ (લીંગ) આપ્યો અષાઢાભુતિમહર્ષિએ નાટકમાં પાત્ર માટે જોડેલા પાંચશો જ કુમારોને પ્રતિબોધ કરીને મુક્તિની સાધના કરાવી ચક્રિના નાટક માટે ભેગા કરેલા અનેક રત્નો નટને આપી તેનું દારિદ્ર દુર કર્યું આ પછી તે મુનિઓ અષાઢાભુતિમહર્ષિ સાથે ચારિત્ર પાલતા જગત ઉપર વિચરવા લાગ્યા તેમના પૂજ્ય ગુરૂએ કોઈ દ્વારા પરંપરાથી આ વાત જાણી હર્ષ પામતા તેમના ગુણને સ્મરણ કરતા તે અપૂર્વ યોગ સામર્થ્યની સ્તુતિ કરવા લાગ્યા અહો! આ અષાઢાભુતિનું બાહ્ય સામર્થ્ય કેટલું હતું નાટકમાં તે ચક્રવર્તી હતો ચૌદરત્નો તેની પાસે હતા પણ તેણે આ બાહ્ય સ્વરૂપને આંતરરૂપે પ્રગટાવ્યું આત્મા આ ઉપરથી સાચો ઈંદ્ર

અને ચક્રવર્તિ છે તે કરી બતાવ્યુ તેણે આત્માના સર્વ પાપ કર્મને ક્ષણમા ભેદી નાખ્યા અને નાટકના વેષમા જ કૈવલ્ય લક્ષ્મી પ્રાપ્ત કરી તે મહાન અપૂર્વ આશ્ચર્ય છે ધન્ય છે તે અષાઢાભુતિ મહર્ષિને ખરેખર તે સર્વ મહર્ષિઓમાં યોગીઓમા અને ધ્યાનીઓમા પણ મહાનમા મહાન છે ॥૨૧॥

એ આત્મદર્શન ગૃહસ્થો ને પણ અપૂર્વ યોગ વડે થાય છે તેનુ ત્રીજુ દૃષ્ટાંત પણ પુજ્ય ગુરુવર આપે છે!

कूर्मापुत्रो गृहे तिष्ठन्, केवलज्ञानमाप्तवान्,
आत्मदृष्टिप्रभावोऽयं, कस्तं वारयितुं क्षमः ॥२२॥

અર્થ–કુર્માપુત્રે ઘરમા રહ્યા છતાં પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું આ શુદ્ધ આત્મદૃષ્ટિના પ્રભાવને કોણ રોકી શકે તેમ છે? ॥૨૨॥

વિવેચન–આત્મદૃષ્ટિ એટલે આત્માના આંતરિક સહજ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો તેની પ્રાપ્તિ અર્થે અનેક યોગીઓ યમ નિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર ધ્યાન ધારણા સમાધિઓને અનેક કાલ પર્યંત કરે છે ત્યારે તેની કાઈક ઝાખી થાય છે ભગવાન શ્રી મહાવીર દેવને આ દૃષ્ટિની પ્રાપ્તિ માટે નયમાર રાજાના ભવથી આદરેલો પ્રયત્ન કોટાકોટી સાગરોપમ ઉપરાંત પણ કેટલાક કાલે પુર્ણ આત્મદર્શન કરાવનાર થયો ત્યારે શ્રી કુર્માપુત્રને બાહ્યભાવે માતાપિતાની સેવામા પ્રવૃત્ત હોવા છતા આંતર દૃષ્ટિથી બધાને પોતાથી ભિન્ન માનતા

"एकोऽहं खलु अस्मि अहम् नास्मि मे कश्चन"

એવી ભાવના ભાવતા ગુણશ્રેણીમા ચડતા અપુર્વ અનિવૃત્તિ સૂક્ષ્મ સંપરાય આદિ ગુણસ્થાનક પ્રાપ્તિ યોગ્ય ક્ષાયિક ભાવની

શ્રેણિ વડે કર્મમેલને આત્મવીર્ય વડે નષ્ટ કરીને મહામોહનો વિનાશ કરી જ્ઞાન, દર્શન, અંતરાયનો એક ઘડીમાં નાશ કરીને કેવળજ્ઞાન અને કેવળ દર્શનને પ્રગટાવ્યુ છતાં આશ્ચર્ય છે કે નિર્લેપથી કુટુબની સેવા કરતા રહ્યા માતપિતાને પણ તે વાતની ખબર ન જ પડી આવી યોગની આત્મશક્તિ આત્મામા તીરોભાવે આપણામા પણ રહેલી છે જ તેનો કોઈ નિષેધ કરી શકે કે તેમ નથી જ ॥૨૨॥

## કુર્મપુત્રનુ દૃષ્ટાંત

દુર્ગમ પુરમા દ્રોણ નામનો રાજા હતો તેને દ્રુમાદેવી પટરાણી હતી તેને લક્ષકુમાર પુત્ર હતો રાજ્ય અને જુવાનીના મદથી રાજા નાના છોકરાને રમત ખાતર દડાની પેઠે આકાશમા ઊડાડીને આનદ માનતો હતો

એક વખત તે નગરના ઉદ્યાનમા કેવલી ભગવાન પધાર્યા તેમને વનની યક્ષિણી ભદ્રમુખીએ પુછયુ કે 'મારો પૂર્વ ભવનો પતિ હાલ કયા છે?

જ્ઞાની એ જણાવ્યુ કે 'આ નગરના રાજાનો તે પુત્ર થયેલો છે' તે સાંભળીને પૂર્વભવનુ સ્વરૂપ બનાવીને તે કુમારને વિષયમા લોભાવી દૈવશક્તિ વડે હરણ કરીને તે પોતાના ભુવનમાં લઈ ગઈ ત્યા કુમારને પૂર્વભવનો વૃતાત જણાવ્યો જાતિસ્મૃતિ વડે પૂર્વભવ જાણીને પરસ્પર પ્રેમથી તે વાતને તેણે સ્વિકારી દેવીએ તેના શરીરમાથી દુર્ગધમય દ્રવ્યોને કાઢી નાંખીને સુદર સુગંધી દ્રવ્યો વડે પોતાને ભોગ કરી શકાય તેવું તેનુ દીવ્યરૂપ બનાવ્યુ કુમારના માતાપિતાને તેની તપાસ કરતા તેનો

પત્તો કેવલી દ્વારા તેમને મલ્યો ત્યારે તેમણે વૈરાગ્યથી ચારિત્ર ગ્રહણ કર્યું

આમ વિષયભોગમા કેટલોક સમય જતાં દેવીએ પોતાના તે કુમાર પતિનુ અલ્પ આયુષ્ય જાણીને તે વાત પતિને જણાવીને તેમને દિક્ષા માટે અનુમતિ આપી અને તેજ વનમા કેવળી ભગવત પાસે તેને મૂકયો ત્યાં કેવલીએ ધર્મોપદેશ કરતા જણાવ્યુ કે આ જીવ અનાદિથી ભોગમા આસક્ત છે તેણે તેમા સુખ માન્યુ છે પણ વસ્તુત તેથી સુખ કે સતોષ નથી જ થતો

जत्तो च्चिय पच्चरख सोम्म सुह नत्थि दुक्ख मेवेदम्
तप्पडियारनिमित्त, तो पुण फ्लति दुक्खति ॥१॥
विषयसुहु दुक्ख चिय, दुक्खपडियारओतिगिच्छि्त
त सुह उवयार ओ न उवयारो विणा तत्थ । २॥

હે, ભાગ્યશાળી, સમતાએ વિચાર કરીશ તો તને જે પ્રત્યક્ષરૂપ ઈન્દ્રિય વિષયગત સુખ દેખાય છ તે વસ્તુત દુ ખ જ છે તેનો પ્રતિકાર કરીને ભેદપાડીને વિચાર કરતા તે ભોગના ફળરૂપ શરીરમા જે પીડા થાય અશક્તિ થાય કળતર થાય તે દુ ખ જ છે તેથી પડિતો વિષય સુખને દુ ખ જ કહે છે જેમકે શરીરપર ચક-ખણુજ આવતી હોય છે ત્યારે લોકો ખણવામા સુખ માને છે પરત ચામડીમા લોહી બહાર આવે બળતરા થાય ત્યારે દુ ખ મેળવે છે દુ ખનો વધારો થાય છે તેમ વિષયો ભોગવતા આસક્તિ મટતી નથી પણ ભોગો ક્ષય દિ રોગોને ઉપજાવે છે આ વાત પ્રત્યક્ષ સવને વિદ્વાન વૈદ્યોને અનુભવમા

છે જોકે ભોગ વખતે વિષયાસક્ત તેમા સુખ છે, તેવી ભ્રમણા કરે છે એટલે તેમા સુખનો આરોપ કરે છે પણ તથ્ય વસ્તુ વિનાનો આરોપ અસત્ય એટલે દુખનો હેતુ જ થાય છે મનુષ્યદિજીવોને તેની અનાદિ કામગના હોવાથી દુખમા પણ સુખની કલ્પના કરે છે તે માટે જણાવે છે કે

जह निंब फले समुप्पन्नो कीडो कहु अपि मन्नए महुर तह सिद्धिसुहे परुचक्खे समारे सुह चिंति

જેમકે લીમડાના પત્ર પુષ્પ ફળાદિકમા જે કીડાઓ થાય છે, તેઓ તેના રસમા આસક્ત હોવાથી વિષ સમાન કડવા ને પણ મધુર માને છે તેમ જે જીવાત્માઓને મોક્ષ અને સવરમા સુખ છે તેથી અજાણ હોવાથી અને તે સુખને કોઈ પણ વખત અનુભવ્યુ ન હોવાથી વિષયાદિને સુખરૂપે માનીને તેને સુખ કહે છે વળી જણાવાતુ કે

जो भविओ मणुअभव लहिउ धम्मे पमायमायरइ,सोहलद्ध चिंतामणिरयण रयणायर गमइ ॥९॥

ભવ્યાત્મા પુણ્યયોગથી ચિતામણી રત્નની ખાણ રૂપ માનવ ભવને પ્રાપ્ત કરી જો પ્રમાદ વિષય કષાય અને અવિરતિઓમા પ્રવૃતિ કરીને ધર્મરૂપ ચિતામણી રત્નને ફેકી દેતો ભવસમુદ્રમા પોતાના આત્માને ભમાડવાને અનેક જન્મ મરણ ભોગવવા માટે ફેકી દે છે

આમ પૂજ્ય કેવલીની વિસ્તાર પુર્વક ભવ વિનાશિની મોક્ષ માર્ગની શ્રેણિ સમાન દેશના સાભળીને તે રાજકુમારે ગુરૂ પાસે ચારિત્ર ગ્રહણ કરીનેપાળીને તેના માતા પિતા અને

તે મહાશુક્રદેવ લોકમા દેવતા પણે ઉપન્યા અને આ યક્ષિણી દેવભવનુ આયુષ્ય પુર્ણ કરો ભ્રમરરાજાનો વેશાલો નામે ભાર્યા થઈ રાજા રાણી બન્ને ધર્મને ઇષ્ટ માનતા યોગ્ય આરા ધના કરી અતે તેઓ પણ મહાશુક્રમા દેવપણે ઉત્પ ન થયા

તેમા કુમાર દેવત્વનુ આયુષ્ય પુર્ણ થયે ૮્યવીને રાજગૃહ નગરમા મહે દ્ર નામના રાજાની ભાર્યા–મહારાણી કૂર્માદેવીની કુક્ષિમા પુત્ર પણે ગર્ભરૂપે રહ્યો સારા દિવસે સારા મુહુર્તમા સારા લગ્નમા તેનો જન્મ થયો દોહલો ધર્મકરણી મય આવ્યો હોવાથી મ તા પિતાએ પુત્રનુ ધર્મદેવ નામ રાખ્યુ પુર્વભવમા કુતુહલથી લોકોના બાળકોને બાધીને પોટલા રૂપ બનાવીને આકાશમા ફેકવાનુ કરવાથી આ ભવમા તેનુ શરીર વામન કુબડુ થયુ યુવાન અવસ્થામા તેની બે હાથની ઊચાઇ થઈ તેથી રાજાના પુત્રને કુબડો કહેતા લોકોને ભય લાગ્યો તેથી તેમણે કુર્માદેવીથી ઉત્પન્ન થયેલો હોવાથી લોકોમા કૂર્મા પુત્ર તરીકે પ્રસિદ્ધિ પામ્યો યુવાન અવસ્થામા આવે છતે તેના રૂપ ગુણ વિજ્ઞાન આદિથી તે બહુરાજકન્યાને પરણ્યો

રાત્રિએ મુનિઓથી કરાતી સૂત્રની આવૃતિ અને સ્વાધ્યાયમા ગણાતા સૂત્રોને સાભળીને ઉહાપોહ કરતા કુર્માપુત્રને જાતિસ્મૃતિ મતિજ્ઞાન પ્રગટ થયુ તેના ધ્યાનથી સ્વકર્મને ભાવનાબળે ખપ વતા ગુણ શ્રેણીએ ચડી મોહનો પ્રથમ સમૂલ ઘ ત કરીને જ્ઞાન દર્શનના આવરણોનો તથે અ ત રાય કર્મનો પણ શુકલ ધ્યાન યોગે નાશ કરીને કેવલજ્ઞાન અને કેવલ દર્શન પ્રાપ્ત કર્યુ

આ પછી તેમણે વિચાર્યું કે જો હું અ યારે મુનિવેષ રૂપ ચારિત્ર અંગીકાર કરૂ તો વિરહના યોગે વસ્તુ સ્વરૂપના અજાણ માતાપિતા બહુ દુ ખ અને મરણ પામે માટે તેઓને પ્રતિબોધ કરવા માટે ગૃહસ્થાવસ્થામા રહેવું યોગ્ય છે

એવા અવસરમા સ્વર્ગથી ચ્યવીને તે કુમારના ચારે સબ-ધિઓ વૈતાઢ્ય પર્વત ઉપરના નગરમા વિદ્યાધર થયા ત્યા ભોગ ભોગવીને ચાણુશ્રમણ મુનિ પામે સયમ લઇને સાધુ થયા અને મહાવિદેહમા વિચ તા જિનેશ્વર ભગવતોની યાત્રા કરવા ગયા પ્રભુને વ દના કરીને પછી દેશના શ્રવણ કરવા બેઠા આ સમયે ચક્રવર્તિ પ્રભુને વ દના કરીને દેશના સાભળવા બેઠો દેશનાને અ તે ચક્રવર્તિએ પુછયુ કે ' ભરતમા હાલ ચક્રવર્તિ કે કેવલી કોઇ વિદ્યમાન છે ' ત્યારે પ્રભુએ જણાવ્યુ કે ' હે ચક્રવર્તિ રાજા ! ભરતક્ષેત્રમા કુર્માપુત્ર ગૃહસ્થના વેષમા માતાપિતાને પ્રતિબોધ કરવા કેવલી હો । છતા ઘરમાં જ રહ્યા છે ' ત્યારે તે ચારે જણાએ ભગવાનને પૂછયુ કે ' અમને કેવલજ્ઞાન કયારે પ્રાપ્ત થશે ' ત્યારે તે ચાર મુનિઓને જણાવ્યુ કે ભરતમા રાજગૃહનગરમા કુર્માપુત્રની પાસે તમોને કેવલજ્ઞાન પ્રાપ્ત થશે '

આ સાભળીને તે ચારે ચ રણ શ્રમણો કુર્માપુત્ર પાસે આવીને મૌન ધરીને બેઠા ત્યારે કુર્માપુત્ર કેવલીએ કહ્યુ કે ' તમે તીર્થંકર પરમાત્માને નમસ્કાર કરી તેમના વચન વડે મારી પાસે આવ્યા છો ' આ પછી તેમણે તેમનુ પૂર્વભવ સ્વરૂપ કહી બતા યુ તેઓ પોતાના પૂર્વભવનુ સ્વરૂપ સાભળીને જાતિ સ્મરણ પામીને ક્ષપક શ્રેણીમા ચડયા અને કેવલજ્ઞાન પામ્યા આ

પછી તે કેવળીઓ ઈશ્વર ભગવતને વદન કર્યા વિના કેવળીપર્ષદામા બેઠા ત્યારે ઇંદ્રે પૂછ્યુ કે ' ભગવત આ ચાર મુનિઓ વદન કર્યા વિના કેમ બેઠા ? પ્રભુએ જણાવ્યુ કે તે ચારે મુનિઓ કુર્માપુત્રના મુખથી પોતાનો પૂર્વ ભવ સાભળીને કેવલી થયા છે

ઇંદ્રે પૂછ્યુ કે ' તે કુર્માપુત્ર કયારે દ્રવ્ય ચારિત્ર ગ્રહણ કરશે ' ત્યારે પ્રભુએ જણાવ્યુ કે ' આજથી સાતમા દિવસે તે દ્રવ્ય ચારિત્ર સાધુવેષને ધારણ કરશે તે માતાપિતાને પ્રતિબોધ કરીને કેશ લોચ કરશે દ્રવ્ય ચારિત્રને લઈને દેવોએ રચેલા સુવર્ણ કમળ પર બેસીને ધર્મદેશના વડે અનેક ભવ્યાત્માઓને પ્રતિબોધ કરીને મોક્ષ લક્ષ્મીને પામશે ' જઘન્યથી બે હાથની ઉંચાઈવાળા મોક્ષમા જાય છે અને ઉત્કૃષ્ટથી પ ચસો ધનુષ્યની કાયાવાળા મોક્ષમા જાય છે

હવે પૂજ્ય ગુરુદેવ જણાવે છે કે આત્મ દૃષ્ટિનો અપૂર્વ પ્રભાવ આજે પણ દેખાય છે —

आत्मदृष्टिप्रभावेण, सदानन्दानुभवयता।
अधुनाऽपि निरीक्ष्यन्ते, बाह्यदृष्टिपराङ्मुखा ॥ २३ ॥

અર્થ —આત્માની દૃષ્ટિના અપૂર્વ પ્રભાવથી સુસયમીઓ સદા આનદનો અનુભવ કરે છે તેવા બાહ્ય દૃષ્ટિથી વિમુખ રહેલા મહાત્માઓ આજે પણ જોવા મળે છે ॥૨૩॥

વિવેચન-હે ભવ્યાત્માઓ ! આત્માના સ્વરૂપનુ જેને ભાન થાય છે તે આત્માને આ ભવમા પણ આધિ વ્યાધિ અને ઉપાધિ નથી રહેતી આનો આત્મદૃષ્ટિનો અપૂર્વ મહાન પ્રભાવ જોવાય છે ક્ષયોપશમ ભાવે જેણે આત્માના દર્શન કર્યા છે તેવા

આત્માઓ અહિંઆ આ શરીર વડે સર્વ જીવોના અહિંસક સત્યવચની, ચોરીના ત્યાગી, બ્રહ્મચારી, અને પરિગ્રહના ત્યાગી હોવાથી બહારના કારણોથી કોઈપણ જીવની સાથે વર વિરોધ કરતા નથી તેમજ અતરમા પણ છળ, કપટ, કૂડ, પાસ આચરવાનો તેમને જરૂર પડતી ન હોવાથી તેવા સયતી આત્મા સાધુપુરુષો અહિંઆ પણ આનદ ભોગવે છે

ભગવાન શ્રી આચાર્ય હેમચદ્ર સૂરીશ્વરજી કહે છે કે –

मोक्षोऽस्तुमास्तु परमानन्द वेद्यते खलु यस्मिन्नखिल सुखानि प्रतिभासन्ते न किञ्चिदिव ॥१॥

શુદ્ધ આત્મદૃષ્ટિના પ્રભાવથી અહીં આજે આનદ અનુભવાય છે તે મોક્ષની વાનગી જેવો જ હોય છે તેથી હાલમા મોક્ષ પ્રાપ્ત થાય કે ન થાય પણ આત્મસ્વાનુભવનો પ્રત્યક્ષ આનદ તો અનુભવાય છે જ તે આનદની પાસે સર્વ સસારના બધા ગણાતા સુખો કાઈ હિસાબમા નથી તૃણ સરખા પણ નથી આવો અનુભવ આત્મદૃષ્ટિના ધ્યાનવાળા યોગીઓ રૂપસ્થ ધ્યાનમાં યા રૂપાતીત ધ્યાનમા પ્રવૃતિ કરનાર આનદઘન, યશોવિજયજી, દેવચદ્ર આદિ મહાયોગીઓ આ શરીરમા આજ ભવમા અનુભવતા હતા કારણ કે તેઓ પુદ્ગલ ભોગ સાતા અશાતા અનુકુલ પ્રતિકુલ બહારના સયોગો સબધો ઉપર દૃષ્ટિ નહોતા રાખતા તેથી મહા સયમી એવા મહાપુરૂષો પરમાનદનો અનુભવ કરતા હતા

શ્રી યશોવિજયજી મહારાજ જણાવે છે કે —

निर्विकार निराबाध ज्ञानसारमुपेयुषाम् विनिवृत्तपरा शाना, मोक्षोऽत्रैव महात्मनाम् ॥१॥

જેએને મન કર્મનો વિકાર નથી કોઈ પણ સકંપ વિકલ્પમય બાધા નથી જે આત્મ જ્ઞાનના સાર રૂપ સમ્યકત્વ ફલને પ્રાપ્ત થયેલા છે અને પર પુદ્‌ગલની આશા ત્યાગ કરવાથી મોક્ષના જેવી વાનગી રૂપ આનંદ અનુભવે છે ॥૨૩॥

જ્યારે આત્મા સંકંપ વિકંપોનો ત્યાગ કરે છે ત્યારે આનંદ મેળવે છ તે જણાવે છે —

आत्माऽसंख्यप्रदेशेषु, स्थापते शुद्धदृष्टित
स्थिरत्वेनानुभूयते, चिदानन्दमहोदधि ॥ २४ ॥

અર્થ -આત્મા પોતના અસંખ્યાતા પ્રદેશમાં રહેલો છે તે શુદ્ધ દ્રષ્ટિથી સ્થિરતા વડે ધ્યાન વડે અનુભવ કરતા જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ આનંદ મહોદધિ સ્વરૂપ આત્માનો અનુભવ થાય છે ॥૨૪॥

વિવેચન -આત્મ સ્વભાવથી જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય-રૂપ સચ્ચિદાનંદનો મહાસમુદ્ર અસંખ્યાત પ્રદેશ થાય છે તેને યોગાભ્યાસ વડે કમપડલ હઠાવીને યોગિઓ પ્રત્યક્ષ રીતે અનુભવે છે તે આત્મદષ્ટિની પ્રાપ્તિ મોહનીય કર્મના ક્ષય કર ગાઢ જ્યારે ભેદાય ત્યાર પછી જ થાય છે એટલે સંસારમા સુખ અને દુખને ભોગવતા અકામ નિર્જરા વડે આત્મા બહુ કર્મદલને ભેદ કરીને મોહનીયકર્મની વજ્ર જનમહા કઠણ ગાઠની નજદીક આવે છે જીવની ત્યા સુધીની વૈરાગ્ય પ્રવૃત્તિને યથાપ્રવૃત્તિ કહેવાય છે

તે વખતે મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિને ખપાવીને એક કોડાકોડી સાગરોપમથી પણ પલ્યોપમના અસંખ્યાત ભાગે અલ્પ સ્થિતી કરેલી હોય છે

અપૂર્વ કરણમા જેમ બલવાન કઠીઆરો કુહાડા વડે રાયણવૃક્ષની બહુ કઠણ ગાઠને ભેદે છે તેમ જીવ પણ અપુર્વ વીર્યના ફોરવવા વડે કર્મગાઠને ભેદ કરીને અપુર્વ કરણને સફલ કરે છે ત્યાર પછી સમ્યકત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય, તેજ અનતાનુબધી કષાયની ચોકડીને ખપાવીને જીવ સમ્યત્વ દર્શન એટલે આત્મસ્વરૂપના દર્શન શ્રદ્ધા પ્રાપ્ત કરે છે આત્મા અસખ્ય પ્રદેશમય જ્ઞાન, દર્શન ચારિત્ર ગુણ યુકત છે તેમ અનુભવે છે

जा गठी ता पढम गठी समइच्छेओ भवे बीय अनियट्टि करण पुण सम्मत्त पुर क्खडे जीवे ॥१॥

ગાઠ સુધી આવવુ તેને યથાપ્રવૃત્તિકરણ કહે છે અને જે ભાવનાથી મોહની ગાઠ ભેદાય તે અપુર્વકરણ કહેવાય છે ત્યાર પછી સમ્યકત્વ સન્મુખ આત્મસ્વરૂપની શ્રદ્ધામય દષ્ટિ જે પ્રગટ થવાના સમય સુધીને અનિવૃત્તિ કરણ કહેવાય છે અને સમ્યગ્ દર્શન જે શુદ્ધ પરિણામની ધારાએ થાય છે તેને અતર કરણ કહેવાય છે તે સમ્યકૃત્વ વડે અતર દ્રષ્ટિ વિકસ્વર પામતી હોવાથી આત્મા પોતના સ્વરૂપને અનત જ્ઞાન દર્શન ચારિત્ર, વીર્ય ઉપયોગ તપ વિગેરે સર્વગુણોનો મહોદધિ જાણે છે તેને પ્રગટ કરવા માટે જે આવરણ કર્મો છે તેને ભેદવાનો નિશ્ચય પણ આત્મદ્રષ્ટિના પ્રભાવથી કરે છે ॥ ૪॥

આત્મા અતર દ્રષ્ટિને ક્યારે પ્રાપ્ત કરે તે જણાવે છે—

चित्त स्थिर यदा यस्मिन्, तदाऽन्तर्दृष्टिभाग् भवेत्,
सोऽन्तर्दृष्टिप्रभावेन, कार्यं किमवशिष्यते. ॥ २५ ॥

અર્થ—જ્યારે ચિત્તની યોગ સ્થિરતા આવે ત્યારે જીવ આત્મદ્રષ્ટિવાળો થાય છે, તે અંતરદ્રષ્ટિના પ્રતાપ વા પ્રભાવ વડે કહ્યુ ધાર્યું કાર્ય કરવામાં બાકી રહે તેમ છે ॥૨૫॥

વિવેચન – જ્યાં સુધી આત્મા ચંચલતાને ધારણ કરે ત્યાં લગી વસ્તુ સ્વરૂપને પામી શકતો નથી કહ્યુ છે કે

"वत्स किं चञ्चलस्वान्तो, भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि निधिं स्वसंनिधावेव, स्थिरता दर्शयिष्यति ॥ १॥

હે વત્સ ! તું ચિત્તની ચંચલતા ધરે છે ત્યાં લગી યથાર્થ સ્વરૂપને તું જાણી શકવાનો નથી જ અને જેમ ચંચલ ચિત્ત વૃત્તિવાળા મૃગો રણમાં (મરૂભૂમિમાં) પાણીની ભ્રાંતિથી રખડી ને મરી જાય છે પણ તેની તૃષા શાંત થાય તેવું પાણી તેમના હાથમાં આવતુ નથી તેમ તું પણ બાહ્ય વિષયોમાં ચિત્ત વૃત્તિઓને સુખની આશા રાખીને દોડાવે છે પણ તેથી સત્ય સુખનું સ્થાન તારા હાથમાં આવવાનું નથી પણ સ્થિરતા પૂર્વક આત્મ સ્વરૂપ કે જે પૂજ્ય ગુરુઓએ ઉપદેશ્યું છે તેમાં સ્થિરતા પૂર્વક એકાગ્રભાવે સ્થિર થઈને વિચાર કરી આત્મધ્યાન કર ! તો તારી પાસે જે અંતરમાં પરમનિધાન સ્વરૂપ રત્નત્રયી છે તેને પ્રગટ કરી શકીશ અંતરદ્રષ્ટિનો એવો અપૂર્વ પ્રભાવ છે કે તેની પાસે અન્ય બાહ્ય હથિયારો મંત્ર તંત્ર વિગેરે શક્તિ નકામી જાય છે માટે બાહ્ય શક્તિ ઉપર વિશ્વાસ કરવા કરતાં આત્મસ્વરૂપની શક્તિ પ્રગટ કરવા ઉદ્યમવંત થવું માટે સ્થિરતાથી અંતર ભાવે આત્મસ્વરૂપનું ધ્યાન કર ॥૨૫॥

અંતરંગમાં સ્થિરતા લાવવા માટે હું સર્વ જગતના

જીવાત્માઓ પ્રત્યે શુદ્ધ પ્રેમમય બને એ માટે પૂજ્ય ગુરુદેવ જણાવે છે કે —

मित्रभावश्च जीवेषु, प्रमोदः सज्जनेषु च,
कृपादृष्टिश्च दीनेषु, माध्यस्थ्य भावयेच्छुभम ॥ २६ ॥

અર્થ –સર્વ જીવો ઉપર મિત્રભાવ સજ્જનો ઉપર પ્રમોદભાવ તથા દીન દુ ખી જીવો ઉપર કૃપાભાવ અને અધર્મિ ઉપર માધ્યસ્થ્ય ભાવને સારી રીતે ધારણ કર ॥૨૬॥

વિવેચન -જગતના સવ જીવો ઉપર પોતાના આત્મા સમાન ગુણસ્વભાવવત જાણીને મિત્ર ભાવે પ્રેમ કરવો, **समानेषु मैत्री** જ્યા જ્યા સમાન સ્વભાવ હોય સમાન વય હોય, સમાન કુલ હોય, સમાન જાતિ હોય તેવા તેવા મનુષ્યો સાથે પ્રાય મત્રી થાય છે આપણા આત્માના સ્વરૂપ સમાન જગતના સર્વ આત્માઓનુ સહજભાવે સમાન સ્વરૂપ હોવાથી સર્વ જીવાત્માઓને આપણા બન્ધુ સમજવા અને તેઓનુ ભલુ થાય તેવા પ્રયત્નો અવશ્ય કરવા કોઈપણ જીવ દુ ખી ન જ થાય તેવી ભાવનાને મૈત્રીભાવના પૂજ્ય પુરુષો જણાવે છે. શ્રી હેમચદ્ર પ્રભુ જણાવે છે કે

मा कार्षीत्कोऽपि पापानि मा भूत्कोऽपि दु खितः
मुच्यतां जगदप्येषा मतिर्मैत्री निगद्यते ॥१॥

કોઈ પણ જીવ પાપોને ન જ કરો પાપજ દુ ખનુ ઉપાદાન કારણ થાય છે તેવા પાપોનો જો જીવો ત્યાગ કરે તો અશાતાવેદનીય કર્મને ન બાંધે અને કદાપિ પણ દુ ખને નજ પામે આથી કોઇ દુ ખી ન થાઓ એવુ પરમપુરુષો સર્વદા ઇચ્છે છે આ

સર્વ જ ત્-જગતના સર્વ આત્માઓ કર્મ બ ધનથી સર્વથા મુક્ત થઇને મોક્ષનુ નિત્ય સુખ ભોગવનારા થાય આવો ભાવ નામક જે પ્રેમ તેને પૂજ્યો મૈત્રીભાવના કહે છે જો કે સામાન્ય રીતે સર્વ અજ્ઞાનીઓમા રાક્ષસોમા કે હિંસક પશુપક્ષીઓમા પણ પોતાના અપત્યો-પુત્ર સ્ત્રી આદિમા વિષયાદિમય પ્રેમરૂપ મૈત્રી હોય છે પણ તે સાચી મૈત્રી ન કહેવાય તેમજ રાજ્યના કર્મચારીઓ સુસદ્દિઓ પણ વાણી અને લેખિણીમાં પ્રેમમૈત્રીને વ્યક્ત કરે છે પણ તે સત્ય શુદ્ધ પ્રેમ રૂપ મૈત્રીભાવ ન સમજવો સર્વ જીવો પૂર્ણ સચ્ચિદાનદને ભોગવો એવી ભાવનામય પ્રેમમૈત્રી તેજ સાચી મૈત્રી છે

બીજી ભાવના સજ્જનો ઉપર પ્રમોદ ભાવ કરવો જેઓ જગતના કલ્યાણ માટે પોતાના જગત સ બધી ભોગ સુખોને તિલાજલિ દઈને સાચુ સુખ જીવોને કેવી રીતે મળે તે માટે નિરતર ચિતવન કરતા, અજ્ઞાનીઓ તરફથી આવતા દુ ખ ઉપસર્ગોને સમતા ભાવે સહન કરતા, વસ્તુ સ્વરૂપનો યથાર્થ નિશ્ચય કરીને જગતના કલ્યાણ માટે સતત પ્રવૃત્તિ કરનારા, સજ્જનો સમજવા તેઓના ગુણોનો જે પક્ષપાત, તેમના ગુણો અને કલ્યાણમય પ્રવૃત્તિની પ્રશ સા કરવી તે પ્રમોદ ભાવના કહેવાય છે, શ્રી હેમચદ્ર પ્રભુ જણાવે છે કે

'अपास्ताऽशेषदोषाणा वस्तुतत्त्वावलोकिनाम् ॥ गुणेषु पक्षपातो य स प्रमोद प्रकीर्तित ॥२॥

અર્થ –હિંસા અસત્ય, ચોરી, મૈથુન પરિગ્રહ, ક્રોધ, માન માયા, લોભ, રાગ, દ્વેષ કલેશ, ચાડી, આળ, ખોટો આરોપ, રતિ,

અરતિ, માયા પૂર્વકનુ અસત્ય, મિથ્યાત્વશલ્યરૂપ સર્વપાપમય દોષો અને અજ્ઞાન વિગેરેનો ત્યાગ જેમને થયો છે તેવા તથા જગતના સર્વ રૂપી અરૂપી પદાર્થોના દ્રવ્ય ગુણપર્યાય-પરિણામોને નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ નય પ્રમાણ વિગેરે દૃષ્ટિથી અવલોકનારા સર્વ તીર્થંકર, ગણધર, સામાન્ય કેવલી, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા અને સમ્યક્ત્વ ગુણવત વિગેરેની ઉત્તમ પ્રવૃત્તિ કે જે જગત કલ્યાણકારી હોય તેની મનમા આહ્લાદ પૂર્વક પ્રશસા કરવી તે પ્રમોદ ભાવના સમજવી

ત્રીજી ભાવના દીન દુખી જીવોને દેખીને હૃદયમા દયા અનુકપા કરવી તેઓને દુખથી મુક્ત કરવા આપણાથી જે શકય હોય તેવી પ્રવૃત્તિ કરવી તે કરુણા કહેવાય છે શ્રીહેમ ચદ્ર પ્રભુ જણાવે છે કે —

दीनेष्वार्तेषु भीतेषु याचमानेषु जीवितम्,
प्रतिकारपरा बुद्धि कारुण्यमभिधीयते ॥ ३ ॥

અર્થ —દીન એટલે દુખી દ્રવ્યથી રોગ પીડાથી આજીવિકાના અભાવથી ભયકર ઉદ્ગત ઠોના ઉપદ્રવથી જે દુખી તે દ્રવ્યથી દુખી જાણવા અને મિથ્યાત્વ અજ્ઞાન પાપ શાસ્ત્રોના અભ્યાસથી કુમાર્ગમા પડેલા અનત ભવ પરપરામા નિરતર દુખો ભોગવનારા ભાવ દુખી સમજવા તેમજ નવા નવા વિષય ભોગની લાલચથી પ્રયત્ન કરતા છતા જેમની ઇચ્છા પૂર્ણ થતી ન હોવાથી નિરતર આર્તધ્યાનમા પડેલા રાવણ જેવા આર્તો જાણવા

દ્રવ્યથી દુખી આત્મ જે રોગથી પીડાતો હોય તેને દુખથી મુક્ત કરવા દવા તથા દ્રવ્યદાન કરવુ ભયકારક ગુડાથી બીક પામેલાને રક્ષણ આપવુ તે પણ કરૂણા ભાવના કહેવાય છે અને ભવથી દુખીઓ તથા દીનો પ્રત્યે તેમનુ અજ્ઞાન નષ્ટ થાય સમ્યગ્જ્ઞાન દર્શનને પ્રાપ્ત થાય તેમજ વ્રત નિયમ શૌચતા પાળી શકે તેવી તેઓને સહાય કરવી તે ભાવ દયા સમજવી

અશુભ આચરણમા અત્યન્ત રક્ત હોય, ધર્મી પ્રત્યે દ્વેષ કરનાર હોય મારણાતિક ઉપસર્ગ કરનારા હોય તેવા અધર્મિ આત્માઓ પ્રત્યે પણ અમૈત્રી ન કરવી પણ તેવો પ્રત્યે માધ્યસ્થ ભાવ-ઉપેક્ષા ભાવ ધરવો, શ્રી હેમચદ્ર સૂરિજિ જણાવે છે કે —

क्रूरकर्मसु निःशङ्कं, देवतागुरुनिन्दिषु, आत्मशंसिषु यो पेभो, तन्माध्यस्थ्यमुदीरितम् ॥ ४ ॥

અર્થ – જે પાપત્મા અભક્ષ્યભક્ષક, અગમ્યગામી, અપેયનુ પાન કરનારો, મુનિ ઋષિ સ્ત્રી બાલ ભ્રુણ ઘાતક હોય, અઢારે પાપમા પ્રવૃત્ત હોય, જેનામા પૂજ્ય અપૂજ્યનો વિવેક ન હોય, દેવગુરૂ ધર્મને નહિ માનનારો હોય, તેમજ પૂજ્યો ઉપર ખોટા આળ કલક ચડાવીને ખાનગીમા કે જાહેરમા ભારે નિદા કરનારો હોય, પાપથી દુખ ભોગવવા નરક તિર્યચમા જન્મવુ પડશે તેવા ભય વિનાનો હોય, દેવગુરૂને ભયકર ઉપસર્ગ, પરિશ્રમ, અને દુખ આપનારો હોય તેના પ્રત્યે ક્રોધ કે શાપ નહિ આપતા માધ્યસ્થતા– ઉપેક્ષા ભાવને ધારણ કરવો

અરતિ, માયા પૂર્વકનુ અસત્ય, મિથ્યાત્વશલ્યરૂપ સર્વપાપમય દોષો અને અજ્ઞાન વિગેરેનો ત્યાગ જેમને થયો છે તેવા તથા જગતના સર્વ રૂપી અરૂપી પદાર્થોના દ્રવ્ય ગુણપર્યાય-પરિણામોને નામ સ્થાપના દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ નય પ્રમાણ વિગેરે દૃષ્ટિથી અવલોકનારા સર્વ તીર્થંકર, ગણધર, સામાન્ય કેવલી, આચાર્ય ઉપાધ્યાય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા અને સમ્યક્ત્વ ગુણવત વિગેરેની ઉત્તમ પ્રવૃતિ કે જે જગત ક યાણકારી હોય તેની મનમા આહ્લાદ પૂર્વક પ્રશ મા કરવી તે પ્રમોદ ભાવના સમજવી

ત્રીજી ભાવના દીન દુ ખી જીવોને દેખીને હૃદયમા દયા અનુક પા કરવી તેઓને દુ ખથી મુક્ત કરવા આપણાથી જે શકય હોય તેવી પ્રવૃતિ કરવી તે કરણા કહેવાય છે શ્રીહેમ ચ દ્ર પ્રભુ જણાવે છે કે —

दीनेष्वार्त्तेषु भीतेषु याचमानेषु जीवितम्,
प्रतिकारपरा बुद्धि कारुण्यमभिधीयते ॥ ३ ॥

અર્થ —દીન એટલે દુ ખી દ્રવ્યથી રોગ પીડાથી આજીવિકાના અભાવથી ભયકર ઉ૫દ્રવોના ઉપદ્રવથી જે દુ ખી તે દ્રવ્યથી દુ ખી જાણવા અને મિથ્યાત્વ અજ્ઞાન પાપ શાસ્ત્રોના અભ્યાસથી કુમાર્ગમા પડેલા અનત ભવ પરપરામા નિરતર દુ ખો ભોગવનારા ભાવ દુ ખી સમજવા તેમજ નવા નવા વિષય ભોગની લાલચથી પ્રયત્ન કરતા છતા જેમની ઇચ્છા પુર્ણ થતી ન હોવાથી નિરતર આર્તધ્યાનમા પડેલા રાવણ જેવા આર્તા જાણવા

દ્રવ્યથી દુખી આર્ત્ત જે રોગથી પીડાતો હોય તેને દુખથી મુક્ત કરવા દવા તથા દ્રવ્યદાન કરવું ભયકારક શુડાથી બીક પામેલાને રક્ષણ આપવુ તે પણ કરૂણા ભાવના કહેવાય છે અને ભવથી દુખીઓ તથા હીનો પ્રત્યે તેમનુ અજ્ઞાન નષ્ટ થાય સમ્યગ્જ્ઞાન દર્શનને પ્રાપ્ત થાય તેમજ વ્રત નિયમ શૌચતા પાળી શકે તેવી તેઓને સહાય કરવી તે ભાવ દયા સમજવી

અશુભ આચરણમાં અત્યન્ત રક્ત હોય, ધર્મી પ્રત્યે દ્વેષ કરતા હોય મારણાંતિક ઉપસર્ગ કરનારા હોય તેવા અધર્મિ આત્માઓ પ્રત્યે પણ અમૈત્રી ન કરવી પણ તેવો પ્રત્યે માધ્યસ્થ ભાવ-ઉપેક્ષા ભાવ ધરવો, શ્રી હેમચદ્ર સૂરિજિ જણાવે છે કે —

क्रूरकर्मसु नि शङ्क, देवतागुरुनिन्दिषु, आत्मशंसिषु यो पेक्षो, त माध्यस्थ्यमुदीरिम् ॥ ४ ॥

અર્થ – જે પાપત્મા અભક્ષ્યભક્ષક, અગમ્યગામી, અપેયનુ પાન કરનારો, મુનિ ઋષિ સ્ત્રી બાલ ભ્રુણ ઘાતક હોય, અઢારે પાપમા પ્રવૃત્ત હોય, જેનામા પૂજ્ય અપૂજ્યનો વિવેક ન હોય, દેવગુરૂ ધર્મને નહિ માનનારો હોય, તેમજ પૂજ્યો ઉપર ખોટા આળ કલક ચડાવીને ખાનગીમા કે જાહેરમા ભારે નિદા કરનારો હોય, પાપથી દુખ ભોગવવા નરક તિર્યચમા જન્મવુ પડશે તેવા ભય વિનાનો હોય, દેવગુરૂને ભયકર ઉપસર્ગ, પરિશ્રમ, અને દુખ આપનારો હોય તેના પ્રત્યે ક્રોધ કે શાપ નહિ આપતા માધ્યસ્થતા– ઉપેક્ષા ભાવને ધારણ કરવો

આ ચાર ભાવનાવડે આત્માને અનાદિકાળથી વળગેલા કર્મનો નાશ થતા આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે

આ ચાર ભાવના જે કાર્ય કરે છે તે પૂજ્ય શ્રી જણાવે છે

मैत्र्यादिभावनायुक्तो, हसः प्राप्नोति शुद्धताम्,
शुद्धतायाः प्रकर्षेण, साक्षादात्मा प्रदृश्यते. ॥ २७ ॥

અર્થ -આચાર મૈત્રી પ્રમોદ કરૂણા માધ્યસ્થ ભાવના ભાવનારો હંસ-આત્મા શુદ્ધતાને પામે છે આમ શુદ્ધતાની ઉત્કૃષ્ટ અવસ્થાથી આત્મા સ્વય આત્મદર્શન-સાક્ષાત્કાર કરે છે ॥૨૭॥

**વિવેચન** -આત્માને હસની સાદસ્યતા આપીને પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે જે હસ ઉજ્વલવર્ણો છે તેમ આત્મા સ્વસત્તાએ કર્મની અવિવક્ષામા સ્વરૂપથી ઉજ્વલ છે અથવા તેના મધ્યભાગે નાભિમા રહેલા આઠ રૂચક પ્રદેશો સદા નિરાવર્ણ હોવાથી ઉજ્વલ છે તે ઉજ્વલતાના યોગે કાલ પરિપકવ થતા સર્વ પ્રદેશોને પાચ કારણની પ્રાપ્તિ થતા ઉજ્વલ કરી શકે છે

આત્મા મૈત્રી પ્રમોદ કારૂણ્ય માધ્યસ્થ ભાવના ભાવતો છતો નિરતર તેના અભ્યાસથી જેમ જેમ ભેદ પામતો જાય છે તેમ તેમ મોહના આવરણો વિલય કરતો છતો છેવટે પ્રત્યક્ષ આત્માના સ્વરૂપને જોનારો થાય છે એટલે પ્રથમ સસારના દુખોને પોતાથી અનુભવ કરતો અથવા ભાગ્યવતોના વિષયોના ઉપભોગોને દેખી તેવા ભોગની ઇચ્છા કરતો અજ્ઞાન ભાવે તપ કરતો કેટલાક કર્મને ખપાવતો આત્મા યથાપ્રવૃત્તિ કરણ કરે છે પણ જો સદ્ગુરૂના યોગે સમ્યગ્જ્ઞાન પ્રાપ્ત થાય તો સર્વ

જગત્ જન્તુ પ્રતી મૈત્ર્યાદિભાવના કેળવતો છતો મોહનીય કર્મની સાતપ્રકૃતિને ખપાવતો છતો અપૂર્વકરણ અનિવૃત્તિ કરણ કરીને સુદેવ, સુગુરૂ સુધર્મની ઉપર પ્રેમપૂર્વક રૂચિ કરતો સમ્યક્ત્વ સ્વરૂપ આત્મ દર્શનને હંસ આત્મા પ્રાપ્ત કરે છે

તે સમ્યગ્દર્શની આત્મા સુદેવ સુગુરૂ સુધર્મની આરાધના કરતો મૈત્ર્યાદિભાવના બલ વડે દેશવિરતિ અને સર્વ ચારિત્રને અનુક્રમે પ્રાપ્ત કરી શુક્લ શ્રેણીમા વધતો આત્મ ઘાતક કર્મોનો આત્મવીર્ય વડે ઘાત કરીને કેવલજ્ઞાન અને કેવળદર્શનયુક્ત થઇને પુર્ણ આત્મ દર્શનને પ્રત્યક્ષ અનુભવે અને જગતના સર્વ આત્માઓને પણ તે સત્તાથી પોતાના સમાન શક્તિવત જાણે છે

તે માટે શ્રીમાન આત્મયોગી શ્રી દેવચન્દ્રજી સુવિધિનાથ ભગવાનના સ્તવનમા જણાવે છે કે —

તુમ પ્રભુ જાણગ સર્વ જગ દેખતા હો લાલ સર્વ જગ દેખતા
નિજ સત્તાએ શુદ્ધ સહુને લેખતા હો લાલ સહુને લેખતા
પરપરિણતિ અદ્વેષપણે ઉવેખતા હો લાલ, અદ્વેષપણે
ભોગ્યપણે નિજશક્તિ અગવેષતા હો લાલ ગવેષતા,

અર્થ – હે પરમાત્મા સુવિધિ જિનેશ્વર તમો તો આખા સર્વ જગતને જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ કાલ રૂપે છે એ દ્રવ્યથી વ્યાપક છે તેને નિરંતર નેય ભાવે રાગ દ્વેષના અભાવથી જોઈ રહ્યા છો તેમજ સર્વ ભવ્યાત્માઓને પણ જુઓ છો સર્વ આત્માઓને ચૈતન્યમય પોતાના સમાન સર્વ આત્મઋદ્ધિમય પૂર્ણ છે તેમ જાણો છો પણ તે સવ આત્મા

ઓની આત્મઋદ્ધિ મોહ અજ્ઞાનાદિ કર્મના ભયકર આવરણથી દબાઈ ગઈ હોવાથી તેઓ પોતાને શુદ્ધ આત્મ સ્વભાવને નહિ જાણતા હોવાથી ચારગતિ ચોરાસી લાખ યોનિઓમા ભમે છે પણ દરેક આત્મા સત્તાથી અનત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગમય નિજગુણને કર્તા ભોક્તા તેમા જ સદા વિચરનારા અનતગુણોનો સ્વામી છે તેથી સર્વ આત્માઓ પણ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર નિશ્ચયથી કરી શકે છે માટે સર્વ જીવોએ એવી ભાવના કેળવવા નિરતર પ્રયત્ન કરવો જોઈએ

अहिंसा सत्यमस्तेय, ब्रह्मचर्यमकिञ्चनम्,
अभक्ष्यवस्तुसत्याग, आत्मदर्शनहेतव॰ ॥ २८ ॥

અર્થ –આત્મદર્શનની અભિલાષા રાખનારે અહિ સા–સત્ય–અચૌર્ય–બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વ્રતો તથા અભક્ષ્ય ભોજનનો ત્યાગ અવશ્ય કરવો જોઈએ કારણ કે તે તેના હેતુઓ છે ॥૨૮॥

**વિવેચન**–આત્મ દર્શનને ઈચ્છનારા મહાનુભાવોને યમ નિયમ આસન શૌચ ધ્યાન જ્ઞાન શ્રદ્ધારૂપ ઉત્તમ ચારિત્ર અવશ્ય જરૂરી છે તે યમમા અહિસાની પ્રથમ જરૂર છે સર્વ જીવોને આપણી જેમ સુખશાતા પ્રિય છે તેથી જે આચરણાથી આપણને દુ ખ લાગે તેવી આચરણા આપણે અન્ય પ્રત્યે ન કરવી આપણને જીવવુ સ્વતત્ર વિચરવુ પ્રિય છે તેમ અન્ય સર્વ જીવોને પણ તેવુ પ્રિય હોવાથી કોઈને દુ ખ–અશાતા થાય કે મરણ થાય તેવી આચરણા આત્મદર્શનના અભિલાષીઓએ ન કરવી જોઈએ અહિસાનુ સ્વરૂપ શ્રી હેમચદ્રસૂરિ જણાવે છે કે –

न यत्प्रमादयोगेन, जीवितव्यव्यपरोपणम् त्रसानां स्थावराणां च तदहिंसाव्रत मतम् ॥ १ ॥

અર્થ - અજ્ઞાન સંશય વિપર્યય અને પ્રમાદના યોગે જે સ્થાવર એકેન્દ્રિય અને ત્રસ-બે ઇન્દ્રિયાદિથી પંચેન્દ્રિય સુધીના જીવોની હિંસાનો ત્યાગ કરવો તે અહિંસા સર્વ જીવોને પોતાના સમાન ગણીને કોઈનુ મન તથા કાયાને દુઃખ ન થાય તેવી આપણી મન વચન કાયાની જે પ્રવૃત્તિ તેને પરમપૂજ્યો અહિંસા કહે છે તેવી અહિંસા આત્મસ્વરૂપના અભિલાષીએ અવશ્ય પાળવી જોઈએ

સત્ય સાચુ બોલવું કોઈને પણ છેતરવુ નહિ કે ખોટો અનર્થ થાય તેવી બુદ્ધિ સલાહ ન આપવી. શક્તિ હોય તો સત્ય સદાચરણનો ઉપદેશ આપવો તે સત્ય વચન કહેવાય છે શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ જણાવે છે કે

प्रिय पथ्य वचस्तथ्य,सूनृतव्रतमुच्यते, तत्तथ्यमपि नो तथ्यमप्रिय चाहितं च यत् ॥२॥

જે વસ્તુ જેવી હોય તેવી કહેવી તે તથ્ય કહેવાય છે પણ તે સાંભળનારને પ્રેમ ઉપજાવે તેમજ આત્માનુ હિત કરનારુ હોય તેને સત્ય વચન સમજવું જે પ્રિય હોય પણ આત્મ હિત કરનારુ ન હોય તે તથ્ય હોય તો પણ અસત્ય સમજવું જે પરમાર્થ દ્રષ્ટિએ સત્ય હિતકર હોય તેવુ વચન આત્મદર્શનમા ઉપકારક થાય છે ॥૨॥

અસ્તેય-ચોરીનો ત્યાગ કરવો પારકી વસ્તુ કે જેના આપણે માલિક નથી તેને લેવી વાપરવી કે ઇચ્છા થાય તેમ ઉપયોગ

ઓની આત્મઋદ્ધિ મોહ અજ્ઞાનાદિ કર્મના ભયકર આવરણુથી દબાઈ ગઈ હોવાથી તેઓ પોતાના શુદ્ધ આત્મ સ્વભાવને નહિ જાણુતા હોવાથી ચારગતિ ચોરાસી લાખ યોનિઓમા ભમે છે પણુ દરેક આત્મા સત્તાથી અનત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગમય નિજગુણુને કર્તા ભોકતા તેમા જ સદા વિચરનારા અનતગુણોના સ્વામી છે તેથી સર્વ આત્માઓ પણુ આત્મ સ્વરૂપના સાક્ષાત્કાર નિશ્ચયથી કરી શકે છે માટે સર્વજીવોએ એવી ભાવના કેળવવા નિરતર પ્રયત્ન કરવો જોઈએ

अहिंसा सत्यमस्तेयं, ब्रह्मचर्यमकिञ्चनम्,
अभक्ष्यवस्तुसंत्याग, आत्मदर्शनहेतवः ॥ २८ ॥

અર્થ –આત્મદર્શનની અભિલાષા રાખનારે અહિસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય અને અપરિગ્રહ વ્રતો તથા અભક્ષ્ય ભોજનનો ત્યાગ અવશ્ય કરવો જોઈએ કારણુ કે તે તેના હેતુઓ છે ॥૨૮॥

વિવેચન –આત્મ દર્શનને ઈચ્છનારા મહાનુભાવોને યમ નિયમ આસન શૌચ ધ્યાન જ્ઞાન શ્રદ્ધારૂપ ઉત્તમ ચારિત્ર અવશ્ય જરૂરી છે તે યમમા અહિસાની પ્રથમ જરૂર છે સર્વ જીવોને આપણી જેમ સુખશાતા પ્રિય છે તેથી જે આચરણાથી આપણુને દુ ખ લાગે તેવી આચરણા આપણે અન્ય પ્રત્યે ન કરવી આપણુને જીવવુ સ્વતત્ર વિચરવુ પ્રિય છે તેમ અન્ય સર્વ જીવોને પણુ તેવુ પ્રિય હોવાથી કોઈને દુ ખ-અશાતા થાય કે મરણુ થાય તેવી આચરણા આત્મદર્શનના અભિલાષીઓએ ન કરવી જોઈએ અહિસાનુ સ્વરૂપ શ્રી હેમચદ્રસૂરિ જણાવે છે કે –

न यत्प्रमादयोगेन, जीवितव्यव्यपरोपणम् त्रसानां स्थाव राणां च तदहिंसाव्रतं मतम् ॥ १ ॥

અર્થ – અજ્ઞાન સંશય વિપર્યય અને પ્રમાદના યોગે જે સ્થાવર એકેન્દ્રિય અને ત્રસ-બે ઇન્દ્રિયાદિથી પંચેન્દ્રિય સુધીના જીવોની હિંસાનો ત્યાગ કરવો તે અહિંસા સર્વ જીવોને પોતાના સમાન ગણીને કોઈનું મન તથા કાયાને દુઃખ ન થાય તેવી આપણી મન વચન કાયાની જે પ્રવૃત્તિ તેને પરમપૂજ્યો અહિંસા કહે છે તેવી અહિંસા આત્મસ્વરૂપના અભિલાષીએ અવશ્ય પાળવી જોઈએ

સત્ય સાચું બોલવું કોઇને પણ છેતરવું નહિ કે જેથી અનર્થ થાય તેવી બુદ્ધિ સલાહ ન આપવી. શક્તિ હોય તો સત્ય સદાચરણનો ઉપદેશ આપવો તે સત્ય વચન કહેવાય છે શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ જણાવે છે કે

प्रियं पथ्यं वचस्तथ्यं,सूनृतव्रतमुच्यते, तत्तथ्यमपि नो तथ्यमप्रियं चाहितं च यत् ॥२॥

જે વસ્તુ જેવી હોય તેવી કહેવી તે તથ્ય કહેવાય છે પણ તે સાંભળનારને પ્રેમ ઉપજાવે તેમજ આત્માનું હિત કરનારું હોય તેને સત્ય વચન સમજવું જે પ્રિય હોય પણ આત્મ હિત કરનારું ન હોય તે તથ્ય હોય તો પણ અસત્ય સમજવું જે પરમાર્થ દ્રષ્ટિએ સત્ય હિતકર હોય તેવું વચન આત્મદર્શનમાં ઉપકારક થાય છે ॥૨॥

અસ્તેય-ચોરીનો ત્યાગ કરવો પારકી વસ્તુ કે જેના આપણે માલિક નથી તેને લેવી વાપરવી કે ઇચ્છા થાય તેમ ઉપદેશ

કરવો, તે ચોરી કહેવાય છે અન્ય મનુષ્યોનુ ધન, સુવર્ણ, રૂપું, હિરણ્ય, ધન્ય વિગેરે નવ પ્રકારની જે મિલ્કત તથા સ્ત્રી દાસ દાસી ગાય ભેસ બકરી ઊંટ ઘોડા બળદ વિગેરે ઘર હાટ વિગેરે સ્થાવર જગમ મિલ્કત હોય તે તેના માલિકની આજ્ઞા મળ્યા પહેલા આપણાથી ન લેવાય ન વપરાય, જો વાપરીએ તો ચોરી જ ગણાય

ભગવાન શ્રી હેમચદ્રસૂરિવર જણાવે છે કે —

अनादानमदत्तस्याऽस्तेयव्रतमुदीरितम्, बाह्यप्राणा नृणा मर्थो हरता त हता हि ते ॥३॥

અર્થ —ધનધાન્ય આદિ વસ્તુઓ તેના માલિકે આપણને સમર્પણ ન કરી હોય અથવા અમુક સત્કાર્ય માટે વાપરવા આપી ન હોય તે વસ્તુને ન ગ્રહણ કરવી તે અસ્તેય—અચૌર્ય વ્રત સમજવુ તે વસ્તુઓ અહિઆ સામાન્ય રીતે ચાર પ્રકારે ગણાવી છે તે

सामीजीवादत्त, तित्थयरअदत्त तहेव य गुरुहिं एवम दत्त चउहा पन्नत्त वीयरायेहिं ॥ १ ॥

કોઈ પણ વસ્તુ કે જે આપણને ઉપયોગી લાગતી હોય તો પણ તેના માલિકની રજા વિના વાપરવી લેવી ભોગવવી તે ચોરી ગણાય છે જીવો કે જે ચાર છ સાત આઠ નવ અને દશ પ્રાણોને ધરનારા છે તેની ઈચ્છાને જાણ્યા વિના લેવુ તે જીવાદત્ત અથવા ગૃહસ્થોને સ્ત્રી દાસદાસીની ઈચ્છા ન હોવા છતા તેના ઉપર બલાત્કારથી વ્યભિચાર કરવો તે પણ જીવાદત્ત ચોરી જ સમજવી

સાધુ સાધ્વીઓ શ્રાવક શ્રાવિકા અને સમ્યગ દર્શનિઓને તીર્થંકર પરમાત્માએ જે જે ક્રિયા વ્યવહાર ન કરવા આજ્ઞા કરી હોય તેવી ક્રિયા અનુષ્ઠાન આચરણા કરવી તે તીર્થંકર અદત્ત કહેવાય અથવા જે તત્ત્વ જ્ઞાન વ્યવહાર વિગેરે પરમાત્માએ નિષેધ કર્યા હોય તેવા તત્ત્વની પરમાત્માની વિરૂદ્ધ રીતે ઉપદેશવી અને પોતે પ્રરૂપેલા ગ્રન્થોમા પરમાત્મા કે આચાર્ય ગણધરોના નામે ચડાવીને પોતાની વાત સત્ય ઠરાવવા જે પ્રવૃત્તિ થાય તે તીર્થંકર અદત્ત કહેવાય ગુરૂ અદત્ત પૂજ્ય ગુરૂઓ–આચાર્યોએ દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવને અનુકુળ ન લાગવાથી જે ક્રિયા અનુષ્ઠાનો ગોચરી વિહાર અધ્યયનની શિષ્યાદિકને અનુમતિ ન આપી હોય–રજા ન આપી હોય તેવી કોઈપણ આચરણા કરવી તે ગુરૂની આજ્ઞા ન હોવાથી ગુરૂ અદત્ત કહેવાય છે એ ચાર પ્રકારની ચોરી કે જેમા સર્વ સૂક્ષ્મ કે સ્થૂલ ચોરી પણ આવી જાય છે તેનો આત્મદર્શનના અભિલાષીએ ત્યાગ કરવો જોઈએ તેમજ વ્યવહારમા ધનધાન્ય વિગેરે નવ પ્રકારનો પરિગ્રહ તેના માલિકને દશ પ્રાણ જેટલો પ્રિય છે કારણ કે તે વડે તેનુ બાહ્ય જીવન નભાવીને વ્યવહારમા સર્વની સાથે બાહ્ય આનદ ભોગવે છે તેનો જો અપહાર થાય કે નાશ થાય તો તેનુ જીવન બહુ મુશ્કેલ બને છે તેથી તેવી ચોરી કરનારો તે આત્માનો ઘાતક થાય છે માટે આત્મદર્શનના અભિલાષીએ તેવી ચોરીનો ત્યાગ કરવો

ચોથુ વ્રત મૈથુન ત્યાગ રૂપબ્રહ્મચર્ય કહેવાય છે બ્રહ્મ એટલે આત્મ સ્વરૂપ જ્ઞાન દર્શન ચારિત્રમા રમવુ તે બ્રહ્મચર્ય કહેવાય

ब्रह्मणि चरतीति ब्रह्मचर्यं આમ નિર્યુક્તિથી અર્થ થાય છે નિશ્ચયથી તેજ સત્ય બ્રહ્મચર્ય છે કે જે આત્મ સ્વરૂપમા પરમાત્માના ગુણોમા સાલબન કે નિરાલબન ધ્યાનમા અભેદભાવે લીન થવુ પણ તે આપણા માટે હજુ કઠણ હોવાથી વ્યવહારમા બ્રહ્મચર્ય એટલે શરીરના વીર્ય ધાતુની રક્ષા કરવી, મન વચન કાયાથી પચ ઇંદ્રિયોના વિષયોથી મનને દુર રાખવુ, રસાસ્વાદ ન કરવો, શરીરને અલકાર વાળુ ન કરવુ સ્ત્રીની હાંસી મશ્કરી ન કરવી, સ્ત્રી પુરૂષોના શૃગારો ન જોવા, સ્ત્રી સાથે એકાતમા વાતો ન કરવી, અને અયત ભોજન ન કરવુ, રાત્રીએ આહાર ન કરવો તેમજ સ્ત્રીની મૂર્તિ છબીને વારવાર ન જોવી, દેવ દેવીના શૃગારો કે હાવભાવ કટાક્ષાદિ ન જોવા, શૃગાર રસમય કાવ્ય નાટકો ન વાચવા વિચારવા તેથી દ્રવ્ય બ્રહ્મચર્યનુ રક્ષણ થશે

પૂજ્યશ્રી હેમચદ્રસૂરીશ્વર આ માટે જણાવે છે કે –

दिव्यौदारिककामाना कृतानुमतिकारितै ।
मनोवाक्कायतस्त्यागो ब्रह्माष्टादश धीमताम् ॥४॥

અર્થ –દિવ્ય-વૈક્રિય શરીરવાલા દેવદેવીઓ અને ઔદારિક શરીરવાલા મનુષ્ય તિર્યંચોના પુરુષ તથા સ્ત્રીઓની સાથે વિષય ભોગ કરવો કરાવવો અને તેને દેખી જાણીને વખાણવા અનુમોદન કરવુ તેવા છ પ્રકારના મૈથુનની મનથી વચનથી તથા કાયાના યોગ વડે પ્રવૃત્તિ કરવી તે મૈથુનના અઢાર ભેદ થાય છે તેવા મથુનને આત્મદર્શનના વાચ્છુએ સર્વથા ત્યાગ કરવો

તેમજ વસ્તુની મમતા મૂર્છાનો પણ આત્મદર્શન વાચ્છુ ત્યાગ કરે છે

શ્રી હેમચંદ્ર પ્રભુ જણાવે છે કે -

सर्वभावेषु मूर्च्छायास्त्याग स्यादपरिग्रह, यदसत्स्वपि जायते मूर्च्छया चित्तविप्लव ॥५॥

જગતના સર્વ દ્રવ્યો-ક્ષેત્રો કાલ અને ભાવ રૂપે જે પદાર્થો વર્તે છે તેમા તે મારા છે હું તેનો માલિક છુ એવો આસક્તિ ભાવ એટલે ગૃદ્ધિભાવ તેને મૂર્ચ્છા કહે વાય છે આ મૂર્ચ્છાનો ત્યાગ તે અપરિગ્રહ છે કમજામા ન હોય તો પણ મેળવવા અને ભોગવવાની ભાવના થાય છે તે મૂર્ચ્છાના યોગે આત્મા દુર્ગતિમા જાય છે મૂર્ચ્છાનો ત્યાગ કરનારો કર્મમલથી પણ મુક્ત થઈને પરમાનદ પામે છે

શ્રી હેમચદ્રપ્રભુ જણાવે છે કે

त्यक्तपुत्रकलत्रस्य मूर्च्छामुक्तस्य योगिन
चिन्मात्रप्रतिबद्धस्य, का पुद्गलनियन्त्रणा ॥१॥

અર્થ -જેમણે પુત્ર કલત્ર ધનધાન્ય સુવર્ણાદિનો ત્યાગ કરેલ છે આ તકરણમાથી પણ મમત્વ મૂર્છાનો એટલે કે વસ્તુ મેળવવા, ભોગવવા, અને રક્ષણ કરવાના મમત્વથી મન વચન કાયાથી સર્વથા મુક્ત થયેલ છે એક માત્ર ચિન્મય જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ આત્મ સ્વરૂપમા મનને અભેદ ભાવે જોડી દીધુ છે, તેવા યોગી પ્રવરો કે જે તત્ત્વજ્ઞ મુનિવરો છે તેમના પાદકમલમા હીરા મોતી માણેક સુવર્ણાદિ અથવાય લોક મહોત્સવ મહિમા કરે દેવ કિન્નરની નારીઓ સુદર કઠથી ગુણ ગ્રામ કરે તો પણ તેમા રાગ દ્વેષ ન જ થાય તેવા મહાન

ગુણુરૂતેને પુદ્ગલ સમુહની કોઈ પ્રતિબધકતા નથી જ લાગતી કારણુ કે મન જ આત્મ સ્વરૂપમા જોગયેલુ છે આ ઉપર એક દ્દષ્ટાત આપે છે

અયોધ્યા નગરીમા શ્રીવર નામનો એક રાજા અત્યત મિથ્યાદ્રષ્ટિવાળો હતો. તેને એક શ્રીકાત નામનો યુવાન પુત્ર હતો તે રૂપ લાવણ્ય અને બુદ્ધિકૌશલ્યતાથી યુકત હતો વિનય વિવેક અને વિચારવત હોવાથી સદગુરૂ પાસેથી શાસ્ત્ર તેના અર્થ પરમાર્થને સમજવા સામળવામા બહુ જ રસિક હતો તેમજ બાલ્ય અવસ્થાથી જ વિષય ભોગની લાલચમા નહોતો રૂપ સૌભાગ્ય અને શૌર્યત્વ વડે આકર્ષાઈને અનેક રાજાઓ મહારાજાઓ પોતાની કન્યાઓ કુમારને પરણાવવા રાજા ઉપર પોતાના પ્રધાન પુરૂષો સાથે મોકલતા હતા તેઓએ રાજાની આજ્ઞાથી શ્રીકાત પાસે આવીને દાસી તરીકે અમોને આપના ચરણુની સેવા આપો એમ વિનતિ કરવા લાગી ત્યારે તે કુમારે તેમને પુછયુ કે 'હે બાળાઓ તમે તમારા માતપિતાના ઘરને છોડીને અહિ શા કારણે આવ્યા છો? ત્યારે તે કન્યાઓએ જણાવ્યુ કે તમારા ઉપર પતિપણાની અમારી અભિલાષાથી અત્યત રાગ સ્નેહ પ્રેમથી અહિઆ આવ્યા છીએ તમને જ અમે ઈષ્ટ કાત-પતિરૂપ ઈચ્છીયે છીએ, ત્યારે કુમાર શ્રી કાત જણાવે છે કે પરમાત્મા એવા વીતરાગ ભગવતોએ જણાવ્યુ છે કે -

विसयसुह दु'ख चिय, दु'खपडिआरओति ॥ १ ॥

હે ભાગ્યવત કન્યાઓ પરમાત્મા જણાવે છે કે વિષય સુખને જગત જો કે પરમ સુખ રૂપ માને છે અને પુણ્ય

યોગથી પ્રાપ્ત થાય છે પણ તત્ત્વથી વિચારતાં તે દુ ખ રૂપ-જ છે જેમ લુખસ આદિ ત્વગ્ રોગીઓને દવાઓના કડવા કષાયેલા ખાગ તીખા એવા અરુચિકર ઉકાળાઓ પાય છે તે શુ સરસ લાગે છે ? નથી જ લાગતા તો પણ રોગને દુર કરવા લેવા પડે છે પણ વસ્તુત પ્રત્યક્ષ દુ ખ રૂપ જ છે તેમ વિષય સુખને ઉપચારથી સુખ રૂપ મહા સુખરૂપ કલ્પવામા આવે છે તે માત્ર ઉપચારથી સુખ કહેવાય છે પણ વસ્તુત તે સત્ય સુખરૂપ નથી જ ઉપચારમા વસ્તુત સત્યતા એકાને નથી જ હોતી સાતા અને અસાતા વસ્તુત કર્મરૂપે જ છે અને તે વિષય ભોગો આસક્તિથી થતા હોવાથી કર્મબધમા મૂલ કારણ ઉપાદાન કારણ થાય છે બીજ રૂપે પરિણામ પામે છે તેમ જ ભવ—સસારની વૃદ્ધિ પરપરાના મૂલ કારણ થાય છે તેથી તે વિષયોમા લોલીભૂત થયેલાને પરમાત્માએ ઉપદેશેલ ધર્મક્રિયા કરવા માટે અવકાશ પણ જરા મલતો નથી અને તેથી મહા પુણ્યાનુબધિ પુણ્યયોગે શરીર કુલ વય આયુષ્ય નિરોગતા સદ્‌ગુરૂ સયોગ શ્રવણની તત્પરતા વિગેરે સુદર સર્વ સામગ્રી મળે છે તે જો વિષયમા ઓતપ્રોત થવાય તો ધર્મના યોગે મળેલી સર્વ સામગ્રીનો સયોગ આયુક્ષય થતા નિષ્ફલ જાય તેથી તત્ત્વમય ધર્મ આરાધવા માટે પ્રાપ્ત કરાયેલા માનવ દેહને અન્ય ઉપયોગમ લેવો ન જોઈએ તે ઉપર મમત્વ ન કરવો જોઈએ તો પછી અન્યના દેહ ઉપર રાગ પ્રીતિ ડહાપણુવત એવો પુરુષ કેમ કરે ? માટે મારો રાગ-પ્રેમ કેવલજ્ઞાન દર્શન ચરિત્રને પૂર્ણ પામેલા અરિહતો, સિદ્ધ પરમાત્માઓ અને તે માર્ગમાં સતત પ્રવૃત્ત થયેલા પૂજ્ય

ગુરૂઓ ઉપર જ છે અને તેવા પૂજ્ય પરમાત્માએ બતાવેલા આત્મ સ્વરૂપ દર્શનના માર્ગે ગમન કરવામા એકાત નાગ પ્રેમ થયેલો છે તેથી હે ભાગ્યવત કન્યાઓ જે અનર્થનુ પ્રધાન કારણ વિષય ભોગ છે તેના ઉપર કોણ એવો મૂર્ખ હોય કે રાગ કરે ? પરમસુખી એ વીતરાગજ છે કારણ નિજ સહજ સ્વભાવમા નિરતર પરમાનદનો અનુભવ કરે છે અને તેમના ઉપર અનન્ય અકૃત્રિમ અપૂર્વ પ્રેમ જાગેલો હોવાથી અન્ય પુદગલના ભોગોમય તમારા રૂપ લાવણ્ય મય શરીર ઉપર રાગ કરવો યોગ્ય નથી તેમજ તમારે પણ મારા શરીર ઉપર રાગ કરવો તે યોગ્ય નથી જ પણ આત્મના દર્શનની પ્રાપ્તિ મ ટે સર્વ આત્માઓને અવિકારી પ્રેમથી આત્મ ભાવે માની શુદ્ધ આત્મપ્રેમ કરવો તે જ યોગ્ય છે

આમ કુવર શ્રીકાતનો ઉપદેશ સાભળીને તે સર્વ કન્યાઓ સમ્યગ્ બોધ પામીને પુદ્ગલ ભોગના રાગને મન વચન કાયાથી ત્યાગ કરીને આત્મભાવે ભાવના ભાવતા શ્રી કાંત કુમાર સાથે સદ્ગુરૂ પાસે ચારિત્ર લઈને તપ જપ અધ્યયન જ્ઞાનાભ્યસ ધ્યાન વડે અશુભ કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન કેવળ દર્શનને પાળી તેવી જ રીતે આ બાહ્ય દેખાતા પુદ્ગલ મય પદાર્થોમા તથા પુત્રાદિકમા જે રાગ થાય તે કોઈને પણ જરાએ આત્મહિત માટે નથી જ થતો અપરિગ્રહથી મમ તાના ત્યાગથી ભવ્યાત્માઓ પૂર્ણ આત્મદર્શન કરી શકે છે

હવે અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ પણ તે માટે અવશ્ય ઉપ યોગી છે જે આર્યોની કોટીમા ગણાય છે તેઓએ અવશ્ય

અગમ્ય અભક્ષ્ય અપેય વિગેરે અશુદ્ધ આહારાદિનો ત્યાગ કરવો જોઈએ તો જેને આત્મ સ્વરૂપ દેખવા જાણવા ની ઈચ્છા હોય, તે માટે પ્રયત્ન કરતા હોય તેવા મહાનુભાવને આહાર શુદ્ધિ, વ્યવહાર શુદ્ધિ અને આચરણ શુદ્ધિની વધારે જરૂરછે ભગવાન હેમચંદ્રસૂરીશ્વર દેવ જણાવે છે કે

मद्य मांस नवनीत मधूदुम्बर पञ्चकम्, अनन्तकाय-मज्ञातफल रात्रौ च भोजनम् ॥१॥

आमगोरस सपृक्त द्विदल पुष्पितौदनम्, दध्यहर्द्वि तयातीत, क्वथितान्न च वर्जयेत् ॥२॥

અર્થ-મદ્ય બે પ્રકારનુ છે એક વૃક્ષના પુષ્પોમાથી મહુડા વિગેરે તથા અનાજના લોટ વિગેરેને કોહડાવીને ઉકાળીને બનાવાતું એમ બન્ને ઘેન કરનારા હોવાથી ત્યાજ્ય છે તેમજ માંસ જલચર-માછલા મગર તથા સ્થલચર-ગાય ભેંસ બકરા ઘેટા આદિ, ખેચર-મોર ચકલા કબુતર વિગેરેના માંસ ચરબી લોહી વિગેરેનો આહાર આ માનવ માટે અવશ્ય ત્યાજ્ય છે

તેમજ મધમાખીઓએ બનાવેલુ ભમરીઓએ બનાવેલુ કૌત્તિકા એ નામની અત્યન્ત નાની જાતની જીવ રાશી થાય છે તે પણ મધ બનાવે છે તેના મધને કુત્તીશુ મધ કહેવાય છે એમ ત્રણ પ્રકારના મધ થાય છે તેમા તે જીવોના મુખની લાળ હગાર કે મુત્ર પણ આવતા હોય છે આથી મધને અભક્ષ તરીકે મહર્ષિઓએ જણાવ્યુ છે

ગુરૂઓ ઉપર જ છે અને તેવા પૂજ્ય પરમાત્માએ બતાવેલા આત્મ સ્વરૂપ દર્શનના માર્ગે ગમન કરવામાં એકાન્ત રાગ પ્રેમ થયેલો છે તેથી હે ભાગ્યવત કન્યાઓ જે અનર્થનું પ્રધાન કારણ વિષય ભોગ છે તેના ઉપર કોણ એવો મૂર્ખ હોય કે રાગ કરે ? પરમસુખી એ વીતરાગજ છે કારણ નિજ સહજ સ્વભાવમા નિરતર પરમાનદનો અનુભવ કરે છે અને તેમના ઉપર અનન્ય અકૃત્રિમ અપૂર્વ પ્રેમ જાગેલો હોવાથી અન્ય પુદ્ગલના ભોગોમય તમારા રૂપ લાવણ્ય મય શરીર ઉપર રાગ કરવો યોગ્ય નથી તેમજ તમારે પણ મારા શરીર ઉપર રાગ કરવો તે યોગ્ય નથી જ પણ આત્મના દર્શનની પ્રાપ્તિ માટે સર્વ આત્માઓને અવિકારી પ્રેમથી આત્મ ભાવે માની શુદ્ધ આત્મપ્રેમ કરવો તે જ યોગ્ય છે

આમ કુવર શ્રીકાંતનો ઉપદેશ સાભળીને તે સર્વ કન્યાઓ સમ્યગ્ બોધ પામીને પુદ્ગલ ભોગના રાગને મન વચન કાયાથી ત્યાગ કરીને આત્મભાવે ભાવના ભાવતા શ્રી કાંત કુમાર સાથે સદ્ગુરૂ પાસે ચારિત્ર લઈને તપ જપ અધ્યયન જ્ઞાનાભ્યાસ ધ્યાન વડે અશુભ કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન કેવળ દર્શનને પામી તેવી જ રીતે આ બાહ્ય દેખાતા પુદ્ગલ મય પદાર્થોમાં તથા પુત્રાદિકમા જે રાગ થાય તે કોઈને પણ જરાએ આત્મહિત માટે નથી જ થતો અપરિગ્રહથી મમ તાના ત્યાગથી ભવ્યાત્માઓ પૂર્ણ આત્મદર્શન કરી શકે છે

હવે અભક્ષ્ય પદાર્થોનો ત્યાગ પણ તે માટે અવશ્ય ઉપ યોગી છે જે આર્યોની કોટીમા ગણાય છે તેઓએ અવશ્ય

અગમ્ય અભક્ષ્ય અપેય વિગેરે અશુદ્ધ આહારાદિનો ત્યાગ કરવો જોઈએ તો જેને આત્મ સ્વરૂપ દેખવા જાણવા નો ઈચ્છા હોય, તે માટે પ્રયત્ન કરતા હોય તેવા મહાનુભાવને આહાર શુદ્ધિ, વ્યવહાર શુદ્ધિ અને આચરણ શુદ્ધિની વધારે જરૂરછે ભગવાન હેમચંદ્રસૂરીશ્વર દેવ જણાવે છે કે

मद्य मांस नवनीत मधूदुम्बर पञ्चकम्, अनन्तकाय-
मज्ञातफल रात्रौ च भोजनम् ॥१॥

आमगोरस सम्पृक्तं द्विदलं पुष्पितौदनम्, दध्यहर्द्वि
तयातीत, कुथितान्नं च वर्जयेत् ॥२॥

અર્થ-મદ્ય બે પ્રકારનુ છે એક વૃક્ષના પુષ્પોમાથી મહુડા વિગેરે તથા અનાજના લોટ વિગેરેને કોહડાવીને ઉકાળીને બનાવાતું એમ બન્ને ઘેન કરનારા હોવાથી ત્યાજ્ય છે તેમજ માંસ જલચર-માછલા મગર તથા સ્થલચર-ગાય ભેસ બકરા ઘેટા આદિ, ખેચર-મોર ચકલા કબુતર વિગેરેના માંસ ચરબી લોહી વિગેરેનો આહાર આ માનવ માટે અવશ્ય ત્યાજ્ય છે

તેમજ મધમાખીઓએ બનાવેલુ ભમરીઓએ બનાવેલુ કૌત્તિકા એ નામની અત્યન્ત નાની જાતની જીવ રાશી થાય છે તે પણ મધ બનાવે છે તેના મધને કુત્તીકુ મધ કહેવાય છે એમ ત્રણ પ્રકારના મધ થાય છે તેમા તે જીવોના મુખની લાળ હગાર કે મુત્ર પણ આવતા હોય છે આથી મધને અભક્ષ્ય તરીકે મહર્ષિઓએ જણાવ્યુ છે

અન તકાય વનસ્પતિના ફળફૂલ પત્ર કંદ વિગેરે, અને બહુ-બીજ વાલા ફલો અભક્ષ્ય છે તેમજ નવનીત-માખણ ગાય બકરી ઘેટા ભેંસના દૂધથી બનેલો દહીની છાશ કરતા ઉપર સ્નેહમય માખણ આવે છે તે જ્યાં સુધી છાશ સાથે સબધિત હોય ત્યાં લગી ભક્ષ્ય રહે પણ છાશથી જુદું પાડતા અભક્ષ્ય થાય છે તે ખાવા યોગ્ય નથી રાત્રીએ ભોજન કરવું તે પણ ત્યાગ કરવા યોગ્ય છે તેમજ જે ફલના નામ કે ગુણ જાણતા ન હોઇએ તેવા અને મૃત્યુ કરનારા વિષો વિગેરેને મહર્ષિઓ અભક્ષ્ય જણાવે છે તેમજ વડપીપળ, ઉંબરો કાલુંબર ટીંબરૂના ફલોને ટેટા કહેવાય છે તેમા બહુ બીજ વર્તે છે તે સાથે બહુ જીવાત તેમા ઉપજતી હોવાથી ત્રસતુ પણ ભક્ષણ થાય તેથી તે પણ સર્વથા આર્યોને ખાવા યોગ્ય નથી તેમજ કાચું દહિં છાશ અને દુધ કઠોળ -કે જેને દ્વિદલ કહેવાય છે, તેની સાથે ભેળવીને ખાવા યોગ્ય નથી કારણ કે તેમા તે વર્ણની ઇયિળો તરત જ ઉપજી જાય છે તેમજ વાસી અન્ન કે જે રંધાયા પછી રાત્રીએ રાખવામા આવ્યા હોય તે તેવા ભાત રોટલી રોટલા વિગેરે અભક્ષ્ય સમજવા તેમજ બે દીવસ ગયા પછીનું દહીં ત્રણ દીવસની છાશ કે જે સડી ગયેલું હોય તેવું અનાજ અને ફલોનો બનાવેલો આહાર અભક્ષ્ય છે તેમજ નહિ ગળાયેલું જલ પણ અપેય જ છે આવી અભક્ષ્ય વસ્તુઓ આત્મદર્શન પ્રાપ્ત કરવા ઇચ્છા રાખનારા મહાનુભાવે ત્યાગ કરવી જોઈએ કેમકે રસનાની ગૃદ્ધિવાળાઓને તથા અશુદ્ધ ધ્યાન-લેશ્યાવાળાને આત્મ દર્શન પ્રાપ્ત કરવાના

અનુષ્ઠાનો કરવાની શક્તિ આવતી નથી માટે તેની અભિલાષાવાળા એ અશુદ્ધ આહાર વિહાર ત્યાગ કરીને શુદ્ધ આહાર વિહારવત બનવુ જોઈએ તેથી આત્મદર્શન પૂજ્ય ગુરૂઓની કૃપાથી તેઓને પ્રાપ્ત થઈ શકે છે ॥૨૮॥

ઉપર જણાવેલ છે તે આત્મદર્શનમાં નિમિત્તો જણાવેલ છે અને હવે આ ગાથામા પુષ્ટાલબન રૂપ શુદ્ધ નિમિત્તો ને પૂજ્ય ગુરૂદેવ જણાવે છે —

ईश्वरप्रणिधानाद्वा, सद्गुरोरुपदेशतस्तथा,
अनेकान्तनयज्ञानाद्, दर्शनं स्वात्मनो ध्रुवम्. ॥ २९ ॥

અર્થ -ઈશ્વરના ધ્યાનથી અને સદ્ગુરૂના ઉપદેશથી તથા અનેકાન-સ્યાદ્વાદ પ્રમાણ તથા નય જ્ઞાનથી સ્વાત્મ-પોતાના આત્મ સ્વરૂપના દર્શન થાય છે ॥૨૯॥

વિવેચન -ઈશ્વર એટલે પરમાત્મા અઢાર દોષ રહિત દેવ તે ઈશ્વર પરમાત્મા તેમના જ્ઞાનાદિ ગુણોનુ સ્તવન કરવુ, કાયાથી વદન નમસ્કાર કરવા, મનથી તેમનુ એકાગ્ર ભાવે ધ્યાન કરવુ તે પ્રણિધાન તેથી તથા સદ્ગુરૂની ઉપાસના કરતા જે ઉપદેશ મળે તેને અનુસારે યોગ્ય ક્રિયા રૂપ અનુષ્ઠાન તપ જપ સ્વાધ્યાય કરવાથી આત્મદર્શન થાય છે તેમજ અત્યત સૂક્ષ્મ બુદ્ધિવતોને પૂજ્ય ગુરૂની ઉપાસના કરતા અનેકાન્ત દર્શનરૂપ સ્યાદ્વાદ દર્શનના બોધથી તથા જે સાત નય અને ચાર નિક્ષેપા વિગેરેની અપેક્ષાનો વિચાર કરતા દરેક પદાર્થના સહજ પારિણામિક ભાવનો તથા દ્રવ્ય ગુણ પર્યાયનો બોધ થવાથી દરેક આત્માનો તથા

પોતાના આત્મ સ્વરૂપનો બોધ થવાથી આત્મ દર્શનનો સાક્ષાત્કાર થાય છે તે વાત જણાવતા પૂજ્ય શ્રી યશોવિજય વાચકેન્દ્ર જણાવે છે કે –

શ્રેય. સર્વનયજ્ઞાન, વિપુલ ધર્મવાદત'

આત્મ સ્વરૂપના બોધની ઈચ્છાવાળા મહાનુભાવોએ નમ્રતા પૂર્વક નય પ્રમાણુ નિક્ષેપાની દૃષ્ટિને ધ્યાનમાં રાખીને પરસ્પર વિચારોની આપલે કરવી. આથી શકાના સમાધાનો થાય, જીતવાની અપેક્ષા ન હોય પણ યથાર્થ વસ્તુ તત્ત્વના બોધની જ અપેક્ષા રાખીને જે વાદ થાય તે ધર્મવાદ આ ધર્મવાદ આત્મકલ્યાણ માટે આત્મ સ્વરૂપના અવબોધ માટે અવશ્ય થાય છે માટે આત્મતત્ત્વના અવબોધના ઈચ્છનારાઓ સદ્ગુરૂની તેમની આજ્ઞાની તથા પરમાત્માની પૂજા તેમજ ધ્યાનની-યોગક્રિયા અનુષ્ઠાનની પ્રવૃત્તિ સતત્ રાખવી જોઈએ ॥૨૯॥

આત્મદર્શનના જે હેતુ છે તે જણાવે છે

वीतरागमभो. श्रद्धा, भक्त्या तद्गुणसेवनम्,
क्षमा शौच च स्वाध्याय-मात्मदर्शनहेतवः ॥ ३०॥

અર્થ –વીતરાગ પરમાત્મા ઉપરની શ્રદ્ધા તથા ભક્તિ વડે તેમના ગુણોને પ્રાપ્ત કરવા ક્ષમા શૌચ સ્વાધ્યાયવિગેરેનો અભ્યાસ તે આત્મ દર્શનને પ્રાપ્ત થવામા વિશેષ કારણો છે

વિવેચન –વીતરાગ પરમાત્મામા સુદેવત્વ ભાવની જે આસ્તિકતા તે સમ્યગ્ શ્રદ્ધા છે તે શ્રદ્ધાથી પૂજ્ય

ભાવની ભક્તિ વડે તેમના સહજ ગુણોની ઉપાસના કરવી જોઈએ તે ઉપાસના આત્મ દર્શનમા ઉપાદાન હેતુ થાય છે

આગમો જણાવે છે કે

"वीतरागो विमुच्येत, वितराग विचिन्तयन्

વીતરાગ પરમાત્માનુ ધ્યાન કરનારો, ઉપાસના સેવા ભક્તિ કરનારો, વીતરાગના શુધ્ધ સ્વભાવ પર્યાયને વિચારતો છતા પોતાના સર્વ મોહાદિ કર્મનો વિનાશ કરીને પોતે વીતરાગ કેવલી આત્મદર્શી બને છે

માણસ જેનુ ધ્યાન કરે તેવા આકારને પ્રાપ્ત થાય છે તેમજ પરમાત્માની શક્તિઓ છે તેવી આપણી પણ છે તો પણ અનાદિકાલથી અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ ભય શોક વિગેરે મોહનીય કર્મના આવરણોથી અવરાયેલી હોવાથી આપણે પોતાને પુદ્ગલભાવના ભોગી માનીએ છીએ ક્ષમા સર્વ અપરાધીઓન માફી આપવી શૌચ મનવચન કાયાની-આહાર વિહાર ચારિત્રની પવિત્રતા રાખવી તે સ્વાધ્યાય-આગમગ્રન્થ અને શાસ્રનુ અધ્યયન તેનુ મનન અર્થ વિચારણા સૂક્ષ્મતાથી કરવી તે પૂજ્યો જણાવે છે કે

जेथीर आतम ध्यानमें, आतम ज्ञान विरञ्चि, जे निज गुण थिरता हैं ग्रहे न कर्म नवीन ॥१॥ नवनव भवतरु छेद कौ यह शीत शास्त्र उदार ध्यान पवित्र मुनीशको, रहे ध्येय गुणधार ॥२॥

અર્થ -જે આત્મ ધ્યાનમાં એટલે પરમાત્માના શુદ્ધ સ્વરૂપ ગુણમા રૂપસ્થ ભાવે સ્થિરતા પામે છે તે પરમાત્માએ

ઉપદેશેલા આત્મગુણના જ્ઞાનની વિચારણામા લયલીન થાય છે તે અંતરાત્મા જ્ઞાન શ્રદ્ધા અને ચારિત્રના ઉપયોગમાં વર્તતો હોવાથી તેના આશ્રવ દ્વારે બધ થાય છે તેથી નવા કર્મદલનો તે આત્મા ગ્રાહક થતો નથી અને જે પ્રાચીન કર્મદલ છે તે તપ ધ્યાન જ્ઞાન વડે તે કર્મના રસનો નાશ કરી રક્ષાના જેવા બનાવીને ભવવૃક્ષના બીજ સહિત વિનાશ કરે છે તે માટે આત્મ સ્વરૂપની શીતલતાનુ સહજ સ્વરૂપે ભાન કરાવનાર પરમાત્માના શાસ્ત્રો મહાન ઉદારછે, તેનુ અધ્યયન–સ્વાધ્યાય આત્મદર્શન માટે વસ્તુત ઉપાદાન કારણ છે ॥૩૦॥

બીજો હેતુ જણાવે છે –

पौद्गलिकेषु भावेषु रागद्वेषौ परित्यजन्,
अन्तरात्मनि यो मग्न परमात्मान स पश्यति ॥ ३१ ॥

અર્થ—પુદ્ગલ ભાવોમા રાગ દ્વેષનો પૂર્ણરીતે ત્યાગ કરીને આત્માના આતરિક સ્વરૂપમા જે મગ્ન થાય છે તે અવશ્ય પરમાત્માને પ્રત્યક્ષ કરે છે ॥૩૧॥

વિવેચન–આ આત્મા પૂર્વ કાલના શુભાશુભ કર્મના યોગથી શાતા અને અશાતાને ભોગવે છે યોગી મુનીશ્વર પરમાત્મા મહાવીર જેવાને પણ તેવા શુભ વા અશુભ કર્મ અવશ્ય ભોગવવા પડે છે તેઓ શુભ સાતા વેદનીય પુગદ્લના ભાવમા કે અશુભ કર્મ યોગે સગમ જેવાના ભયકર ઉપસર્ગોમા રાગદ્વેષનો ત્યાગ કરીને સમતા ભાવે સુખ અને દુ ખને અનુભવે છે તેજ પ્રમાણે આત્મ દર્શ-

નની અપેક્ષા રાખનારે સર્વ શુભાભશ પુદ્ગલો ભોગવતા છતા રાગદ્વેષનો ત્યાગ કરીને માધ્યસ્થભાવે આત્માના આતરિક ગુણોમા મગ્ન થઈને એકાગ્રભાવે ધ્યાન કરવુ જોઈએ તે પરમાત્માનુ ધ્યાન આત્મસ્વરૂપને પ્રત્યક્ષ કરે છે. યોગશાસ્ત્રમાં શ્રી હેમચદ્રપ્રભુ જણાવે છે કે

अमूर्तस्य चिदानदरूपस्य परमात्मन'
निरजनस्य सिद्धस्य ध्यान स्याद्रुपवर्जितम् ॥१॥
इत्यजस्त्र स्मरन् योगी तत्स्वरूपावलम्बन,
तन्मयत्वमवाप्नोति ग्राह्यग्राहकवर्जितम् ॥२॥

अनन्यशरणीभूय स तस्मिन् लीयते तथा
ध्यातृध्यानोभयाभावे ध्येयेनैक्य यथाऽव्रजत् ॥३॥

અર્થ –અમૂર્ત ચિદાનદ સ્વરૂપ પરમાત્મા નિરજન સિદ્ધ ભગવતોનુ ધ્યાન રૂપ વર્જિત છે સિદ્ધ ભગવાનોના સ્વરૂપના આલબનવાળા યોગી તે સ્વરૂપને નિરતર ધ્યાન ધરતા ગ્રાહ્યગ્રાહક ભાવ વર્જિત ત મય ણાને પામે છે આ પછી તે યોગી અન્ય કોઈનુ પણ શરણ નહિ કરતા એક માત્ર પરમાત્મામા અભેદ ભાવે લય થાય છે–એટલે ધ્યેયમા એક ત્વને જેવી રીતે પ્રાપ્ત થાય તેવા પ્રકારે લય થયા છતા પરમાત્મ સ્વરૂ આત્માને પ્રત્યક્ષ કરે છે ॥૩१॥

मनोवाक्काययोगाना क्रियासु न ममत्ववान्;
सावद्ययोगसहर्ता, परात्मान स पश्यति. ॥ ३२ ॥

અર્થ —મન વચન કાયાની જે અશુભ વા શુભ ક્રિયામય યોગ પ્રવૃત્તિ તેમા મારા તારાના મમત્વ ભાવને ન કરનારો તથા સર્વ પાપમય યોગોની ક્રિયાનો વિનાશ કરનારો યોગી પરમાત્માને પ્રત્યક્ષ કરી શકે છે ॥૩૨॥

**વિવેચન** -મન વચન કાયાના યોગ વડે પુણ્ય અને પાપનો બંધ થાય છે, તેથી શુભ અશુભ રૂપ શાતા અને અશાતા ભોગવાય છે આ પ્રકારની યોગક્રિયા આત્માને કર્મબંધમા કારણ થતી હોવાથી તેવી બંધ હેતુની ક્રિયામા મમતાનો ત્યાગ કરનાર એટલે અશુભ ક્રિયાનો સર્વથા ત્યાગ કરીને અને શુભક્રિયામા ફલની ઈચ્છારૂપ મમત્વને છોડીને સર્વજીવને કલ્યાણ માર્ગ પ્રાપ્ત થાય તેવી ક્રિયામા નિષ્કામ ભાવે પ્રવૃત્તિ કરનાર તેમજ સર્વ સાવદ્ય પાપ પ્રવૃત્તિના યોગનો ત્યાગ કરીને એક પરમાત્મ સ્વરૂપમા ધ્યેય ભાવને ધરે છે તે માટે જણાવે છે કે

जा किरिया सुहंयरी सा विशुद्धि येन अप्पधम्मो
ति पुव्वि हियाय पच्छा, अहिया जहा निस्सहाइ तिगं ॥१॥

અર્થ -કાયાથી કરાતી એવી શુભતર ક્રિયાઓ પુણ્ય ભોગને ભોગવીને સુભૂમ ચક્રવર્તિની પેઠે અશુભ પાપ મય ક્રિયામા હેતુ બનતી હોવાથી આત્મધર્મને હિતકર નથી કેમકે પ્રથમ સત્તા રૂપે હિતકર થઈને પછી અહિતકર થતી હોવાથી યોગી પુરૂષો તેના ક્રિયા મમત્વ ભાવ વિના કરે છે તેઓ તેના ફલનાં ઈચ્છા નથી જ રાખતા માત્ર આત્મ ધર્મને ધ્યાનમા રાખી અપ્રમત્ત ભાવે સર્વ સાવદ્ય પાપમય

યોગીનો ત્યાગ કરીને પરમાત્માના એક ધ્યાનમા આ મ સ્વ રૂપની ગવેષણામા પ્રવૃત્તિ કરતાં તેના ફલરૂપ આત્મસ્વરૂપ મય પરમાત્માને પ્રત્યક્ષ કરે છે ॥૩૨॥

આત્મા ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે

क्षयोपशमज्ञानेन लीनो य परब्रह्मणि;
समभाव च यत्प्राप्य परमात्मान स पश्यति ॥ ३३ ॥

અર્થ—જે આત્મા ક્ષયોપશમ જ્ઞાનવડે પરમબ્રહ્મ સ્વરૂપમા લીન થાય છે તે પરમ શ્રેષ્ઠ સમભાવને અભ્યાસ યોગે પામીને પરમાત્માના સ્વરૂપને પ્રત્યક્ષ કરે છે ॥૩૩॥

વિવેચન—જે ભવ્યાત્માએ ક્ષયોપશમ જ્ઞાનવાળા, પરમ બ્રહ્મસ્વરૂપ આત્માના શુદ્ધ સ્વરૂપમા રૂપસ્થ ધ્યાન કરતા, એકાગ્રભાવે અભ્યાસ કરતા, સતત પ્રયત્ન યોગે મોહના આવરણોને ક્ષય કરીને શુદ્ધ ક્ષાયિક સમ્યકત્વને પ્રાપ્ત કરે છે અને ચારિત્રમા અપ્રમત્ત ભાવ યોગવડે ક્ષપક શ્રેણીને પ્રાપ્ત કરી યથાખ્યાત ચારિત્રને પામીને મોહની સર્વ પ્રકૃતિનો જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અ તરાય કર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન કેવલદર્શન અને અનત વીર્યને પ્રાપ્ત કરીને આત્મસ્વરૂપ પરમબ્રહ્મને પ્રત્યક્ષ દેખે છે અનુભવે છે કહ્યું છે કે

आनन्दरूप परमात्मतत्त्व, समस्तसंकल्पविकल्पमुक्तम्
स्वभावलीना निवसन्ति नित्य, जानाति योगिस्वयमेव तत्त्व

અર્થ —એક અખંડ આનંદ રૂપ પરમાત્માનું સ્વરૂપ —તત્ત્વ છે તેમજ તે સર્વ સંકલ્પ વિકલ્પથી પણ મુક્ત છે તથા સ્વરૂપ-સ્વભાવ સચ્ચિદાનંદમાં નિત્ય લીન છે તેવા આત્મ સ્વરૂપ બ્રહ્મને ધ્યાન કરનારા યોગીશ્વરો જાણે છે

यत्क्षण दृश्यते शुद्धं, तत्क्षण गतविभ्रमः स्वस्थचित्त स्थिरीभूतम् निर्विकल्प समाधये

જે ક્ષણે આત્મા પોતાના સ્વરૂપને જાણે છે દેખે છે ત્યારે તેજ ક્ષણે તેની સર્વભ્રમણા ચાલી જાય છે તેને આત્મદર્શન પૂર્ણ સ્વસ્થ અને સ્થિરભૂત થાય છે સંકલ્પ વિકલ્પ રહિત સ્થિર સમાધિમાં આત્મા વર્તતો હોય ત્યારે ક્ષયો પશમ ભાવે આત્મ સ્વરૂપને જાણે છે દેખે છે અને ક્ષાયિક ભાવે ગુણશ્રેણિમાં ચડેલો આત્મા સર્વઘાતિ કર્મનો ક્ષય કરીને આત્મસ્વરૂપને પ્રત્યક્ષ જાણે છે અને દેખે છે

जो जाणई अरिहंते, दव्व गण पज्जवेहिं, सो जाणई अप्पाण, मोहो खलु जाई तस्स लय ॥

જે આત્મા ધ્યાન યોગે અરિહંતના સ્વરૂપને દ્રવ્યક્ષેત્ર કાલ ભાવવડે ગુણ પર્યાય સાતનય સાતભંગ અને પ્રમાણવડે જાણે છે તે આત્માને જાણે છે અને તેનો સર્વ પ્રકારના મોહનો અને જ્ઞાનાવરણ દર્શનાવરણ અંતરાય વિગેરે કર્મનો નાશ થાય છે ॥૭૩॥

તેમજ રૂપી પદાર્થો છે તેઓ અને અરૂપી પદાર્થો છે તે કેવી રીતે જણાય તે કહે છે

पदार्था रविणो दृश्या, इन्द्रियैरुक्तमाऽऽरे,
पञ्चेन्द्रियैस्तु न ग्राह्य, आत्मा च मनसाऽपि वै ॥ ३४ ॥

અર્થ—જે જે રૂપી પ દાર્થો છે તે ઇન્દ્રિયોવડે તેના આકારોને ગુણ પર્યાયોની મારફતે દેખી જાણી શકાય છે પણ આત્મા તેથી અગ્રાહ્ય છે મનથી પણ અગ્રાહ્ય છે

વિવેચન –જગતમા જે જે પદાર્થો છે તે સર્વ જાણવા દેખવા યોગ્ય છે પણ તે જાણવા દેખવાનુ કાર્ય એક આત્માઓનો સમુદાય જ યોગ્યતા ધરાવે છે કારણ કે તે ચૈતન્ય રૂપ જ્ઞાન દર્શન શકિતનો સ્વામિ છે એથી અ ય જડ પદાર્થોમા તેવી દેખવા જાણવાની શકિત નથી હવે તે જડ ચૈતન્ય પદાર્થોમાથી જે જડ પદાર્થોમા જે રૂપી છે તે પુદ્ગલ પદાર્થ જ છે તેમા રૂપ રસગ ધ સ્પર્શ શબ્દ એ પાંચ જડના ગુણો હોવાથી તે દ્વારા પુદ્ગલના સમુ હને તે તે શક્તિવાળી ઇંદ્રિયોના સાધનવડે આત્મા જાણી દેખી શકે છે કારણ કે ઇંન્દ્રિયો તથા મનની શક્તિ રૂપી પદાર્થોને ગ્રહણ કરવાની છે તેથી તે સ બધી ઇંદ્રિય અને મનોજ્ઞાનાવરણીય પ્રકૃતિઓનો જેટલા અંશે ક્ષયો ક્ષાવ પ્રગટે છે તેટલા પ્રમાણમા તે ઇન્દ્રિયોવડે આત્મા જાણવાની શક્તિ ધરાવે છે તેથી અન્ય અરૂપી પદાર્થો જાણવા દેખવાની શકિત ઇન્દ્રિય તથા મનની નથી હોતી.

આકાશ કાલ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને આત્મા ઇંદ્રિય અને મનોજ્ઞાનવડે જાણી જોઇ શકાતા નથી એટલે આત્મા અરૂપી હોવાથી ઇન્દ્રિય અને મનથી પ્રત્યક્ષ થાય તેમ નથી ॥૩૪॥

અરૂપી વસ્તુનો બોધ પણ શક્ય છે તે જણાવે છે–

अरुपिणाऽऽमबोधेन, साक्षादात्मानुभूयते,
अह सुखीति यज्ज्ञान तद्धि दर्शनमात्मन· ॥३५॥

અર્થ–અરૂપી પદાર્થોનો આત્મા જાણકાર છે તે જ્ઞાનવડે પોતાનો પણ આત્મ સ્વરૂપનો બોધ આત્મા કરે છે હુ સુખી છુ હુ દુખી છુ તે જ્ઞાનવડે આત્મદર્શન અવશ્ય થાય છે ॥૩૫॥

વિવેચન – આત્માને ઇન્દ્રિયો અને મનવડે બહારના રૂપી પદાર્થોનો બોધ થાય છે તેમ અરૂપી પદાર્થોનો બોધ સૂક્ષ્મબુદ્ધિ વડે વિચાર કરતાં તે કરી શકે છે અને અરૂપી આત્માનો પણ તે બોધ કરી શકે છે નૈયાયિકો જણાવે છે કે અનુમાન અને આગમ પ્રમાણથી આત્માનો બોધ થાય છે તેઓ જણાવે છે કે

"अस्ति भूतातिरिक्त कश्चित्सुखदु खेच्छादीना समवायिकारण पदार्थ सात्मेति ।

પાચ ભૂતથી જુદો સુખ દુ ખ ઇચ્છા વિગેરે ગુણ ક્રિયાનો સમવાયિ કારણ કોઈ પણ પદાર્થ છે જ અને તેને પડિતો મહર્ષિઓ આત્મા નામે ઓળખાવે છે તે સુખદુ ખ ઈચ્છા જ્ઞાન વિગેરે જડમા કયાએ સભવતા નથી જ તેથી તે આત્મા જડરૂપ પાચ ભૂતોથી અન્ય છે તે પ્રત્યક્ષ અનુમાન આગમ અર્થાપત્તિ પ્રમાણોથી અવબોધાય છે

તેમજ ઔપપાતિક સૂત્રમા પણ કહ્યુ છે કે

" अत्थि मे आया"

હુ આત્મા જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ તપ

વિગેરે આત્મ ગુણોથી અભેદ તાદાત્મ્ય રૂપે છુ હુ સુખી દુખી ભોક્તા કર્તા છુ તેના પ્રત્યક્ષ પ્રમાણથી આત્મબોધ થાય છે અને અન્યને માટે અનુમાન આગમ અર્થાપત્તિ પ્રમાણોવડે પણ આત્મ સિદ્ધિ કરાય છે તેથી સામાન્ય રૂપે આત્મઅસ્તિત્વનો બોધ થાય છે ૩૫

વિશેષ અનુભવ આપતા જણાવે છે કે

अनुभवेन तथ्येन, प्रत्यक्षञ्च तत. स्वयम्,
आत्मनोऽनुभव प्राप्य, पक्वश्रद्धा परात्मन ॥३६॥

અર્થ—આત્માના સાચા અનુભવથી આત્મા પોતે જ પોતાને પ્રત્યક્ષ થાય છે સ્વય આત્માના સ્વરૂપનો અનુભવ કરીને તે પાકો શુદ્ધ શ્રદ્ધાવત થાય છે ॥૩૬॥

વિવેચન –સૂક્ષ્મ બુદ્ધિવતો પ્રત્યક્ષ અનુમાન અર્થાપત્તિ ઉપમાન વિગેરે પ્રમાણોવડે આત્માના ગુણ ક્રિયારૂપ પરિણામ મય ધર્મોનો અનુભવ કરીને અને અન્ય જીજ્ઞાસુઓને અનુભવ કરાવતા સ્વય આત્મ સ્વરૂપને પ્રત્યક્ષ કરે છે ભગવાન શ્રીહરિભદ્રસૂરિવર જણાવે છે કે

'य कर्त्ता कर्मभेदानां, भोक्ता कर्मफलस्य च, ससर्ता परिनिर्वाता ह्यात्मा नान्यलक्षण

જે કર્મ પુણ્ય પાપનો કરનારો તે કર્મના સુખ દુખ આદિ કર્મ ફલોને ભોગવનારો તથા તે કર્મ અને ફલોની પરપરાએ નવા નવા ભવમા જન્મ લઈને સસારના મહાવનમા ભ્રમણ કરનારો તથા તપ જપ સયમ યોગવડે સર્વ કર્મનો સહાર કરી સર્વ સસાર ભવપરપરાને સમ્યગ્જ્ઞાન

દર્શન ચારિત્ર રૂપ નેત્રત્રયિવડે ખાળનારો તે જ આત્મા છે અન્ન કોઇ બીજુ તેનુ લક્ષણ નથી આમ આ તેના ગુણો અને પાર્યાયોના સ્વરૂપને અનુભવીને જ્ઞાની આ મા આત્માને જ્ઞાનથી પ્રત્યક્ષ કરે છે તે જ્ઞાનના અનુભવથી તેને પૂર્ણ પકવ શ્રદ્ધા થાય છે તે શુદ્ધ શ્રદ્ધા તે આત્મદર્શન અહિ આં શ્રીમાન્ વિજય લક્ષ્મીસૂરિ જણાવે છે કે —

उनुभव सिद्धो जीव प्रत्यक्षो ज्ञानचक्षुषाम,
ज्ञायतेऽनेकरूपाङ्छाभिरस्तिस्थान तदेहि ॥१॥
द्रव्यार्थापेक्षया सत्वो व्ययोत्पादविवर्जित',
पर्यायक्षपेतोऽनित्य सद्भावेनशाश्वतः ॥२॥
पर्यायविच्युत द्रव्य पर्याया द्रव्यवर्जिता, ।
कि कदा कन किरुपा दृष्टा ? मानेन केन वा ? ॥३॥
शुभाशुभानि कर्माणि जीवः करोति हेतुभि;
तेनात्मा कर्तृको ज्ञेय कारणैः कुभकृन्यथा ॥४॥
स्वयकृतानि कर्माणि स्वयमेवानुभूयते,
कमणामकृतानां च नास्ति भोग' कदाऽपि हि ॥५॥
अभावे बधहेतूनां घातिकर्मक्षयोद्भव,
केवले सति मोक्ष स्याच्छेषाणा च क्षये सति ॥६॥
ज्ञानादयस्त्रयः शास्त्रे मोक्षोपायाः मकाशिताः,
इति सम्यक्त्वरत्नस्य पष्ठ स्थान विचिन्तयेत् ॥

અર્થ —જીવ પ્રત્યક્ષ પ્રમાણુથી અનુભવ સિદ્ધ છે અનેક

ઇચ્છાઓ વડે તે અસ્તિત્વ સ્થાનવાલો પણ જણાય છે તે દ્રવ્યાર્થિક નયની અપેક્ષા વડે અવ્યય નિત્ય ઉત્પાદ વ્યય વિનાનો મનાય છે અને પર્યાયાર્થિક નય વડે જન્મમરણ કરનારો અનિત્ય પણ મનાય છે કારણ કે દ્રવ્ય છે તે પર્યાયોથી સર્વથા જુદુ નથી તેમ જ પર્યાયો પણ દ્રવ્યથી જુદા કોઈએ દેખ્યા જાણ્યા નથી જો કોઈએ એકના સ્વતંત્ર દ્રવ્યો અને સ્વતંત્ર પર્યાયો દેખ્યા જાણ્યા હોય તો તેઓએ ક્યારે કયા કેવા રૂપે અને કયા પ્રમાણ વડે જાણ્યા તે જણાવે તે જીવ શુભાશુભ કર્મનો સ્વયં કર્તા હોવાથી તે પુણ્ય પાપને ઉપાર્જે છે અને તેના ફલરૂપે સુખ દુ ખ ભોગવે છે તેથી આત્મા કર્મનો સ્વય ભોક્તા પણ છે માટે ચક્રચિવર અને પાણીની સહાયતાથી કુંભાર ઘાટ કરે છે તેમ આત્મા પણ શુભાશુભ અધ્યવસાયોવડે મદ્ય માંસ વિષય કષાય નિંદા વિકથા આળસ અવ્રત નિદ્રા વિગેરે વડે નિરંતર કર્મનો બંધ કરે છે અને કર્મ ઉદયમા આવે ત્યાર અવશ્ય ભોગવે પણ છે પણ જેમણે પૂર્વે કર્મ બધ કર્યા ન હોય તેવા કર્મ કદાપિ પણ ભોગવાતા નથી જ

સામાન્યજનો પણ પોતાની ક્રિયાથી સ્વર્ગ કે નરક મળે તેમ જણાવે છે એટલે નહિ કરેલા કર્મનો ભોગ કોઇને પણ સભવતો જ નથી તે કર્મવડે નવા નવા ભવની પરંપરા રૂપ સંસારમા અનાદિ કાલથી ભ્રમણ કરે છે આ ભ્રમણ ભૂતકાળમા કર્યું હતુ અને જ્યા સુધી કર્મનુ બાંધવાપણુ ધારણ કરશે ત્યા સુધી જન્મ મરણરૂપ સંસારમાં ભમશે જ સર્વ કર્મનો નાશ થતાં નવા કર્મનાં બંધન

નબાંધનારો આત્મા શિવ-સિદ્ધ વા મુક્ત થયે એટલે જીવની મોક્ષમા યોગ્યતા કર્મના બધના અભાવમા રહેલી છે તે આત્મા સસારના બીજરૂપ મોહ જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અતરાયનો ઘાત કરીને કેવલજ્ઞાન દર્શન ચારિત્રને પામે છે પછી બાકી રહેલા ચાર કર્મનો વિનાશ થયે મોક્ષને પામે છે મોક્ષની પ્રાપ્તિનો ઉપાય જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ ત્રયની ઉપાસના જણાવી છે તે જ મુક્તિનો ઉપાય-ઉપાદાન કારણ છે તેના કારણોમા અનન્ય શ્રદ્ધા તત્ત્વરૂચિ પણ કારણ છે તે શ્રદ્ધા રૂચિવડે કરીને આત્મા પોતાના આત્મ સ્વરૂપના દર્શન કરી શકે છે ॥૩૬॥

मत्यादिपञ्च भेदानां, ज्ञानानामाश्रय॰ स्मृत॰
अनन्त ज्ञेयपर्यायाः भासन्ते तत्त्वत॰ स्फुटम् ॥३७॥

અર્થ-મતિઆદિ પાચ જ્ઞાનના ભેદોનો આશ્રય આત્મા જ છે તે જ્ઞાનમા જગતમા રહેલા અનત પદાર્થોના અનતગુણ પર્યાયો રહેલા છે તે તત્ત્વથી સ્ફુટ પ્રત્યક્ષ દેખાય છે ॥૩૭॥

વિવેચન – આત્મા મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન મન પર્યવ જ્ઞાન અને કેવલજ્ઞાન એ પાચ ભેદમય જ્ઞાનનો આશ્રય છે જો કે ઘટે જલ મા જલનો આશ્રય ઘટ જલથી જુદો છે તેથી આધાર આધેય ભાવમય સબધવાલો છે પણ જ્ઞાનનો આશ્રય જ્ઞાનથી જરા પણ જુદો નથી ત્યા તો ગુણ ગુણીભાવનો સબધ છે ગુણો ગુણીથી જુદા નથી હોતા ગુણાભાવમા ગુણીનુ અસ્તિત્વ નથી ગુણી વિના

શુણનુ પણ અસ્તિત્વ નથી જ તેથી અહિં આ આધાર આધેય ભાવ વ્યવહાર નયથી ઉપચાર ભાવે દેખાડયો છે તેમાં ય જ્ઞાન આત્માનો સ્વભાવમય અભેદ છે

જ્ઞાનાવરણ કર્મનો જેટલા જેટલા અશે ક્ષયોપશમ થાય તેટલા તેટલા અશે તે આત્માનો વિકાશ કરે છે એટલે મિથ્યાત્વ મોહનો અને જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ ભાવ જેટલા અશે થાય તેટલા અશે તે જ્ઞાન શુદ્ધ સમ્યક્ત્વને પામે છે જ્ઞાનમા જગતના સર્વ પદાર્થો જ્ઞેય ભાવે પ્રગટ થાય છે જેમ કે આપણી ચક્ષુએ માત્ર બે આ ા ળ લાબી ટાઢ આગળ પહોંગી છે પણ તે લગભગ હાલમાં એક બે ગાઉ સુધીમા જેટલા સ્થૂલ પદાર્થો હોય તેને દેખી શકે છે તેથી જ્ઞાનનો સ્વમિ દેહમા વ્યાપક હોવાથી સાડા ત્રણ હાથ માપમય હોવા છતા તેની જ્ઞાન શક્તિથી એટલે જગતમાં રહેલા સર્વ પદાર્થો અને તેના ભૂત ભાવિ વર્તમાન પર્યાયોનુ અનતતાપણ હોવાથી અનત ગુણ પર્યાયોને જાણનારો થાય છે તમજ સર્વજ્ઞ સર્વ દ્રવ્ય ગુણ પર્યાયોના જ્ઞાતા થાય છે સાથે આત્મસ્વરૂપનો તથા સર્વ અરૂપી પદાર્થોનો અને રૂપી પદાર્થોનો જ્ઞાતા બને છે કહ્યું છે કે

मवाप्य केवलज्ञानदर्शने, दुर्लभे ततो योऽभिजानाति पश्यति तथा लोकालोकं यथावस्थम् ॥ (યોગશાસ્ત્ર)

અર્થઃ—સામાન્ય જીવોને અત્યત દુર્લભ એવા કેવલ જ્ઞાન અને કેવલદર્શનને શુકલધ્યાનયોગે પ્રાપ્ત કરીને યોગી

જગતના લોક અલોકના સર્વ પદાર્થોના ગુણ પર્યાયોને યથા અવસ્થિત જાણે દેખે છે તેમજ આત્માને પણ જાણે છે ॥૩૭॥

अभिलाप्यानभिलाप्या, ज्ञेया भावा विचक्षणै,
ज्ञानभेदेन ज्ञातव्या, शिष्यैस्सिद्धान्तपाठकैः ॥३८॥

અર્થ–વિચક્ષણ પુરુષોએ અભિલાપ્ય અને અનભિલાપ્ય ભાવો જ્ઞેય—જાણવા યોગ્ય છે તે શિષ્યોએ અને સિદ્ધાન્ત ભણાવનારા પાઠકોએ જ્ઞાનના ભેદોવડે જાણવા ॥૩૮॥

વિવેચન —આ જગતમા અનત ગુણો અને અનત પર્યાયો રૂપ અનત પદાર્થો વિદ્યમાન છે તેમા કેટલાક પદાર્થો એવા છે કે સર્વજ્ઞ ભગવતો ઉપદેશમા વાણી વડે તેનુ સ્વરૂપ ઉપદેશી શકે છે તેથી તે વાણી ગોચર થયેલા પદાર્થો અભિલાપ્ય કહેવાય છે પણ બધા અભિલાપ્ય પદાર્થોનુ તે સર્વજ્ઞો પણ જાણવા છતા આયુષ્ય કાલની અલ્પતાએ કહી શકતા નથી તેથી જેટલા પદાર્થોનુ વર્ણન થાય, છે તેથી પણ અભિલાપ્ય પદાર્થો અનતગુણા છે તેમ તે સર્વજ્ઞો જણાવે છે અભિલાપ્યથી અનભિલાપ્ય પદાર્થો અનત ગુણા છે તે કેવલજ્ઞાની પુરુષોથી જ્ઞેય–જાણવા યોગ્ય છે તે સર્વ જ્ઞેય જાણવા યોગ્ય પદાર્થો જ્ઞાનના ભેદથી શિષ્યો અને તેના ઉપદેશક પૂજ્ય પાઠકો અ ચાર્યોએ સિદ્ધાન્તવડે જાણવા જણાવવા એટલે જેટલો જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થયો હોય તેટલા અ શે પૂજ્ય આચાર્યો વાચકો અને પન્યાસ મુનિવરો સિદ્ધાન્તની આજ્ઞાને અનુસારે દ્રવ્યગુણ પર્યાયોના જ્ઞાતા થાય છે અને ઉપદેશ કરી

ભવ્યાત્માઓને આત્મદર્શનરૂપ સમ્યગ દર્શન જ્ઞાન ચારિત્રમાં વિકાશવંત બનાવે છે જ્ઞાનસારમાં ઉપા૦ યશોવિજયજી વાચક જણાવે છે કે—

व्यापार मर्वशास्त्राणा, दिग्दर्शन एव हि, पार तु मापयत्येकोनुभवो भववारिधे. ॥१॥

સર્વશાસ્ત્રો માત્ર અભિલાપ્ય ભાવનુ અલ્પમાત્ર દિગ્ દર્શન કરાવે છે પણ તેનો અનુભવ કરનારો યોગી ધ્યાન સમાધિભાવવડે અનભિલાપ્ય ભાવોને પણ કેટલાક અંશે જ્ઞાના વરણકર્મના ક્ષયોપશમથી જ્ઞાન કરે છે અને એકાગ્રતા વડે આત્માના દર્શન પણ પ્રત્યક્ષભાવે કરે છે ॥૩૮॥

આત્માનુ સ્વરૂપ સ્વભાવથી જણાવતા કહે છે કે

आत्मैव परमात्मेति, भावनाऽनन्दकारिणी,
आत्मदर्शनप्राप्त्यर्थ, भावनीया मुमुक्षुभि ॥ ३९ ॥

અર્થ-આત્મા પરમાત્મા છે તેવી ભાવના આપણને આનંદ ઉપજાવનારી છે, તેમજ આત્મદર્શનની પ્રાપ્તિ માટે મુમુક્ષુજનોએ તે ભાવના નિરંતર ભાવવી ॥૩૯॥

વિવેચન-આત્મા એટલે જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગવંત આ ગુણો જેકે સામાન્ય ધર્મરૂપ સર્વ આત્મામા રહેલા છે

"जीवो वै शिवो जायते" જે જીવ છે તેજ શિવ કર્મ મુક્ત પરમાત્મા થાય છે, તેથી તે ભાવના 'सोहं' તે પરમાત્મા હું છું 'तत्त्वमसि' તે પરમાત્મા તું જ છે

'ब्रह्मास्मि हु ब्रह्म छु विगेरे पदवडे जाप करतो आत्मा परमात्मा बने छे तेवी भावना कल्याण करनारी आत्माने परमानंदनो आह्लाद आपनारी थाय छे ज्ञान सारमा भगवत यशोविजय वाचकवर जणावे छे के —

'अनिच्छन् कर्म वैषम्य ब्रह्मांशेन समं जगत्
आत्माभेदेन य' पश्येत् सो मोक्षगमी शमी'

दरेक जीवोने जेवा जेवा कर्म होय तेवा तेवा अनुकुळ के प्रतिकुळ स्वभावना सयोग सुख दुख विगेरेनी विचित्रता थाय छे तेमज सर्वने परस्पर कर्मना योगे विचित्र प्रकारनी बुद्धि अने सुख दुखनी सामग्री प्राप्त थाय छे तेने गौण करीने मुख्य आत्म-स्वरूप वा आठ रुचक प्रदेशनी पूर्ण निर्मळता वडे सर्व आत्मा प्रत्येक व्यक्तिरूप अंशोना समूहरूप ब्रह्ममय शुद्ध होवाथी सर्व आत्मा एक समान धर्मने धरनारा होवाथी एक आत्मा अभेदभावे जे सर्वने जुवे छे ते सयमी-कषायो अने विषयोने सयममा राखनारो मुनि मोक्षनो आनंद अनुभवे छे माटे आत्मानो साक्षात् कार करवा माटे इच्छनारा महानुभावोए अने मोक्षनी वान्छा राखनारा भव्यात्माओए सर्व आत्माओने सत्ताथी परमात्मा सरखा गणवानी भावना राखवी ॥३९॥

जे आत्मा आत्म दर्शन क्षयोपशम भावे करे छे तेज आत्मा अनुक्रमे मोक्षने पामे छे

ज्ञानदर्शनचारित्र,-शर्मवीर्यादिसद्गुणाः
आत्मदर्शनसप्राप्या. वीर्योत्साह भजस्व मो. ॥ ४० ॥

आत्मदर्शनमप्राप्ति,-यैस्य जीवस्य जायते,
भवाम्भोधि समुत्तीर्णः केवरज्ञानसम्मुख॰ ॥ ४१ ॥

અર્થ-હે આત્મન્ તારે સમ્યગ જ્ઞાન દર્શન ચારિત્રનુ શર્મ-સુખ વીર્ય આદિ સદ્ગુણોને આત્મદર્શનથી મેળવવા યોગ્ય છે માટે તુ વીર્યોત્સાહને સ્વીકાર જેને આત્મદર્શનની પ્રાપ્તિ થઈ છે તે જીવ વીર્યના ઉલ્લાસને પ્રગટ કરીને સંસાર સમુદ્રને પાર પામવા કેવલજ્ઞાન દર્શનને પ્રાપ્ત કરીને અનંત આનંદમય મોક્ષને પામે છે ॥૪૧॥

વિવેચન -જે દ્રવ્યો છે તે સર્વે પોતપોતાના ગુણ પર્યાયોથી વ્યાપ્ત છે આત્મા-જીવ ચૈતન્યમય ગુણોથી વ્યાપ્ત છે તે ગુણો જ્ઞાન-વસ્તુના સ્વરૂપને યથાર્થ ઓળખવાની શક્તિ, દર્શન-દેખવાની શક્તિ તે બન્ને શક્તિઓ જ્યાં સુધી છદ્મસ્થ છે ત્યા સુધી ઇન્દ્રિય અને મન વડે તે વસ્તુઓને જાણવા-દેખવાનો ઉપયોગ કરી શકે છે ચારિત્ર એ આત્મ સ્વરૂપને પ્રગટ કરવાની શુદ્ધોપયોગમય ક્રિયા અને આત્મ સ્વરૂપમા રમણતામય-શર્મ-આનંદ વીર્ય આત્મ સ્વરૂપને પ્રગટ કરવા જે ચારિત્ર ક્રિયામા પ્રમાદ વિકથા આળસ અને મિથ્યાત્વ અજ્ઞાનને ફેંકી દેવા તથા આત્મ ગુણ શ્રેણીમાં ચડવા આત્માની શક્તિને જાગૃત કરવાનો એકાગ્ર ભાવે જે પ્રયત્ન થાય તે આ સર્વ આત્મસદ્ગુણોથી આત્મદર્શન થાય તેજ તેના ઉપાદાન કારણ છે તે સદ્ગુણોથી જેને આત્મસ્વરૂપનુ દર્શન થયુ છે તે આત્મા કેવલ જ્ઞાન દર્શન ચારિત્રને પ્રાપ્ત થયો છતા સર્વ ભવ પર પરામય

સંસાર સમુદ્રને ઉલ્લંઘીને મુક્તિકુમારીની વરમાળા પહેરે છે અને અનંત અખંડ સચ્ચિદાનંદને ભોગવે છે, કહ્યું છે કે

अनंतसुखसंपन्न, ज्ञानामृतपयोधरं, अनंतवीर्य संपन्नं, दर्शनं परमात्मनः ॥१७॥

આત્મા-જીવ છે પોતે ચૈતન્ય-અનંત જ્ઞાન દર્શન ચારિત્ર આનંદ અને વીર્યથી પૂર્ણ અમૃતનો સમુદ્ર છે તેને યોગીઓ ધ્યાન સમાધિ વડે સત્તાથી પરમાત્મ સ્વરૂપે નિરંતર જુએ છે

तत्समं तु निजात्मानं, रागद्वेषविवर्जितम् सहजानन्द चैतन्यं, प्रकाशयति महायशो॥१॥

તે પરમાત્માના શુદ્ધ સ્વરૂપ સમાન સત્તાથી સર્વ જીવોનું સ્વરૂપ છે અને તે સ્વરૂપને રાગદ્વેષ મોહના આવરણ તાદાત્મ્ય ભાવે નથી પૂર્ણ સહજાનંદ સ્વરૂપ ચૈતન્ય છે તેને યોગીઓ ધ્યાનયોગે પ્રકાશે છે કર્મના ક્ષયથી પોતાનું તેવું શુદ્ધ સ્વરૂપ તે યોગીઓ શુક્લધ્યાનથી પૂર્ણ પ્રગટ કરે છે ॥૪૦॥૪૧॥

પોતાના સ્વરૂપનો નિશ્ચય કરતાં આત્માની અવસ્થા જણાવે છે

प्रभुरनन्तवीर्योऽहं, मष्टकर्मविनाशकः,
प्रहाक्ष्मी नं मे किञ्चि, ततः किं मे सुखं भवेत् ॥ ४२ ॥

અર્થ—હું આત્મા અનંત વીર્યમાન હોવાથી આઠ કર્મ સમુહનો વિનાશ કરવામાં સમર્થ-પ્રભુ છું વસ્તુત

બાહ્ય લક્ષ્મી જે દેખાય છે તેમાં મારુ કાંઈ પણ નથી અને તેથી કાંઈ પણ સુખ મને મળવાનુ નથી ॥૪૨॥

વિવેચન -હુ આત્મા સહજ સ્વભાવથી શુદ્ધ ચૈતન્ય મય છુ અનંત વિર્યબળનો સ્વામિ-પ્રભુ છુ આત્મામા સહજ ભાવે એટલે અનંત જ્ઞાન દર્શન ચારિત્ર ઉપયોગ તપ વૈયાવૃત્ય વિનય વિવેક વિગેરે ગુણોનો પ્રભુ-સ્વામિ છુ પણ અનંતકાલથી મોહ આદિ આઠ કર્મના આવરણોથી અનંત સસારમા રહ્યો છુ અને અનંત દુખ ભોગવી રહ્યો છુ

શાસ્ત્રોમા જણાવ્યુ છે કે—

आया नाण सहावी सद्दंसणसीलो विशुद्धसुह रूवो, सो ससार भमई, एसो दोपा खु मोहस्स ॥१॥

जोउ अमुत्तो अकत्ता असग निम्मल सहाव परि-णामी, सो कम्मरवयबद्धो दीणो सोवमगते ॥२॥

ही दु'ख आयमत्र, मोहप्पाणमेव घसेई, जस्सुदये णियमात्र शुद्ध सव्वपि नो सरई । ३॥

આત્મા સ્વય જ્ઞાનદર્શન સ્વભાવી ચારિત્ર અને વિશુદ્ધ સ્વભાવમય છે આવો ચૈતન્ય સ્વભાવવાન હોવા છતા પણ સસારમા નવા નવા ભવ કરતો દુખ ભોગવતો ભમે છે તે માત્ર એક મોહનો જ દોષ છે જે આત્મા અમૂર્ત અકર્તા અભોક્તા પુદ્ગલોનો અસગી સિદ્ધનિર્મલ સહજા નદ સ્વભાવી અને પારિણામિક ભાવવત છે તો પણ કર્મ

બંધનથી કેદમા પડેલો છતો દીન દુખી થયેલો છે, તેમા મોહનુ જ પરાધિનપણુ કારણ રૂપે છે તે મોહ આદિના ઉદયથી પોતાના શુદ્ધ સ્વરૂપને સભાળી શકતો નથી તેથી બાહ્ય લક્ષ્મી એટલે સ્ત્રી, ધન, ભાઈ, કુટુબ, રાજ્ય, ઠકાઇ, વૈભવ, સૌભાગ્યદિને પોતાના આત્માને મુઝાઇને બાહ્યાત્મા રૂપતાને ધરે છે પણ જ્યારે તેને પૂજ્ય ગુરૂઓની ઉપાસના અને સેવા ભક્તિ કરતા પોતાના શુદ્ધ સ્વરૂપનુ ભાન થાય છે, ત્યારે હું આ શરીર મન કે ઈન્દ્રિય રૂપ નથી પણ હું શુદ્ધ આત્મ સ્વરૂપ સચ્ચિદાનદનો ભોકતા, જ્ઞાન દર્શન ચારિત્રમા રમણતા કરનારો, પરમાત્મા સમાન શક્તિવત હોવાથી આઠે કર્મનો ઘાત કરનારો છુ તે સમજાય છે જ્ઞાનસારમાં જણાવ્યુ છે કે

शुद्धात्मद्रव्यमेवाहं, शुद्धज्ञानगुणो मम

અર્થ—હુ દ્રવ્યથી શુદ્ધ આત્મા છુ અને જ્ઞાન દર્શન ચારિત્રવીર્ય ઉપયોગ વિગેરે મારા ગુણો છે તેથી હું અન્ય પુદ્ગલ ભાવનો નિશ્ચય નયથી કર્તા કે ભોકતા નથી આવી ભાવના ભવતો આત્મા મોહનો નાશ કરી આત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે અને અનત આનદ ભોગવે છે ॥૪૨॥

આ મ દર્શનના અભિલાષીએ સર્વ જીવો પ્રત્યે કેમ રહેવુ તે જણાવે છે

शत्रु मित्रे समा बुद्धि–रिष्टानिष्टेषु कर्मसु,
मानितात्मा सदाकाङ्क्षी, ब्रह्मदर्शनभाग् भवेत् ॥ ४३ ॥

અર્થ—શત્રુ અને મિત્ર ઉપર સમાનબુદ્ધિ તેમજ શુભ

કે અશુભ કર્મના ફલરૂપ સુખ કે દુખમાં પણ સમાન પરિણામ વડે જે આત્મા પરિણત થયો છતો સારી આકાક્ષાવાળો બ્રહ્મરૂપ આત્મ દર્શન પામે છે ॥૪૩॥

વિવેચન—આપણુ અનિષ્ટ કરનારાને આપણે શત્રુ દુશ્મન માનીએ છીએ અને આપણુ ભલુ કરનારાને મિત્ર માનીએ છીએ પણ તેવુ થવાનુ કારણ અદૃસ્ત્ર કર્મ છે તેને આપણે જાણી જોઈ શકતા નથી, વસ્તુતઃ જગતમા સર્વ પ્રાણી સહજભાવે સમાન ધર્મવાલા છે તે વાતને મોહથી ભુલી જઇએ છીએ તેથી શત્રુ મિત્રની કલ્પના આપણુને થાય છે, પણ તે યોગ્ય નથી જ આપણે જેવા શુભ વા અશુભ કર્મ કર્યા હોય તેને કારણે તેઓ આપણા કાર્યમાં અનુકુળ કે આડા આવવાની પ્રવૃત્તિ કરે છે માટે આપણે તે સર્વ આત્માઓ ઉપર શત્રુ કે મિત્ર ભાવનો પક્ષપાત મૂકી દઇને સર્વેને આપણા મિત્ર સમાન ગણુવા કહ્યુ છે કે—

आत्मौपम्येन सर्वत्र सम पश्यति योऽर्जुनः१

સર્વ જીવોમા શત્રુ મિત્રમા અને સુખ દુખમાં અનુકુલ પ્રતિકુળ વસ્તુના સમાગમમા સમાન ભાવે જે દૃષ્ટિ રાખે છે તે પરમ શ્રેષ્ઠયોગી સમજવો આથી શુભાશુભ કર્મનો ઉદય હોયે છતે સાતા અસાતા ભોગવાય તેમા પણ સમભાવ રાખીને સહજ ભાવે આત્મ સ્વરૂપમા રમનારો પરમ બ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે ॥૪૪॥

आत्मवत् सर्वभूतेषु, धर्मकार्ये कृतोद्यमः
मनोवृत्तिं च संयम्य, शुद्धलक्ष्यप्रसाधकः ॥ ४४ ॥

અર્થ—સર્વ પ્રાણીઓને પોતના આત્મા સમાન ધર્મવત ગણીને ધર્મ કાર્યોમા ઉદ્યમવત થવુ અને મનોવૃત્તિઓને કાબુમા રાખી આત્મા શુદ્ધાત્મતત્ત્વનો સાધક અવશ્ય થાય છે ॥૪૪॥

વિવેચન—આ જગતમા સૂક્ષ્મ ને સ્થૂલ પ્રાણી ગણો વર્તે છે તે સર્વમા આપણા પ્રમાણે સહજ ભાવે ચૈતન્ય એટલે જ્ઞાન દર્શન ચારિત્રાદિકની શક્તિ અપ્રગટ ભાવે રહેલી છે તેથી તમો કોઇને પણ તમારાથી હલકો ન ગણશો તમોને જે હલકો કે મહાન લાગે છે તે તેઓના ઉદયમા આવેલા કર્મવડે જણાય છે વસ્તુત સર્વ આત્મા ચતન્યધર્મવડે સમાન જ છે ગીતા જણાવે છે ”

‘समोऽहं ! सर्वभूतेषु न मे द्वेषोऽस्ति न प्रिय’ !

હે અર્જુન હું સર્વ જીવોમા સમાનભાવે છુ મારે મન કોઈ શત્રુ કે મિત્ર નથી સર્વ આત્માઓ એક બ્રહ્મ સ્વરૂપ જ છે

તેથી તમો ધર્મ કર્મમા ઉદ્યમ કરો તમારા આત્મ કલ્યાણમાટે અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, નિર્ગ્રન્થત્વ અને રાગ,દ્વેષ, ક્રોધ, કામ, માયા, મોહ, હાસ્ય, રતિ અરતિ મિથ્યાત્વ અને અજ્ઞાનનો ત્યાગ કરવા પૂર્વક ધર્મધ્યાન, જ્ઞાન સ્વાધ્યાય અને તપ જપમા ઉદ્યમવત થાવ પાંચ ઈન્દ્રિયોના વિષયોને નિયમમા કબજામા રાખીને શુદ્ધાત્મ

તત્ત્વને લક્ષ્યમા રાખીને પરમાત્માનુ ધ્યાન કરશો તો આત્મ તત્ત્વનુ સ્વરુપ પ્રત્યક્ષ થશે જ ગીતા જણાવે છે કે

सर्वद्वाराणि सयम्य मनोहृदि निरुध्य च

સર્વ ઈંદ્રિયોના વ્યપારમય દ્વારોનો સયમ કરીને મનને હૃદયમાં સ્થિર કરીને આત્માને બ્રહ્મ રધ્રમા ધારણ કરનારો યોગમાં આનદને પામે છે તેમ મન વચન કાયનો સયમ કરનારો શુદ્ધ પરમાત્માતત્ત્વમા લક્ષ્ય સ્થિર કરનારો પરમાનદને પામે છે, ॥૪૪॥

આત્મદર્શનની પ્રાપ્તિ ગુરૂની ઉપાસનાને આધિન છે તે જણાવે છે

गुर्वाज्ञापारतन्त्र्येण, ब्रह्मदर्शनयोग्यता,
अनेकजन्मसस्कारात्, सतां सम्यक् प्रजायते ॥ ४५ ॥

અર્થ—આત્મ સ્વરૂપના દર્શનમા ગુરુ આજ્ઞાની પરાધીનતાને યોગ્યતાની કોટિમા ગણી છે તેમજ અનેક જન્મના સસ્કારોથી પણ સમ્યગ્ ભાવવાળુ આત્મદર્શન સન્તમહાત્માઓને થાય છે ॥૪૫॥

વિવેચન—આત્મસ્વરૂપ બ્રહ્મદર્શનના ઇચ્છનારાને પૂર્ણ અનુભવી સચ્ચારિત્રવત સર્વ શાસ્રોના પારગત પૂજ્ય ગુરુની ઉપાસના તેમજ તેમની આજ્ઞાને અનુસારે તપ જપ ધ્યાન અને અષ્ટાગ યોગનો અભ્યાસ કરવા પૂર્વક ઇન્દ્રિય મનનો સયમ કરવાથી પુણ્યોદયતાને યોગે યોગ્યતા પ્રાપ્ત થાય છે પણ પોગડે પગ અને બ્રહ્મનો ઉપદેશની આચરણા સમ્યગ્ જ્ઞાન કે આત્મદર્શન કરાવી શક્તિ નથી જ એટલે પૂજ્ય

ગુરુની પ્રસન્નતા વડે જ આત્મદર્શન પ્રાપ્ત થવાની ચોગ્યતા આવે છે જેમ કાચા માટીના ઘડામા પાણી ટકવાનો સભવ નથી તેમ અયોગ્યને બ્રહ્મ ઉપદેશ ટકતો નથી, તેથી અનુભવ અભ્યાસ વિના આત્મ દર્શન પ્રાપ્ત થતુ નથી શાસ્ત્રો જણાવે છે કે

नाणस्स होइ भागी, थिरयरो दसणे चरित्ते अ धन्ना आव न्हाए गुरुकुल वीवासन मुचति

જે ગુરુકુલ વાસને જીદગી સુધી છોડતા નથી તેઓ સમ્યગ્ જ્ઞાનના ભાગી બને છે અને જ્ઞાનના પરિપાકથી સમ્યગ્ દર્શન રૂપ આત્મ સ્વરૂપનો સાચો અનુભવ અને ચારિત્રમા સ્થિરતા પ્રાપ્ત કરે છે

તેમજ આત્મસ્વરૂપ બ્રહ્મદર્શન સત પુરુષોને અનેક ભવ પરપરામા જે સસ્કારો પડ્યા હોય તેના બલથી તેમજ જાતિસ્મૃતિ અથવા અન્ય જ્ઞાનબલથી ઉપદેશ વિના પણ સહજ ભાવે થાય છે તે ઉપર આર્દ્રમુનિવરનુ દૃષ્ટાત સમજવુ તે આ પ્રમાણે છે

મગધ દેશમા વસતપુરમા સામયિક નામનો એક ખેડૂત પોતાની વસતશ્રી નામની સ્ત્રી સાથે રહેતો હતો ત્યા ગુરૂવર ધર્મઘોષ નામના આચાર્ય પધાર્યા તેમનો ઉપદેશ સાભળીને તે બન્નેએ સસારની અસારતા જાણી ભાગવતી દીક્ષા ગુરૂ પાસે લઈને તપ જપ સ્વાધ્યાય કરવા લાગ્યા કેટલોક સમય પ્રસાર થયો તેવામા કોઈ મોહોદયથી સામયિક મુનિને પોતાની સ્ત્રી સાધ્વીને જોતા ભોગની વાચ્છા

થઇ તે વાત સાધ્વીના જાણવામા આવતા વ્રત રક્ષણ માટે તેણે જાવજ્જીવ અણસણ સ્વીકાર્યું સમાધિ પૂર્વક કાલ કરીને તે સાધ્વી વસતપુરમા ધનશેઠની પુત્રીપણે જન્મી ત્યા તેનુ નામ ધર્મશ્રી પાડયુ

સાધુ સામયિકને તે વાતની જાણ થવાથી પશ્ચાતાપ થયો તેણે પણ અણસણ સ્વીકાર્યું વ્રત ા માનસિક ભગની આલોચના કર્યા વિના તેણે કાલ કર્યો મરી તે આર્દ્રદેશમા આર્દ્રપુરના રાજાની પટ્ટરાણીના કુક્ષિમા પુત્રપણે અવતર્યો રાજાએ તેનુ નામ આર્દ્રકુમાર રાખ્યુ તે યોગ્ય ઉમરમા આવતા યોગ્ય અભ્યાસ કરીને સર્વ કલા કુશળ થયો અને યુવરાજ પદને પામ્યો તેવામા શ્રેણિક રાજાએ મોકલાવેલું નવા નવા રત્ન હીરાદિકના આભૂષણમય ભેટણ રાજગૃહના વેપારીઓએ તે આર્દ્રરાજાની પાસે ધર્યું રાજાએ શ્રેણિક રાજા માટે ત્યા ઉપજતા સુદર મોતીનો હાર વિગેરે આભૂષણો વ્યાપારીઓના હાથમા સોપ્યા ત્યાં નજદીક બેઠેલા આર્દ્રકુમારને પણ એવો ભાવ થયો કે સમાન સમા નની મૈત્રી થાય છે રાજા રાજા સાથે મૈત્રી કરે છે તો હુ પણ મારા સમાન તે મગધના પાટવી કુમાર સાથે મૈત્રી કેમ ન બાધુ ? અવશ્ય બાધવી જ જોઈએ એવો વિચાર કરીને સુદર મોતીઓની માળા કરાવીને તેણે અભયકુમારને ભેટ કરવા તે વ્યાપારીઓના હાથમા આપી આ પછી વ્યાપા રીઓ રાજગૃહમા આવી રાજાને પરસ્પરની કુશલતાના સમાચાર પૂછી કરીને આર્દ્રરાજા તરફથી આવેલ ભેટ રાજાને

આપી અને આદ્રકુમાર તરફથી આવેલ ભેટ અભયકુમારને આપી

અભયકુમાર વિચાર કરે છે કે રાજા રાજાઓને પરસ્પર લેવડદેવડનો વ્યવહાર-સબધ પૂર્વથી ચાલ્યો આવે છે પણ આ આર્દ્રકુમારને મારી સાથે મૈત્રીનો ભાવ થયો તેમા પૂર્વભવનો કોઈ સબધ જ સભવે છે અને તે હોય તો તે ભવ્યાત્મા અને સત્યશોધક પણ હોવો જોઈએ માટે તેને એવુ કાઈક મોકલુ કે તેથી પૂર્વમા અનુભવેલુ યાદ કરીને તે આત્મગુણ તરફ પ્રવૃત્તિ કરનારો થાય

આ પછી અભયકુમારે સુવર્ણની એક આદીશ્વર-ઋષભદેવ ભગવતની પ્રતિમા કરાવી અને તેને હીરા મોતી માણેક મણિ વિગેરે આભૂષણથી શણગારીને એક સુદર પેટીમા ગોઠવીને ઉપર રૂમાલથી બાધી પેક કરીને તે વ્યાપારીઓ જ્યારે આર્દ્રદેશમા જવાને તૈયાર થયા, ત્યારે તેણે તેઓને એકાતમા જણાવ્યુ કે આ વસ્તુ તમે તે રાજકુમારને એકાતમા આપશો અને જણાવશો કે કોઈને નહિ જણાવતા એકાતમા આ આભૂષણને કુમારે જોવું અને કોઈને પણ આ વાત કરવી નહિ આ પછી વ્યાપારીઓ આર્દ્રકુમારના દેશમાં ગયા અને તે પ્રમાણે તે વસ્તુ વ્યાપારીઓએ આર્દ્રકુમારને આપી

હવે તે કુમાર એકાતે વસ્તુ સ્વરૂપ આભૂષણને જોતો કોઈ પણ સ્થાન ઉપર ધારણ કરાય તેમ ન હોવાથી વિચારે છે કે આ કેવું આભૂષણ છે ક્યા ધારણ કરાય છે એમ

તેને વિચાર કરતા આવું સ્વરૂપ મે કોઈને કોઈ પણ સ્થાને જોયેલુ છે, કયા જોયુ છે તેમ ઈહા અને અપાય કરતા કરતા પૂર્વભવની સ્મૃતિતાજી થતા તેને જાતિસ્મૃતિ થઈ તે થતા પોતાનુ પૂર્વ જીવન પ્રભુ પૂજા ચારિત્રની આરાધના અને અંતકાલે સાતિચાર પૂર્વકની વિરાધના સ્મૃતિમા આવી અને પશ્ચાતાપ પણ થયો (गतं न शोच्य) ગઈ વસ્તુનો હવે શોચ નકામો છે પણ જાગ્યા ત્યારથી સવાર એ નિયમે મારે ચારિત્રની આરાધના કરવી જેથી મારૂ ભાવિ સુધરે એમ વિચાર્યું, પણ અહિથી કેમ છૂટવું! એ વિચાર કરીને તેણે પ્રથમ પિતાની રજા માગી પણ તે ન મળી ત્યારે નાશી છુટવા તેણે પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો, આખરે કોઈને પણ જણાવ્યા વિના લાગ સાધીને પૂર્વના સંકેત પ્રમાણે તૈયાર કરી રાખેલ વહાણમા તે વ્યાપારીઓ સાથે ભરૂચ બંદરે આવ્યો તેણે પ્રતિમાને વ્યાપારીઓ સાથે રાજગૃહમા અભયકુમારને પહોચાડીને પોતે ચારિત્ર લેવા તૈયાર થયો પણ તેવામા અદૃશ્ય દેવવાણી થઈ 'હે રાજકુમાર તમારે પૂર્વે બાધેલ ભોગનો સાતાવેદનીય કર્મનો આકરો ઉદય છે તે કર્મને ખપાવીને ચારિત્ર લો' પણ આર્દ્રકુમાર વિચારે છે કે 'પ્રયત્નથી અપ્રમાદ ભાવે સર્વ કર્મને હુ ક્ષય કરીશ ભોગાવળી કમ વૈરાગીને કેવા નડે છે?' તેણે ગણકાર્યું નહિ આત્મબલથી ચારિત્ર લીધુ અપ્રમત્ત ભાવે વિચરતા કર્મનો ક્ષય કરવા અપૂર્વ પ્રયત્ન સેવે છે

એક વખત વસતપુરની બહાર યક્ષના મંદિરમાં એકાંત સ્થાને કાયોત્સર્ગ કરી પરમાત્મ સ્વરૂપના ધ્યાનમા

લીન હતા બહાર શુ થાય છે તેનુ ધ્યાન નથી તેના અવસરમા નગરની કેટલીક બાળાઓ તે મદિરના યક્ષની પૂજા કરીને ત્યાં ચોકમા બાલ ભાવથી રમવા લાગી બાળાઓ થાભલા વિગેરે પકડીને આ મારો પતિ છે તેમ રમતમા રમતી હતી

આ ધર્મશ્રીએ ધ્યાન ધરતા મુનિના પગ પકડી આ મારો પતિ છે એમ બુમ પાડી ત્યા તો આકાશમાથી દેવોએ સાડા બાર કરોડ સુવર્ણ મુદ્રાની વૃષ્ટિ કરીને જણાવ્યુ કે 'ધર્મશ્રી અને તેના પતિને આ ભેટ ધરુ છુ' રાજાએ લોભથી તે દ્રવ્ય લેવા પ્રયત્ન કર્યો પણ દેવોએ ન લેવા દીધુ આથી ધર્મશ્રીના પિતાએ તે દ્રવ્ય તેના માટે અનામત રાખ્યુ ધર્મશ્રી લગભગ તે ૧૩ વર્ષની થઈ ત્યારે તેના પિતા તેને માટે વર શોધવા પ્રયત્ન કરવા લાગ્યા, ત્યારે તેણે જણાવ્યુ કે તમારો પ્રયત્ન નકામો છે મારા જેવી કુળબાળિકાને એક વખત જે બોલ્યા હોય તે પાળવુ જોઈએ. તેથી મારાથી તે મુનિ પતિ તરીકે સબોધાયા છે અને તેમા દેવે સાડાબાર કરોડ સુવર્ણની વૃષ્ટિ કરી છે તે જ્યારે મલશે ત્યારે તેની સાથે લગ્ન કરાશે નહિ તો યાવતજીવ બ્રહ્મચર્ય પાલીશ શેઠ તેનો તેવો નિશ્ચય જાણીને સાધુ સન્યાસી વિગેરેને અન્નપાણિ આપવા માટે દાનશાલામા તેને નિયત કરી

મુનિ વિહાર કરતા કરતા આહાર માટે કર્મયોગે તે મદિરમા આવી ચડ્યા તેમને ધર્મશ્રીએ ઓળખ્યા ને હાવ

ભાવ પૂર્વક ખૂબ વિનતિ કરતા અનુકુલ ઉપસર્ગ જાણી આહાર લીધા વિના મૌન પણે ચાલ્યા ગયા પણ ફરીને લગભગ બાર વર્ષે ત્યાં પાછા ગોચરીએ અજાણતા આવ્યા ત્યારે તે સ્ત્રીએ ઓળખીને ખૂબ આગ્રહ કરીને રોકી રાખ્યા આ વખતે તે ભોગ કર્મનો પૂર્ણ ઉદય થએલો હોવાથી મુનિનુ મન ઢીલુ થયુ અને દેવના વચન યાદ કરીને મુનિપણુ છોડીને તે સ્ત્રી સાથે લગ્ન કર્યા, જુદા ઘરમાં બાર વર્ષ સુધી ભોગ ભોગવ્યા ત્યા તેમને એક પુત્ર થયો તે લગભગ સાત આઠ વર્ષનો થયો હશે તે વખતે આર્દ્રકુમાર ફરી મુનિપણુ ધરવા ભાવના કરવા લાગ્યા અને તે વાત સ્ત્રીને જણાવીને રજા માગવા લાગ્યા સ્ત્રીએ રૂની પૂણીઓ તથા રેટીયો મગાવીને સુતર કાતવા માડયુ તેટલામા તે બહારથી આવેલા પુત્રે માતાને પૂછયુ કે તુ રેટીઓ શા માટે કાને છે ?' ત્યારે તેણીએ જણાવ્યુ કે, તારા પિતા હવે તને અને મને છોડીને સાધુ થવાના છે તેથી આપણા ઉદર નિર્વાહના અર્થે રેટીયાથી સુતર કાતી આજી વિકા ચલાવવાનો અને તને મોટો કરવાનો મારે માથે ભાર આવ્યો છે ' તે સાભળીને અજ્ઞાન ભાવથી તે પુત્રે તે સુતરની કોકડીને પિતા પલગમા સુતા હતા તેના બન્ને પગે બાધી દીધી આર્દ્રકુમારે જોયુ કે સુતરના બાર આટા પુત્રે બાધ્યા છે એથી વધુ બાર વર્ષ રહ્યા

જ્ઞાનસારમા જણ્વ્યુ છે કે—

आरूढा प्रशमश्रेणी श्रुतकेवलिनोऽपि भ्राम्यन्तोऽनन्त ससारे महादुष्टेन कर्मणा ॥५॥

અર્થ-આશ્ચર્યની વાત છે કે ઉપશમ શ્રેણિએ ચઢીને અગીયારમાં ગુણસ્થાનકે પહોંચ્યા છતા પણ અશુભ ભય કર કર્મના ઉદયથી ચૌ૦ પૂર્વ જેવા શ્રુતધર શ્રેણીથી પતન પામીને અનત સસારમા ભમે છે

હવે આર્દ્રકુમાર ભોગાવલી કર્મ ભોગવ્યા બાદ શુદ્ધ અપ્રમત્ત ભાવે ચારિત્ર અગીકાર કરીને ઘરમાથી ચાલી નીકળ્યા પરમાત્મા વીર ભગવાનને વદન કરવાની ભાવનાથી જે દિશામા ભગવાન હતા તે દિશા તરફ પ્રયાણ કર્યું રસ્તામા તે આર્દ્રકુમાર મુનિને ગોશાલક, બૌદ્ધ અને મિમાસક મતવાદીઓ સાથે ખુબ ચર્ચા થઈ તે સર્વને સ્યાદ્વાદ ધર્મની યુક્તિ વડે તેમણે નિરુત્તર કર્યા પરમાત્માને વદન કરી તેમની પાસે ચારિત્ર લીધુ ચારિત્ર લઈ તપ જપ ધ્યાન કરી સર્વ કર્મમલનો ક્ષય કરી મુક્ત થયા

આથી આત્મદર્શન પૂર્વના અનેક ભવના અભ્યાસથી અને કોઇ મહાત્મા સતોને ગુરુના ઉપદેશ વિના પણ આર્દ્રકુમારની પેઠે થાય છે માટેઆ ભવમા કરેલો પ્રયત્ન કદાચિત્ સફળ થયેલો ન જણાય તો પણ તે પ્રયત્ન સતત રાખવો જેથી આવતા ભવમા આત્મ દર્શનની પ્રાપ્તિ આત્માને થાય ॥૪૫॥

उपादाननिमित्ताभ्यां, कारणाभ्यां विचक्षण'
आत्मदर्शनसमाप्त्यै, जिज्ञासुर्यतते ध्रुवम्. ॥ ४६ ॥

અર્થ —આત્મદર્શન પ્રાપ્ત કરવા ઉપાદાન અને નિમિત્ત કારણો વડે કરીને નિશ્ચય પૂર્વક જીજ્ઞાસુ પ્રયત્નો કરે છે ॥૪૬॥

વિવેચન – આત્મદર્શન પ્રાપ્તિના કારણમાં પ્રથમ વીતરાગ પરમાત્માની સેવાભક્તિ રૂપ ઉપાસના છે બીજુ કારણ સદ્ગુરૂ કે જે પાચ મહાવ્રત અને પાચ આચારને પાળનારા, છકાયની રક્ષા કરનારા, સાત ભયને જીતનારા આઠ પ્રવચન માતાની નિરંતર ઉપાસના કરનાર અઢાર હજાર શિલાગ રથને વહન કરનારા, સર્વ દર્શન શાસ્ત્રોના જ્ઞાતા છે એવા પરમ કૃપાળુ ગુરૂની ઉપાસના અને તેમની આજ્ઞાનુ પાલન કરવુ ત્રીજુ કારણ જગતના સર્વ જીવોને પોતાના સમાન ગુણવાલા જાણી તેઓને મન વચન અને કાયાથી આપણાથી પીડા ન થાય તેમની હિસા ન થાય તેવુ વર્તન રાખવુ ચોથુ કારણ સત્ય શૌચ ક્ષમા વિગેરે ધર્મોને સેવવા તે

તેમજ આત્મદર્શનમા આત્મા સ્વય ઉપાદાન છે તે આત્મા જ્યારે યથાપ્રવૃત્તિ કરણ કરીને અપૂર્વ કરણ કરતા અનતાનુબધી ક્રોધ માન માયા લોભ રૂપ ચોકડી પ્રથ કષાયો અને સમ્યગ્ મોહનીય મિશ્રમોહનીય અને મિથ્યા ત્વમોહનીય એમ સાતે મોહનીય પ્રકૃતિને ખપાવીને દેવગુરૂ ધર્મનો ઉપાસક થાય, જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સવર બધ નિર્જરા મોક્ષરૂપ તત્ત્વને યથાસ્વરૂપે જાણીને તેની શ્રદ્ધા કરીને આત્મા આત્મ સ્વરૂપને સ્યાદ્વાદ નય નિક્ષેપ જ્ઞાનથી વિચારતો થાય ત્યારે ક્ષયોપશમ ક્ષાયિક કે ઉપશમ ભાવના સમ્યક્ત્વને નિશ્ચય પૂર્વક પ્રાપ્ત કરે અને ત્યારે આત્મ સ્વરૂપનો નિશ્ચય કરે છે

या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः
धर्मे च धर्मधी शुद्धसम्यक्त्वमिदमुच्यते ॥ १ ॥

દેવ વીતરાગમા દેવબુદ્ધિ 'સદ્ગુરૂમા ગુરૂ બુદ્ધિ' ક્ષમાદિ ધર્મમા ધર્મબુદ્ધિ તે શુદ્ધ સમ્યકૃત્વ જાણવુ, તે ત્રણ પ્રકારનુ છે તે ઔપશમિક ક્ષયોપશમિક અને ક્ષાયિક તેમા જે ઔપશમિક સમ્યકૃત્વ છે તે પરમ શુદ્ધ હોવા છતા પણ રાખથી ઢંકેલા અગ્નિ સમાન છે મિથ્યાત્વમોહનો ઉદય થતા અનતાનુબધી કષાયની ચોકડી ઉદય આવતા ઉપશમ સમ્ય કૃત્વનાશ પામે છે અને ક્ષયોપશમ સમ્યકૃત્વનો લાભ-મિથ્યા ત્વ મોહનિય કર્મ પ્રકૃતિનો દેશથી ઉદયમા આવેલાનો ક્ષય કરવાથી અને ઉદયમા ન આવેલાને ઉપશમાવતો હોવાથી ક્ષયોપશમ સમ્યકૃત્વને જીવ પામે છે એને વેદક પણ કહેવાય છે

અનાદિ સસારમા પૂર્વે સમ્યકૃત્વ નહિ પામેલો આત્મા સાતે મોહનીય કર્મ પ્રકૃતિને ઉપશમાવીને ત્રણ પુંજ કર્યા ન હોય તેવો એક અતર મુહુર્ત કાલ અત્યન્ત શુદ્ધ ઉપશમ સમ્યકૃત્વનો લાભ મેળવે છે અને તે આત્મ સ્વરૂપને અનુભવે છે પણ તે પછીથી પાછો ચાર ગતિમા ભ્રમણકરનારો થાય છે

ક્ષયોપશમ સમ્યકૃત્વ છાસઠ સાગરોપમકાલથી પણ અધિક કાલ સુધી જીવ અનુભવે છે ક્ષાયિક સમ્ય- કૃત્વ અનતાનુબધિ અને ત્રણ દર્શન મોહનીય પ્રકૃતિના ક્ષયથી થાય છે આ ત્રણ સમ્યકૃત્વ આત્મદર્શનની પ્રાપ્તિમા ઉપાદાન કારણ થાય છે કારણકે તે આત્માના આતરિક પરિણામ સ્વરૂપ છે તત્ત્વાર્થભાષ્યમા જણાવ્યુ છે કે

एकमपिजिनवचनादस्मान्निर्वाहकं भवति, श्रुयते चानन्ताः सामायिकमात्रपदसिद्धाः ॥ १ ॥ तस्माचत्प्रामाण्यात्समासतो व्यासतश्चजिनवचनम्, श्रेय इति निर्विचार ग्राह्य धार्यं च वाच्य च ॥ २ ॥

અર્થ —એકપણ પરમાત્માના વચનને ધારીને તેનુ મનન કરીને શુદ્ધ ચારિત્ર યોગરૂપ સામાયિક ને આરાધન કરવામા આવે શુદ્ધોપયોગપૂર્વક ધ્યાન કરાય તો તેવા એકજ પદથી અનત આત્માઓ સર્વ કર્મોનો ઘાત કરીને આત્મ સ્વરૂપ રમણતામય સિદ્ધપદને પ્રાપ્ત થાય છે તેમ શાસ્ત્રો જણાવે છે તેથી તે વચનોનુ પ્રમાણપણુ સ્થૂલ બુદ્ધિવત માટે સમાસથી-સક્ષેપથી અને વિશાળ બુદ્ધિવત માટે વિસ્તારથી આથી નિર્વિકાર બુદ્ધિ પૂર્વક વાચવા ધારવા અને આચારમા મુકવા, તેથી સર્વકર્મનો ક્ષય કરી જીવને કેવલ જ્ઞાન દર્શન પ્રાપ્ત થાય છે અને તે આત્માને પરમાત્મા સ્વરૂપે બનાવે છે

अनुभाव्य सदात्मा वै, ज्ञानिना शान्तचेतसा,
मोहमायां परिहृत्य, देया दृष्टिः सदात्मनि ॥ ४७ ॥

અર્થ —શાત ચિત્તવાલા મહાજ્ઞાની પુરૂષોએ મોહ માયાનો ત્યાગ કરીને સર્વદા આત્મસ્વરૂપનો અનુભવ કરીને તેમાં એકાગ્રભાવે દૃષ્ટિને સદા સ્થિર કરવી તે આત્મદર્શનનુ ખાસ ઉપાદાન કારણ રૂપ છે ॥૪૭॥

વિવેચન —શાસ્ત્રોના સાચા અનુભવી મહાત્માઓએ માધ્યસ્થ ભાવે ચિત્તને સ્થિર કરીને મિથ્યાત્વ કષાય માયા

મોહ, કામ, ક્રોધ, રાગ દ્વેષને મનવચન કાયાથી દુર કરીને સદા આત્મ સ્વરૂપને શાસ્ત્રવડે અનુભવ કરીને શુદ્ધાત્મસ્વરૂપમાં એકાગ્રતાપૂર્વક સ્થિરભાવે દૃષ્ટિ કરવી કહ્યુ છે કે

अस्मिन् हृदयस्थे तिष्ठति, तत्त्वतो मुनीन्द्र इति ॥
हृदयस्थिते च तस्मिन्, नियमात्सर्वार्थसिद्धिः स्यात् ॥ १ ॥

( સિદ્ધસેન દિવાકર )

અર્થ—જો પરમાત્માના ઉપદેશ કરાયેલા શાસ્ત્ર આગમોને અનુભવ પૂર્વક હૃદયમા સ્થિર કર્યા હોય તેમણે પરમાત્માને પોતાના હૃદયમાં અવશ્ય સ્થિર કરેલા છે તેમ સમજવુ અને જે પરમાત્માને સમ્યગ્ જ્ઞાન અનુભવ પૂર્વક હૃદયમાં સ્થિર કરે છે તે મહાત્મા સર્વાર્થને સિદ્ધ કરે છે એટલા માટે આત્મ સ્વરૂપમા દૃષ્ટિ રાખવી અને સમ્યગ્ આત્મતત્ત્વનુ ધ્યાન કરવુ ॥૪૭॥

નયથી પણ આત્મબોધ થાય છે તે જણાવે છે

द्रव्यार्थिकनय श्रित्वा, नित्यात्मा कथ्यते जिनै.
पर्यायार्थिकतोऽनित्य, आत्मा ज्ञेयो विचक्षणै ॥ ४८ ॥

અર્થ— દ્રવ્યાર્થિક નયનું આલબન કરીને આત્મા નિત્ય છે અને પર્યાયાર્થિકનયનુ અવલબન કરીને અનિત્ય આત્માને જાણવો એમ જ્ઞાન વિચક્ષણો કહે છે ॥ ૪૮ ॥

વિવેચન -આત્મદર્શન માટે અનેક દર્શનના પડિતો જુદીજુદી વાતો કહે છે કોઇ આત્માને નિત્ય કોઈ અનિત્ય એમ જુદી જુદી રીતે પ્રતિપાદન કરે છે જેમકે

पुरुष एवेदग्नि, सर्वं यद्भूत यच्च भाव्य उतामृतत्व स्येशानो यदन्नेनातिरोहति । यदेजति यन्नेजति यद् दूरे यद् अन्तिके यदन्तरस्य बाह्यत. इति ।

જે પૂર્વે થયેલા છે વર્તમાનમાં થાય છે ભવિષ્યમા થશે જે મરણ પામતો નથી સદા અમૃત રૂપ છે જે સર્વશક્તિરત જે અન્નથી વૃદ્ધિ પામે છે જે ચલિત છે જે દૂર છે નજદીક છે જે અતર સ્વરૂપ છે છે બાહ્યસ્વ સ્વરૂપમાં છે તે સર્વ એક પુરુષરૂપ છે પુરુષ અતિરિક્ત કાંઇ પણ વસ્તુ નથી તેથી આત્મા નિત્ય સ્વરૂપનો જાણવો આકાર બદલાતા વસ્તુ બદલાતી નથી જ જેમકે કુંડળીવાળીને સાપ પડયો હોય કે લાબો સાબેલા રૂપ થયો હોય તો પણ તેનું સર્પપણુ કાયમ જ રહે છે

વાચક મુખ્ય ઉમાસ્વાતિ તત્ત્વાર્થમાં જણાવે છે કે
उत्पादव्ययध्रौव्ययुक्त सद् ।

જેમા નવા પર્યાયો થતા હોય જુના નષ્ટ થતા હોય અને દ્રવ્યત્વ પણે ધ્રુવ હોય તે પદાર્થો ચેતન કે જડ હોય તો પણ તે સદ્ વિદ્યમાનત્વ ધર્મ વડે યુક્ત હોવાથી કથંચિત્ નિત્યાનિત્ય ધર્મવત જાણવા

કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચદ્ર પ્રભુ જણાવે છે કે

आदीपमाव्योमसमस्वभाव, स्याद्वादमुद्रानतिभेदि वस्तु,
तन्नित्यमेवैकमनित्यमन्यदिति त्वदाज्ञाद्विषतां प्रलापा ॥ १ ॥

અત્યન્ત ક્ષણિક દેખાતો દીપક અને નિત્ય અખડ

જણાતા આકાશમા સર્વદા નિત્યત્વ અને અનિત્યત્વ બન્ને પરસ્પર વિરોધ ધર્મ જણાતા છતાં સાથે અબાધિત ભાવે કાયમ જણાય છે આમ સર્વ પદાર્થો દ્રવ્યત્વરૂપે નિત્ય પર્યાયત્વ રૂપે અનિત્ય છે તેમ આત્મા પણ સદ્ દ્રવ્ય હોવાથી કથચિત્ નિત્યાનિત્ય જ છે હવે જો નિત્ય એકાંત જ હોય અને ઉત્પાદ વ્યય ન થતા હોય તો આપણે નવાનવા અનુભવો કરીએ છીએ જેમકે જન્મ પામેલા મનુષ્યો મરણ પામે છે તે વ્યય અને પૂર્વભવથી નવા બાળકો જન્મ રૂપે ઉત્પન્ન થાય છે તે ઉત્પાદ ન બને આત્મા કુટસ્થ નિત્ય अमच्युतानुत्पन्नस्थिरैकरुपो नित्यम् ।

જે ઉત્પન્ન ન થાય જે નાશ ન થાય અને સદા એક સ્વરૂપે રહે તે નિત્ય એમ હોય તો સસારમા જન્મ પામતા અને મરતા મનુષ્ય પશુપક્ષીને દેખીએ છીએ તે અનિત્યતાને સિદ્ધ કરે છે અને પૂર્વ જન્મના કરેલા પુણ્ય પાપથી યુક્ત હોવાને કારણે જન્મ પછી કાઈ પાપ પુણ્ય ન કર્યા છતા સુખ દુખને ભોગવે છે તેમજ તેના પૂર્વ ભવના શુભાશુભ સસ્કારોને લઈને માતાપિતના ગુણ સ્વભાવના વ્યવહારથી કોઈ જુદા પ્રકારનુ આચરણ કરતા થાય છે તેથી આત્મા નિત્ય સમજાય છે

આમ આત્મા નિત્ય અનિત્ય બન્ને રૂપે છે આત્માદિ પદાર્થો એકાન્ત નિત્ય હોય તો તેમા પારિણામિક ભાવ જે દેખાય છે તે તેમજ આત્માઓમા નવા નવા જન્મ મરણ બાળક યુવાન વૃદ્ધત્વને દેખાવાનો સભવ થાય છે તે સભવ ન હોવો જોઈએ

તેમજ આત્મા એકાંતે ક્ષણિક નાશવંત જ હોય તો તુર્ત જન્મ પામેલાને સ્તનપાન સ્મૃતિ વિગેરે જ્ઞાનનો સંભવ થાય છે તે ન હોવો જોઈએ કેમકે ક્ષણિકને પૂર્વના પદાર્થે કરેલા કૃત્યોને લાભ ન મળવો જોઈએ જે આત્મા જે પુણ્ય પાપ કરે તેના ફલ તે કરનારને જ ભોગવવા પડે છે માટે આત્મા એકાંત ક્ષણિક પણ નથી જ એથી કથંચિત્ નિત્યાનિત્ય આત્માદિ સર્વ પદાર્થો છે જો એમ લાગતુ હોય કે પરસ્પર વિરોધ ધર્મ એક પદાર્થમા કેવી રહી શકે તો કહ્યુ છે કે

भागे सिंहो नरो भागे योऽर्थो भागद्वयात्मक ।
समर्थमविभागेन नरसिंह प्रचक्षते ॥ ९ ॥

એક અંશમા સિંહ બીજા અંશમા મનુષ્ય એમ અંશાગમય આત્મા નૃસિંહ રૂપ કહેવાય છે તેમ આત્મા દ્રવ્ય ઉર્ધ્વતા સામાન્યત્વ રૂપે એક હોવાથી નિત્ય છે અને નવા નવા પરિણામ અને નવા નવા કાળયોગે પરિણામ રૂપ પર્યાયોની અપેક્ષાએ અનિત્ય પણ છે તેથી પરમાત્મા ભગવાન મહાવીર દેવ દ્રવ્યાર્થિક નયથી નિત્ય અને પર્યાયાર્થિક નયથી આત્મા અનિત્ય છે તેમ જણાવે છે આમ તે આત્મા સ્યાદ્નિત્યા નિત્ય હોવાથી પૂર્વકાલિન અજ્ઞાનતાને છોડીને આત્મ સ્વરૂપનો જ્ઞાતા અને સહજાનંદનો ભોક્તા થાય છે ॥૪૮॥

હવે જીવોનુ સ્વરૂપ જણાવ્યા પછી જીવોના ભેદને પૂજ્ય શ્રી ગુરુદેવ જણાવે છે

जीवाः समारिणो मुक्ता, अनन्ता भाषिता जिनैः
प्रतिशरीर भिन्नास्ते, आत्मन कृतकर्मतः ॥ ४९ ॥

**અર્થ**—પરમાત્મા વીતરાગ જીનેશ્વરાએ જીવોના બે ભેદ કહ્યા છે એક સસારીઓ અને બીજા મુક્તો તેમા સસારી જીવો દરેક પોત પોતાના કરેલા કર્મવડે સાધારણ શરીર કે પ્રત્યેકના જુદા જુદા શરીરને પામે છે ॥૪૯॥

**વિવેચન**—સામાન્ય રીતે ચતન્ય રૂપ જ્ઞાનાદિને ધારણ કરતા સર્વ જીવોનો એક જ પ્રકાર થાય છે પણ સ્વકૃત કર્મ વડે તેમાથી જે સસારમા નવા નવા ભવ કરે છે તે સસારી જીવો કહેવાય છે અને જેઓએ સર્વ સસારના કારણોનો ક્ષય કર્યો હોવાથી શરીર ઈન્દ્રિય મન અને કર્મનો સબધ ત્યાગ કરીને સર્વ દુખ અને તેના હેતુઓથી મુક્ત થયેલા હોવાથી મુક્ત, શિવ, સિદ્ધ નિર્વાણી વિગેરે નામથી ઓળખાય છે તેથી એ અપેક્ષાથી સસારી અને મુક્ત એમ અનત જીવોના બે ભેદ કહેવાયા છે તેમા જે સસારમા રહેલા છે તે પોતપોતાના કર્મ વડે ભિન્ન ભિન્ન પ્રકારના શરીર ઈન્દ્રિય બલ વેદના જ્ઞાન દર્શન શક્તિને ધરાવનારા છે તેમા જેમના શરીરો ચર્મચક્ષુથી ન દેખાય તે સૂક્ષ્મ આ સૂક્ષ્મ જીવો પૃથ્વીકાયિક અપ્કાયિક તેજસ કાયિક વાયુકાયિક અને વનસ્પતિકાયિક અસખ્યાતા વર્તે છે

સાધારણ એટલે અનત જીવોનુ સહિયારૂ એક શરીર જેમ ધર્મશાલામા આવેલા સર્વ મુસાફરોને રહેવાનુ સાધારણ ઘર હોય છે તેમ તેવા અશુભ કર્મના યોગે અનત જીવોના વાસમય એક એક શરીર રૂપ તે સાધારણ અસખ્યાત ગોળાના અસખ્યાત વિભાગોમય નિગોદના નામે

ઓળખાતુ સાધારણ વનસ્પતિઓનુ સ્થાન છે તે પ્રાય સર્વ જગત મધ્યે નિગોદથી વ્યાપ્ત છે કહેવાય છે કે જેટલા લોકમાં આકાશ પ્રદેશના વિભાગો-અ શો છે તેટલા પ્રમાણુવાળા તે નિગોદના ગોળા એક એક આકાશ પ્રદેશના આધારે રહ્યા છે તે એક ગોળામા અસખ્યાત શરીરો સાધારણુ ભાવે રહ્યાં છે તે શરીરમા અનત જીવો છે જે અકથ્ય અકલ્પ્ય દુ ખ ભોગવી રહ્યા છે તો પણુ તેમાં મુક્તતા પ્રાપ્ત કરવાની શક્તિ ગૌણુ ભાવે સદા વર્તે છે,

બીજા પ્રત્યેક સ્વતત્ર પોતે પોતાના શરીરને ધારણુ કરનારા એકેન્દ્રિય બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, પચેન્દ્રિય, દેવ, નારક, મનુષ્ય, તિર્યંચ પશુ પક્ષી જલચર વિગેરે જીવો પણુ વર્તે છે આ બધા સર્વે જીવો સ્વકૃત કર્મવડે નાની નાની જીવયોનિમા ગમનાગમન કરતા દુ ખ સુખ ભોગવતા સસારમા ભમે છે ભૂતકાલમા ભમતા હતા ભવિષ્યમાં પણુ ભમશે તેમાં એક અજ્ઞાન અને મિથ્યાત્વની કારણુતા છે જ્યારે આત્મા સ્વપર સ્વરૂપને જાણુશે ત્યારે પર સ્વરૂપનો ત્યાગ કરી આત્મ ગુણુ પ્રવૃત્તિમા પ્રય ન કરશે અને ત્યારે જ તે આત્મદર્શન પ્રાપ્ત કરશે ॥૪૯॥ તે ક્યારે મુક્તિ પામશે

अनाद्यनतका जीवा कर्माद्रुचा भ्रमन्ति वै,
यदा कर्मविमुक्तास्ते मुक्ता सिद्धा शिवालये ॥ ५० ॥

અર્થ –તે સર્વે પોત પોતાથી કરાયેલા કર્મની પર પરાથી ઘેરાયેલા અનાદિ અ નતકાલથી સ સારમા ભમે

છે, પણ જ્યારે તે સર્વ કર્મથી મુક્ત થશે ત્યારે તે સિદ્ધો શિવાલયમા વાસ કરશે

વિવેચન –જગતમા સર્વ જીવો એકેન્દ્રિયથી માંડીને પચેન્દ્રિય પર્યન્તના સ્વસ્વકૃત કર્મના શુભાશુભ ઉદયવડે અનાદિ અનતકાલથી વર્તે છે, એટલે પ્રથમ તે શુદ્ધ હતો પછી કર્મ લાગવાથી સસારી બને છે એવુ ન માનવું પણ અનાદિ અનતકાલથી જુના કર્મને ભોગવે છે અને નવા કર્મ બાધે છે એમ પરપરાથી અનાદિ અનતકાલથી જીવો સસારમા વસતા રહ્યા છે

फाले अणाइनिहणे, जोणिगहणमि भीसणे इत्थ।
भमिया भमिहिन्ति, चिर जीवा जिणवयणमलहन्ता ॥१॥

આ જીવ અનાદિ અનતકાલથી અનેક પ્રકારની ભયકર યોનિઓમા જન્મ મરણ કરતો ભ્રમતો અનેક દુખ ભોગવતો વસી રહ્યો છે વસે છે અને ભવિષ્યમા પણ વસશે જ જ્યા સુધી વીતરાગ પ્રણીત શાસ્ત્ર વચનને લાભ લશે નહિ તેની શ્રદ્ધા કરશે નહિ, ચારિત્ર અને તપ કરી કર્મ ક્ષય નહિ કરે ત્યા સુધી અવશ્ય ભ્રમશે જ પણ જ્યારે કર્મમલનો ક્ષય કરી કેવળજ્ઞાન પામી ઘાતી અઘાતી કર્મનો ક્ષય કરશે ત્યારે મુક્તિ પામશે

આત્મા સ્વય પોતાના સ્વરૂપને કે પર સ્વરૂપને પ્રાપ્ત કરવામા સમર્થ છે તે જણાવે છે

यः कर्त्ता कर्मणामात्मा, हर्ता स जीव उच्यते,
कर्त्ता हर्त्ता स्वयश्चात्मा, नान्यः कोऽपि परः प्रभुः ॥ ५१ ॥

અર્થ– જે આત્મા પોતાના કર્મનો કર્તા હોય તેજ તેનો ભોકતા કે હર્તા થાય છે તેથી તે આત્માને જીવ કહેવાય છે જ્યારે પોતાના કર્મનો કર્તા ભોકતા અને હર્તા સ્વય હોવાથી અન્ય કોઈ પણ તેને સુખ દુખ કે મુક્તિ આપવા સમર્થ નથી જ ॥૫૧॥

વિવેચન–"કરે તેવુ પામે વાવે તેવુ લણે" આ કહેવત સર્વ સામાન્ય જનતામા પ્રખ્યાત છે એટલે જીવો સ્વય શુભાશુભ ક્રિયાઓ વડે મિથ્યાત્વ અજ્ઞાન અવિરતિ કષાય અને શુભાશુભ શરીર વચન મનની પ્રવૃત્તિરૂપ યોગો વડે જે જે કર્મ શુભ વા અશુભ બાધે છે તેનો પોતે જ કર્તા છે અન્ય કોઇ તે કર્મ કરવામા ઉપાદાન રૂપ થતો નથી માટી ઘડને બનાવતી હોવાથી માટી ઉપાદાન કારણ ગણાય કુભાર ચક્ર ચિવર વિગેરે નિમિત્તો ગણાય જેવા અધ્યવસાયથી વર્તે તેવા કર્મનો તે પોતે કર્તા છે પણ કોઈ ઇશ્વર મહાદેવ અબા કે ભવાની તે કર્મના કર્તા ન જ મનાય તેમજ તે કર્મનો સ્વય પોતે જ ભોકતા–ભોગવનારો થાય છે પણ અન્ય કોઈ કર્મના ફલ આપવામા ઉપાદાન કારણ નથી થતો મહાભારત વન પર્વમા જણાવે છે કે

इश्वरप्रेरितो गच्छेत् स्वर्गंश्वभ्रमेववा, अ यो जन्तुरनीशोऽयमात्मन सुखदु खयो ॥

જીવો ઈશ્વરની પ્રેરણાવડે સ્વર્ગ વા નરકે જાય છે કારણ કે તે ઈશ્વર વિના અન્ય જીવ પોતાના સુખ દુ ખ

ભોગવવામા સમર્થ નથી આમ માનતા ઈશ્વરનુ કૃપાળુપણુ નષ્ટ થાય છે કેમકે તે કેટલાકને સુખી કરતો હોવાથી પક્ષપાતિ પણ ગણાય પરતુ ઈશ્વર સદા કરૂણાવત અને અપક્ષપાતિ હોવો જોઈએ સામાન્ય સતો પણ પોતાને ઉપાધિ કરનારા ઉપર દયા યોગ્ય હોય તો દયા અને જો તેમ ન હોય તો ઉપેક્ષા ભાવને ધરે છે પણ તેને શિક્ષા કરવા પ્રયત્ન નથી જ કરતા તો મહાન કૃપાલુ સર્વ ઉપર સમાન ભાવ રાખનારા ઇશ્વરને તેવા ખોટા આરોપ ન ચડાવવા જોઇએ શ્રી ગીતામા જણાવ્યુ છે કે —

न कर्तृत्व न कर्माणि, लोकस्य सृजति प्रभु ।
न कर्मफलसयोग, स्वभावस्तु प्रवर्तते ॥ १ ॥
नादत्ते कस्य चित्पाप, न च सुकृत विभुः ।
अज्ञानेनावृत्त ज्ञान, तेनमुह्यन्ति जन्तवः ॥ २ ॥

પરમાત્મા ઈશ્વર જગતને કે કોઇ જીવોને બનાવતા નથી કે નાશ પણ કરતા નથી જ તેમ જીવોને પુણ્ય કે પાપ પણ ઈશ્વર આપતા નથી જીવોએ કરેલ પુણ્ય પાપના ફલને પણ ઇશ્વર આપતા નથી તેવા કર્મનો સબધ પણ જીવો સાથે જોડતા નથી પણ તે તે જીવો પોતાના કરેલા પુણ્ય પાપને અનુસારે તેમનામા સ્વય સ્વભાવથી તેવા પ્રકારની બુદ્ધિ પ્રવર્તે છે કોઈ પણ જીવના પુણ્ય કે પાપને ઇશ્વર લઈ લેતા નથી પણ લોકો મહામોહથી અને અજ્ઞાનવડે સાચુ આત્મસ્વરૂપ ચૈતન્યને જાણતા ન હોવાથી દુ ખ પડે ત્યારે મુઝાઈ હાયવરાળ કરીને તેનો

દોષ ઇશ્વરના નામે ચઢાવે છે વસ્તુત પોતેજ અજ્ઞાનતાથી મોહમાયામા મુઝાયેલો જીવ વિષય ભોગની લાલચવાળો હોવાથી હિંસા ચોરી અસત્ય મૈથુન પરિગ્રહ ક્રોધ માન માયા લોભ રાગ દ્વેષ આદિ સેવતો અનેક પાપ કર્મનો પોતેજ કર્તા થાય છે અને પોતાની ઇચ્છા ન હોવા છતા પણ તે કર્મનો ઉદય કાળ પ્રાપ્ત થયે છતે પોતે જ તેના ફલને ભોગવે છે પૂર્વના શુભ કર્મ યોગે ભિક્ષાચર રાજા બની જાય તેમા કોઈ ઈશ્વર કે ઇન્દ્ર આડા આવી શકતા નથી કોઇ પ્રેમી પોતાના પ્રેમીના દુખને લઇ શકતો નથી કે કોઈ શત્રુ તેનો પુણ્યોદય હોવાથી દુખ આપી શકતો નથી જેમ મહારાણી શ્રીમતી સીતાદેવીનુ શિયળ લુટવા રાવણે અનેક પ્રચડ ઉપાયો યોજ્યા પણ તે સીતાદેવીના પુણ્યથી શિયળ અક્ષત રહ્યુ અને પાપ કર્મના ઉદયથી બલવાન હોવા છતા રાવણ લક્ષ્મણ અને રામના હાથે મરણ પામીને નરકનો અતિથિ થયો કોઇ ઇશ્વર કે દેવ તેની તે ભવિતવ્યતાને રોકી શકયો નહિ તેથી પોતાના સુખ દુખ કર્મનો નાશ પણ પોતાના પ્રયત્નથી આત્મા કરી શકે છે આત્મ સ્વરૂપ પણ પોતે જ સ્વય પ્રયત્નથી જાણી શકે છે

વળી ગીતાજીમા મહર્ષિ વ્યાસજી જણાવે છે કે –

ज्ञानेन तु यदज्ञान, येषा नाशितमात्मन ।
तेषामादित्यवज्ज्ञान प्रकाशयति तत्परम् ॥ १ ॥

જેમના અજ્ઞાન, મોહ, મિથ્યાત્વ, સમ્યગ્ જ્ઞાન વડે નાશ પામ્યા હોય તે આત્માને સૂર્યની પેઠે જ્ઞાન પરમ આત્મસ્વરૂપનુ દર્શન કરાવે છે તે માટે પરમાત્મ સ્વરૂપનુ દર્શન કરવા ઈચ્છનારા મહાનુભાવોએ વીતરાગ અરિહંતોનુ ધ્યાન રૂપસ્થ ભાવમય કરવું ॥૫૧॥

कर्मपङ्कविनिर्मुक्त, इश्वरो हस उच्यते,
जगत्कर्त्ता न स ज्ञेयो, मोहच्छाऽभावत' प्रभु' ॥ ५२ ॥

અર્થ -જે આત્મા પોતાના કર્મ મેલને નાશ કરીને પરમ મુક્ત થયા છે તે જ ઈશ્વર વસ્તુત હંસ કહેવાય છે પણ કોઈ જગત કર્તા ઈશ્વર નથી કારણ કે જગતને બનાવવું, વિનાશ કરવો, રક્ષણ કરવું તેમા મોહ ઈચ્છા રાગ દ્વેષ સભવે છે ઈશ્વરમા તેનો સર્વથા અભાવ જ છે

વિવેચન -ઈશ્વર એટલે સર્વ શક્તિમત, સામાન્યત સર્વ આત્માઓ સત્તાથી સર્વ શક્તિમત છે પૂજ્ય શ્રી જણાવે છે કે

जीवो गुणपडिवन्नो नयस्स दव्वट्ठियस्स समाइय ।

દ્રવ્યાર્થિકનયથી સર્વ ગુણવત સ્વસત્તાએ સર્વ આત્મા સમાન ધર્મવત છે તેથી સત્તાએ તે ઈશ્વર જ છે

આત્મા સર્વ કર્મ મલને અનાદિકાલથી આત્મા સાથે લાગેલ છે તેનો ત્યાગ કરીને શુદ્ધ થાય ત્યારે તે સપૂર્ણ ભાવે પ્રગટ ઈશ્વર થાય તેને જ્ઞાનિઓ હંસ તરીકે સબોધે છે જો પરમાત્મા તેવું કરતા હોય તો તેઓને મોહ

ઈચ્છા રાગ દ્વેષ ગણાય પણ તેવા દોષો તો મિથ્યા અજ્ઞાન અવિરતિ અશુભ યોગવાળાને જ સભવે પરમાત્મા તો તેવા અવગુણ દોષવાળા નથી જ કહ્યું છે કે

"आकाररहित शुद्ध, स्वस्वरुपे व्यवस्थितम् ।
सिद्धमष्टगुणापेत निर्विकारं निरञ्जन ॥ १ ॥

પરમાત્માઓ સિદ્ધ સ્વરૂપ હોવાથી આઠ કર્મમય દોષોનો ત્યાગ કરીને પરમ શુદ્ધ આઠ ગુણો ધારણ કરતા હોવાથી દેહમય આકાર રહિત, શુદ્ધ, નિજાત્મ સ્વરૂપમાં સ્થિર, વિકાર વિનાના છે તેથી જગતનુ કર્તૃત્વ ભોક્તૃત્વ નિયામકત્વ વિગેરેની ચિંતા કરવાનુ તેમને નથી હોતુ તેથી જગતનુ કર્તૃત્વ તેમનુ ન સમજવું પણ પોતાના શુદ્ધ ગુણસ્વરૂપનુ કર્તૃત્વ ભોક્તૃત્વ નિયામકત્વનો સભવ છે

તે વાતને પુષ્ટ કરવા પૂજ્ય શ્રી જણાવે છે કે

जगत्कर्तृत्ववादस्तु, परेशे नोपपद्यते,
कार्योपादानहेतुत्व, भिन्नाऽभिन्न ममोरहो. ॥ ५३ ॥

અર્થ-જગતનુ રચવાપણુ ઈશ્વર પરમેશ્વરમા છે તેવો વાદ કોઈ પણ રીતે સિદ્ધ થતો નથી કારણકે જે કાર્યો થાય તેમા કર્ત્તાનુ ઉપાદાન કે નિમિત્ત કારણ તે કર્ત્તાથી ભિન્ન કે અભિન્ન છે તે વિચારવું પડે છે

વિવેચન-નૈયાયિકો ઇશ્વરને જગતકર્ત્તા અને સહારક માને છે પરતુ તે કેવી રીતે સભવે? જો કોઈ ઇશ્વરે આ જગતને રચ્યુ હોય તો તે પહેલા જગત હતું કે

નહોતું જો પ્રથમ જગત હતું તો ઇશ્વરે નવું કેવી રીતે બનાવ્યું ? વળી તેણે પહેલા જેવું બનાવ્યું છે કે તેથી વિપરીત બનાવ્યું ? જો પહેલા ન હતું ને પછી ઈશ્વરે બનાવ્યું હોય તો જ્યારે જગત નહોતું બનાવ્યું ત્યારે ઇશ્વર શું કરતા ? કયા રહેતા હતા ? તેમનુ ભજન કીર્તન કોણ કરતું હતું ? ઇશ્વરને જગત બનાવવા માટે કોણે જણાવ્યું ? કોણે વિનંતિ કરી ? જગતમાં ઇશ્વરે જીવોને જ માત્ર બનાવ્યા કે સાથે સાથે તેમને રહેવા માટે પૃથ્વી પર્વત નદી સમુદ્ર આકાશાદિ પણ બનાવ્યા ? જો જીવોને ઇશ્વરે બનાવ્યા હોય તો ઇશ્વર પોતે જીવ છે કે અજીવ છે ? ઇશ્વર અજીવ હોય તો તેમા ઇચ્છા પ્રયત્ન વિગેરેનો સંભવ ઘટે નહિ અને જો જે ઇશ્વર જીવ હોય તો એક જીવ રૂપ છે કે અનેક જીવરૂપ છે ? એક જીવ હોય તો એક જીવ બીજા જીવોને બનાવે તેવો કોઈ પુરાવો આપશો ? અનેક જીવરૂપ ઇશ્વર હોય તો અમે જૈન સ્યાદ્વાદ માનનારા જગતને અનેક જીવમય અનાદિ માનીયે છીએ જ અને તે જીવો રૂપ ઇશ્વરો માનીએ છીએ સર્વ જીવો પોતાના શુદ્ધ સ્વરૂપે પૂર્ણ સ્વરૂપે સત્તાથી છે અહિં ગીતામા જણાવે છે કે –

अनादित्वान्निर्गुणत्वात्परमात्मा अ'यय', शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥

પરમાત્મા સ્વરૂપ આત્મા અનાદિપણાવાળો અવિનાશી સ્વભાવવાળો અને રજસ તામસ સાત્વિક પ્રકૃતિઓથી

રહિત હોવાથી નિર્ગુણ છે શરીરમા રહેલો ઇશ્વર છે તે કદાપિ કઇ કરતો નથી કે લેપાતો નથી તમો જો એક ઇશ્ર રૂપ માનતા હો તો તેમા જણાવ્યા તેવા અનાદિત્વ અવિનાશિત્વ નિર્ગુણત્વ વિગેરે ગુણો હોય તો અકર્તૃત્વ આવે કર્તૃત્વ હોય ત્યાં કર્મબધનો સભવ છે જે ક્રિયાઓ થાય તે ઇચ્છા વિનાની ન જ થાય જ્યા ઇચ્છા થાય ત્યાં કર્મબધ રહેલો છે જ તેથી ઇશ્વરમા જો ઇચ્છાદિ હોય તો ઉપર શ્લોકમાં જણાવ્યા તે ગુણો—સ્વભાવથી રહો શકે જ નહિ પણ અમારી પેઠે અનેક ઇશ્વરો એટલે સર્વ જીવોને ઇશ્વરપણુ સત્તાથી રહેલુ છે તેમ સ્વીકારો તો દ્રવ્યાર્થિક નયથી ઉપરના કહેલા સ્વભાવ ઈશ્વરમા ઘટી શકે છે અને પર્યાયાર્થિક નયથી અનાદિકાલથી નવા નવા કર્મને કરી નવીન બીજા પરપરારૂપ સસારને રચનારો ઇશ્વર પણ જીવ કહેવાય અને તેમ કરવામા આવે તો વાધો ન આવે પણ જો એક ઇશ્ર માનીએ તો તે નિત્ય કે અનિત્ય શરીરી કે અશરીરી દશ્ય કે અદશ્ય, જ્ઞાની કે અજ્ઞાની, માયામય કે અમાયી વિગેરે સ્વરૂપનો વિચાર કરવો પડે છે શ્રીમાન્ હેમચદ્રસૂરીશ્વર જણાવે છે કે:

कर्तास्ति कश्चिद् जगत , स चैक स सर्वग स्ववश स नित्य . इमा कुहेवाकविडम्बना स्युस्तेषां न येषामनु शासकस्त्वम् ॥ ६ ।

અર્થ —હે મહાવીર દેવ ! પરમાત્મા તમારા શાસનને નહિ સ્વીકારનારા એવા નૈયાયિકો અને વૈશેષિકો ઇશ્વરને

જગતના કર્તા એક સર્વ વ્યાપક સ્વતંત્ર નિત્ય છે આવી દલીલે હોથી ખોટી સિદ્ધ બના પામે છે કહે છે કે જગત કર્તા એક ઈશ્વર છે અને તે બુદ્ધિવંત હોવાથી પૃથ્વી પર્વતાદિને બનાવનારો છે, તેવું સામર્થ્ય બીજામા ન હોવાથી એક ઈશ્વર જ કર્તા છે અને જે તેનાથી થાય તે કાર્ય કહેવાય છે જેમ કુભાર માટીમાથી ઘટ કરે છે તે માટીનુ કાર્ય છે તેવી રીતે.

હવે વિચારો કે માટીમાથી ઘટ થાય છે તેમા કુભાર નિમિત્ત છે માટીમાં ઘટની સત્તા ગુપ્ત હતી તે વ્યક્ત કરી છે તેમ ઈશ્વરે પહેલા કઇ કઈ વસ્તુ મેળવીને જીવ પૃથ્વી પર્વતો નદી સમુદ્ર બનાવ્યા ? તેવુ કાઈ પણ સભવતુ નથી કુભારનુ ઘટકાર્યમાં નિમિત્તપણુ પ્રત્યક્ષ ચક્ષુગોચર થાય છે તેમ ઈશ્વરનુ જગતકર્તૃત્વનુ સામ્યત્વ કેવી રીતે સભવે ? અનુમાનથી પણ કાર્ય કારણનો સબધ પ્રત્યક્ષ કુભારની પેઠે ઇશ્વરમાં કોઈએ જોયો હોય તો તે માન્ય કરાય પણ તેવો સબધ કદાચિત્ અધશ્રદ્ધા વડે માનીએ તો પણ એક ઈશ્વરની હૈયાતી કેવી રીતે સભવે ? દરેક કાર્યોમા વિચિત્રતા જોવાય છે એક ઈશ્વરે જીવોને બના યા હોય તો તે સર્વ સમાન સ્વભાવના, સરખી રીતે દેવ ગુરૂ ધર્મ કરનારા, પરસ્પર પ્રેમ આનદ સુખ ભોગવનારા બધા જીવો હોવા જોઈએ પણ જગતની વિચિત્રતા એક ઈશ્વરની કૃતિ હોવાનુ અસ્વીકાર કરાવે છે તેમ જ ઈશ્વર શરીરધારી છે કે અશરીરી છે તે પણ કોઈથી નિશ્ચય કરાતો નથી કોઇ વિષ્ણુને કર્તા

કહે છે કોઈ બ્રહ્માને, કોઈ અ બાને, તો કોઈ મહેશ્વરને કર્તા જણાવે છે અને તે તે નામ જુદા હોવા છતાં એકજ વ્યક્તિ રૂપે હોય તો ત્રણ દેવોના કાર્યો સ્વભાવ જુદા જુદા શા એએ વર્ણવ્યા છે તેથી એક ઈશ્વરવાદ પણ ઉડી જાય છે ઈશ્વરને જો સર્વ જગત વ્યાપક માનીએ તો આકાશ જેમ વ્યાપક હોવા છતા તે કાઈ જગત બનાવવામા સબધ કે નિમિત્ત બનતુ જોવાતુ નથી તેમ ઈશ્વર પણ વ્યાપક હોવા માત્રથી જગતનો કર્તા બની શકતો નથી ઈશ્વર અમૂર્ત- શરીર ન હોવાથી મૂર્ત કાર્યો તેનાથી કેવી રીતે બને ? અમૂર્ત આકાશ જેમ રૂપી-મૂર્ત કાર્ય કરતુ નથી તેમ ઇશ્વર અમૂર્ત હોવાથી મૂર્ત કાર્ય પૃથ્વી પર્વત વિગેરે પણ બનાવી શકે નહિ ઈશ્વર સ્વતત્ર છે એમ કહેવાય છે તો જગત બનાવવામા કયો હેતુ તેમને જણાયો ? જગત બનાવ્યા પછી પાલન કરવું તેઓને ખવડાવવુ ભક્તિ કરાવવી દુષ્ટો દડ દેવા વિગેરે ઉપાધિ શા માટે વિના કારણે વહોરે છે તેનો ખુલાસો કરવો જોઈએ

कार्यकारणकर्तृत्वे, हेतुः प्रकृतिरुच्यते। पुरुषः सुख-दुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ १ ॥

જગતમાં જીવો સબંધી જે કાર્યો થાય છે તેમાં કારણ કે કર્તાપણુ એક માત્ર પ્રકૃતિ જ છે અને તે પ્રકૃતિની સાથે સબધિત થયેલો પુરુષ-આત્મા સુખ દુઃખ ભોગવે છે પણ ઈશ્વરનુ તેમાં કારણ કે કાર્યકર્તૃત્વપણુ નથી જ ॥૫૩॥

તે વાતને સિદ્ધ કરતા પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે-

उपादानान्न भिन्नहि, कार्यं जगति दृश्यते,
उपादानादभिन्न तत्, प्रभुरुप जगत् सदा ॥ ५४ ॥

અર્થ-જે જે કાર્યોમા જે ઉપાદાન કારણ હોય તે કાર્યથી અભિન્ન જ હોય છે અને જો પ્રભુ જગત્ કાર્યમા ઉપાદાન હોય તો પ્રભુથી જગત સદા અભિન્ન જ હોય ॥૫૪॥

વિવેચન-જગતમા જે જે કાર્યો થાય છે તેમા બે પ્રકારના કારણો અનુભવાય છે તેમાં એક આવશ્યક કારણ ઉપાદાન કારણ કહેવાય છે જેના અભાવમા કાર્યનો જ અભાવ હોય તે ઉપાદાન કારણ જાણવા ઘટમા માટી-પિંડ તાસક વિગેરે પરપરાથી જે કાર્યો થાય છે તે માટીથી માંડીને સર્વ ઘટ પૂર્વના કાર્યો ઘટના ઉપાદાન કારણ જાણવા અને કુભાર ચક્રચિવર વિગેરે નિમિત્ત કારણો જાણવા જે કારણો કાર્ય બનવામા સહકાર આપતા હોય તેઓને નિમિત્ત કારણ કહેવાય છે

હવે જ્યારે પ્રભુ વ્યાપક હોવા સાથે જગત્ જતુના ઉપાદાન કારણ થતા હોવાથી જગતથી અભિન્ન સિદ્ધ થયા એટલે જગત અને પ્રભુ ઉપાદેય ઉપાદાન રૂપે અભેદ એક મનાયા એમ એકાત અભેદ માનતા કયા વાધા આવે છે તે વિચારશો ! જો એમ હોય તો પ્રભુના ઉપાદેય રૂપ કાર્યો જીવ રૂપે હોય તો સર્વ જીવો સદા પ્રભુ સમાન અવસ્થાએ પરમાનદ ભોગવનારા અજર અમર જન્મ મરણ વિનાના

જ હોવા જોઈએ કારણ કે જે પ્રભુની જગત કર્તૃત્વ શકિત છે તે તેમના ઉપાદેય કાર્ય રૂપ જીવોમા પણ આવવી જોઈએ પણ જીવો જન્મ મરણ કરતા, સુખ દુખ ભોગવતા, ઇષ્ટ પ્રાપ્તિમા આનદ અનિષ્ટ પ્રાપ્તિમા શોક કરનારા અનુભવાય છે માટે પ્રભુને તેનુ ઉપાદાન કારણ કેવી રીતે માનવુ ? કહ્યુ છે કે

जातस्य हि ध्रुवो मृत्यु, ध्रुव जन्म मृतस्य च ॥

જેઓને જન્મ લેવો પડે છે તેને અવશ્ય મરવુ પડે છે અને જે મરણ પામે છે તેને જન્મવું પણ પડે છે એટલે પ્રભુનુ સ્વરૂપ એકાન ન જ મનાય પણ સર્વ આત્મા ઓ પોતાના શરીરમા વ્યાપક ભાવે પોતાના ગુણ ધર્મ કર્મમાં ઉપાદાન કારણ થતા હોવાથી તે પોતાના પ્રભુ છે અન્ય જીવો ઉપર અન્ય કોઈની પ્રભુતા નથી જ જીવો સ્વત કર્મનો ક્ષય કરીને સ્વય સિદ્ધ બુદ્ધ પરમેશ્વર થાયછે પણ એક વ્યકિત સદા જીવો ઉપર સત્તા ચલાવનાર હોય બનાવનાર હોય શિક્ષા કે સુખ આપનાર હોય તેવુ કોઇથી પ્રત્યક્ષકે અનુમાન પ્રમાણથી અનુભવાયુ નથી જ ॥૫૪॥

હવે જો પ્રભુને જગત ઉપજાવવામા નિમિત્ત કારણ કહિયે તો તે પણ યોગ્ય નથી જ

अणूनां स्कधरूप यत्, कार्यं चेत् प्रभुणा कृतम्,
तादृग् जडस्वभावेन, नव्य किं प्रभुणा कृतम्  ॥ ५५ ॥

અર્થ-જે જગતમાં અણુ-પરમાણુઓ હતા તેનુ

તે વાતને સિદ્ધ કરતા પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે--

उपादानान्न भिन्नहि, कार्यं जगति दृश्यते,
उपादानादभिन्न तत्, प्रभुरुप जगत् सदा ॥ ५४ ॥

અર્થ–જે જે કાર્યોમા જે ઉપાદાન કારણ હોય તે કાર્યથી અભિન્ન જ હોય છે અને જો પ્રભુ જગત્ કાર્યમા ઉપાદાન હોય તો પ્રભુથી જગત્ સદા અભિન્ન જ હોય ॥૫૪॥

વિવેચન–જગતમાં જે જે કાર્યો થાય છે તેમા બે પ્રકારના કારણો અનુભવાય છે તેમા એક આવશ્યક કારણ ઉપાદાન કારણ કહેવાય છે જેના અભાવમા કાર્યનો જ અભાવ હોય તે ઉપાદાન કારણ જાણવા ઘટમા માટી-પિંડ તાસક વિગેરે પરપરાથી જે કાર્યો થાય છે તે માટીથી માંડીને સર્વ ઘટ પૂર્વના કાર્યો ઘટના ઉપાદાન કારણ જાણવા અને કુભાર ચક્રચિવર વિગેરે નિમિત્ત કારણો જાણવા જે કારણો કાર્ય બનવામા સહકાર આપતા હોય તેઓને નિમિત્ત કારણ કહેવાય છે

હવે જ્યારે પ્રભુ વ્યાપક હોવા સાથે જગત્ જતુના ઉપાદાન કારણ થતા હોવાથી જગતથી અભિન્ન સિદ્ધ થયા એટલે જગત અને પ્રભુ ઉપાદેય ઉપાદાન રૂપે અભે૦ એક મનાયા એમ એકાંત અભેદ માનતા કયા વાધા આવે છે તે વિચારશો ! જો એમ હોય તો પ્રભુના ઉપાદેય રૂપ કાર્યો જીવ રૂપે હોય તો સવ જીવો સદા પ્રભુ સમાન અવસ્થાએ પરમાનદ ભોગવનારા અજર અમર જન્મ મરણ વિનાના

જ હોવા જોઈએ કારણ કે જે પ્રભુની જગત કર્તૃત્વ શકિત છે તે તેમના ઉપાદેય કાર્ય રૂપ જીવોમાં પણ આવવી જાઈએ પણ જીવો જન્મ મરણ કરતા, સુખ દુખ ભોગવતા, ઈષ્ટ પ્રાપ્તિમાં આનદ અનિષ્ટ પ્રાપ્તિમા શોક કરનારા અનુભવાય છે માટે પ્રભુને તેનુ ઉપાદાન કારણ કેવી રીતે માનવુ ? કહ્યુ છે કે

जातस्य हि ध्रुवो मृत्यु, ध्रुव जन्म मृतस्य च ॥

જેઓને જન્મ લેવો પડે છે તેને અવશ્ય મરણુ પડે છે અને જે મરણ પામે છે તેને જન્મવું પણ પડે છે એટલે પ્રભુનુ સ્વરૂપ એકાન ન જ મનાય પણ સર્વ આત્મા ઓ પોતાના શરીરમા વ્યાપક ભાવે પોતાના ગુણ ધર્મ કર્મમાં ઉપાદાન કારણ થતા હોવાથી તે પોતાના પ્રભુ છે અન્ય જીવો ઉપર અન્ય કોઈની પ્રભુતા નથીજ જીવો સ્વત કર્મનો ક્ષય કરીને સ્વય સિદ્ધ શુદ્ધ પરમેશ્વર થાયછે પણ એક વ્યકિત સદા જીવો ઉપર સત્તા ચલાવનાર હોય બનાવનાર હોય શિક્ષા કે સુખ આપનાર હોય તેવુ કોઈપણ પ્રત્યક્ષકે અનુમાન પ્રમાણુથી અનુભવાયુ નથી જ ॥૫૪॥

હવે જો પ્રભુને જગત ઉપજાવવામા નિમિત્ત કારણુ કહિયે તો તે પણ યોગ્ય નથી જ

अणूनां स्कंधरूप यत्, कार्यं चेत् प्रभुणा कृतम्,
तादृग् जडस्वभावेन, न' य किं प्रभुणा कृतम् ॥ ५५ ॥

અર્થ—જે જગતમાં અણુ-પરમાણુઓ હતા તેનુ

સ્કંધ રૂપ કાર્ય પ્રભુવડે થયુ તેમાં જડ સ્વભાવને ધારણ કરીને નવા સ્કન્ધ બનાવ્યા કે પૂર્વે હતા તે જો પૂર્વે હતા તે તો પરમાત્માએ નવુ શુ કર્યું ? કે જેથી જગતના કર્તા કહેવાય ? ॥ ૫૫ ॥

**વિવેચન** —પરમાત્માએ જે અણુઓ પરમાણુઓ સ્વતત્ર હતા તેને ભેગા કરીને પૃથ્વી પર્વત નદી સમુદ્ર માનવ પશુ પક્ષી રૂપે બનાવ્યા તેથી એમ થયુ કે પહેલા જીવો કે કાઈ ન હોવુ જોઈએ તોજ પ્રભુ તેના કર્તા ગણાય પણ પહેલા ન હતુ તેવુ કાંઈ નથી સદા જગત પૂર્વ સ્વરૂપનો વિનાશ નવા સ્વરૂપે ઉત્પાદ અને દ્રવ્યત્વ રૂપે કાયમ વર્તે છે જગત-જડ ચેતનમય સર્વ વસ્તુનો સદા આવો સ્વભાવ વર્તે છે તેમા ઈશ્વિરનુ કાઇ કરવા પણ જણાતુ નથી, વળી જો ઈશ્વર જગતને બનાવતો હોય તો જડ સ્વભાવ ધારણ કરીને બનાવે છે કે ચેતન સ્વભાવ ધારણ કરીને બનાવે છે ? તે પણ વિચારવુ પડે તેમ છે કારણકે જે પદાર્થોમા જેની પ્રવૃત્તિ થાય તેને તેવા સ્વરૂપ મય બનીને બનાવવુ પડે છે, માટી ઘટાકારે થઈને ઘટ બનાવે છે એટલે પરમાત્માએ જડ દ્રવ્યનો સ્વભાવ ધરીને પાચ ભૂતમય જગતની રચના કરી એમ જો આપ કહોતો તે જડ પાર્થ જગતનુ ઉપાદાન કારણ ગણાય અને જો નિમિત્ત કારણ કહેતા હો તો પૂર્વે પ્રભુએ કઈ વસ્તુ ઉપજાવી ? જો તે પહેલા ન હતી તો પ્રભુએ તેવા રૂપે બનીને ઉપજાવી તેવુ માનવુ પડેજ એટલે ઉપાદાનતા સિદ્ધ થાય કુભાર ઘટ

બનાવતા જે માટી વિગેરેને ગ્રહણ કરે છે તે પૂર્વે હતી તેનો આકાર તેણે બનાવ્યો તેથી કુંભાર નિમિત્ત કારણ થયો પણ જો વસ્તુ નજ હોય તેને નવી ઉપજાવવી પડે. પ્રભુમાં તે શકિતનો સ્વીકાર કરીને તેવા રૂપે આકાર લે તો ઉપાદાન ગણાય છે એટલે ઇશ્વર જડ બન્યા તેવુ તમારે અને આપણે માનવુ તે અનિષ્ટ જ છે જો પૂર્વે સર્વે પરમાણુ સ્કંધ આદિરૂપે હતાજ તો પછી ઇશ્વરે નવુ શુ કર્યું

अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम् । विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १ ॥

આ જગતમા જ જે પ્રાણીગણો વર્તે છે તે ચેતનરૂપે સદા અવિનાશી જ છે તેને નવા કરવા કે વિનાશ કરવાનુ સામર્થ્ય કોઇમા નથી, માટે ઇશ્વરે જડ કે ચેતનમય જગત બનાવ્યુ તેવુ કાઇ સિદ્ધ થતુ નથી એટલે જગત બનાવવામા ઉપાદાન કારણ કે નિમિત્ત કારણ પણ પ્રભુ થતા નથી ॥૫૫॥

જગતની ઉત્પત્તિ, વિનાશમાં કોણ ઉપાદાન કે નિમિત્ત છે તે પૂછ્યો જણાવે છે,

सक्रियत्वमणुस्कंधे, स्वभावोऽनादितो मत
पुण्यपापाद् वपु सृष्ट, चेतनेन महीतले ॥ ५६ ॥

અર્થ—સક્રિયત્વ સ્વભાવ અણુઓ અને તેના બનેલા સ્કંધોમા નિત્ય વર્તે છે જ તેથી જગતમા જીવો

પુણ્ય પાપના ઉદયવડે પોતાને યોગ્ય પોતાનુ શરીર આદિ બનાવે છે ॥૫૬॥

**વિવેચન**—જગતમા જે જડ પદાર્થો વર્તે છે તે સર્વ ક્રિયા કરવાના સ્વભાવવાલા જ છે અણુઓ સ્વભાવથી ભેગા થતા સ્કધો બને છે અને ચેતન પુણ્ય પાપ આદિ પોતાના શુભાશુભ અધ્યવસાય વડે નવા નવા જન્મ મરણ રૂપ ભવોને પ્રાપ્ત કરે છે તેમજ પુદ્ગલ પરમાણુઓ પણ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ માનસ વિગેરે રૂપે પરિણામ પામી જે જે જીવો શુભાશુભ અધ્યવસાયમા પ્રવૃત્ત થાય તે આત્મા જ ઉપાદાન કારણ થાય છે પણ પુદ્ગલના પરિણામમાં નિમિત્ત કારણ છે શરીર મન ઈન્દ્રિય વિગેરેના પરિણામ પામવામા પુદ્ગલો ઉપાદાન કારણ અને આત્મા નિમિત્ત કારણ છે તે સર્વ પરમાણુઓ રૂપ, રસ, ગધ, શબ્દ, સ્પર્શ આદિના પરિણામ પામવાની ક્રિયા કરતા હોવાથી સદા સક્રિયજ છે " क्रियावत्त्व द्रव्यस्य " ક્રિયા કરવી તે દ્રવ્યનુ લક્ષણ છે નિર્યુક્તિ પૂર્વક અર્થ કરતાં પણ એજ અર્થ સાર્થક થાય છે द्रवति નિરતર નવા નવા પરિણામને ધરવુ તે સ્વભાવ જેનો હોય તે દ્રવ્ય કહેવાય છે

तथा च सर्वेषां द्रव्याणा पारिणमिकत्व पूर्व पर्यायव्ययः नविन पर्यायोत्पादः, एवमप्युत्पादव्ययो द्रव्येन ध्रुवत्व "

દ્રવ્યોમા જે જે ધર્મો રહ્યા છે તે સર્વે પારિણામિક ભાવે હોવાથી પુર્વ કાલના પર્યાયનો નાશ અને ઉત્તર

કાલના પર્યાયની ઉત્પત્તિ હોવાથી દ્રવ્યાત્મ રૂપે નિત્ય ધ્રુવ રહે છે તેથી પુદ્ગલો સદા સક્રિય જ છે

દ્રવ્યોમા જે જે ધર્મો રહ્યા છે, તે સર્વે પારિણામિક ભાવે હોવાથી પૂર્વ કાલના પર્યાયનો નાશ અને ઉત્તરકાલના પર્યાયની ઉત્પત્તિ હોવાથી દ્રવ્યાત્મ રૂપે નિત્ય-ધ્રુવ રહે છે તેથી પુદ્ગલો સદા સક્રિય જ છે, જીવ શુભાશુભ પરિણામ ફલ ભોગવવાને નિમિત્તે તે જીવ તેવા પ્રકારનુ શરીર ધારણ કરીને શુભાશુભ કર્મને ભોગવે છે તેથી તે કર્મનો શરીરનો પોતે જીવ-આત્મા કર્તા છે અન્ય માત પિતા તેમાં ઉપાદાન નથી માત્ર નિમિત્ત જ વ્યવહારની અપેક્ષાએ થાય છે વ્યવહાર માટે જણાવે છે કે—

"अत्तकडा कम्मा बधन्ति नो पर कडा अप्पात्तगाहा"

ભગવતીસૂત્રમા જણાવે છે કે આત્મા પોતાના જ કરેલા કર્મોથી બધાય છે પણ પરના કરેલા કર્મથી બધાતો નથી, તેમજ કહ્યુ છે अप्पा करेई कम्माइ अप्पा वेयेइ पत्तसो" આત્મા પોતાની અજ્ઞાનતાથી મોહમાં ઘેરાયેલો શુભ અને અશુભ કર્મ કરે છે પણ કરેલા કર્મનો ઉદય આવે છતે કર્મને વશ થયો છતા દુખપૂર્વક ભોગવે છે બીજા તેમાંથી તેને મુક્ત કરી શકતા નથી ॥૫૬॥

ईश्वरेच्छानिमित्त चेत्, नाय पत्र सर्वा मत,
इच्छायाश्च सत्कर्मत्वात्, परशे सा क्थ घटत्. ॥ ५७ ॥

અર્થ —જગતની ઉત્પત્તિમા જો તમો ઈશ્વરની ઈચ્છાને કારણ કે તેમ કહેશો તો તે વાત સત-વિદ્વાનોને માન્ય થય તેમ નથી જ કારણ કે ઈચ્છા પણ કર્મનો વિભાગ છે તે પરમાત્માને કેવી રીતે હોય? તે જણાવશો ॥૫૭॥

વિવેચન—જગતના ચેતન અચેતન પદાર્થોની ઉત્પત્તિમા જો ઈશ્વરનેજ કારણ કહેતા હો તો તે પણ યોગ્ય નથી ઇશ્વર નિત્ય મુકત છે તેમાં બુદ્ધિ-જ્ઞાન ઈચ્છા પ્રયત્ન સખ્યા પરિણામ પૃથક્ત્વ સયોગ તે રૂપ આઠ ગુણો વર્તે છે, તેમા ઇચ્છા નિત્ય હોય તો નિરતર જગત બનાવવુ જોઈએ અને ઇચ્છા ક્ષણિક હોયતો ઈશ્વરત્વનુ પણ ક્ષણિકત્વ આવે કારણકે ગુણો સાથે ગુણીનો તાદાત્મ્ય ભાવ સ્વરૂપ સબધ હોય છે તેની હાનીથી ગુણીની પણ હાની થાય જ એટલે ઇશ્વરનુ અનિત્યત્વ તમારી ઈચ્છા ન હોવા છતા માનવુ પડશે જ

બીજુ ઈચ્છા આઠ કર્મમા મોહનીય કર્મની એક ગૌણ પ્રકૃતિ છે ઈશ્વરમા જો મોહ હોય તો તે સાથે અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ વિગેરે અનિષ્ટ દોષો પણ હોય તેથી ભૂત પિશાચ વિગેરેની પેઠે પોતાના આનદ માટે જીવોને પીડવા વરદાન આપવા અનેક ચમત્કાર બતાવવાની રમત કરે પણ ઈશ્વર તેવા અવગુણ રૂપ તામસ રાજસ કે સાત્વિક પ્રકૃતિઓથી મુકત હોવા જોઈએ સૃષ્ટિ સહાર કરતા હોય તો તે પ્રકૃતિઓવત બને અને તેથી ઇશ્વરમા

નિત્યત્વ જ્ઞાનવતત્વ વિગેરે ગુણો ઘટી શકે નહિ અને ઈશ્વર એક સાધારણ પ્રાણી બની જાય માટે ઈશ્વરને જગત કર્તૃત્વ ન માનવુ તે ઈષ્ટ લાગે છે

શ્રીમાન આનદઘનજી મહારાજ ઋષભદેવના સ્તવનમા જણાવે છે કે–

કોઈ કહે લીલા રે અલખ લખતણી રે, લખ પુરે મન આશ,
દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ

પ્રભુ શ્રી આનદઘન યોગીશ્વર જણાવે છે કે કેટલાક લોકો એમ કહે છે કે ભગવાન જગત કર્તાની અલક્ષ લીલા છે તેને લક્ષ કરનારા એવા યોગી મહાત્માઓની લાખો ગમે ભગવાન આશા પુરણ કરે છે પણ ભગવાન–ઇશ્વર સર્વ જગતમા સમત્વ ધરનારા હોય, તેને મારા તારાનો ભક્ત અભક્તનો ભેદ ન હોય, એવા પરમાત્મા કોઇની મન માનતી ઈચ્છા પૂર્ણ કરવામા ઉપાદાન કારણ નથી જ બનતા કારણ કે જે નિર્ગુણ નિષ્કલક અવિનાશી પર માત્મા છે તેને તેવા પ્રકારની રમત લીલા કરવી યોગ્ય નથી જ હોતી જે જે લીલા કરાય તે બધી મોહ માયામા મુઝાયેલા પામર જીવોને હોય છે કારણ કે તે લીલા સદેવ રાગદ્વેષ રૂપ મોહમાયાના ચાળા છે તે પર માત્માને ન જ હોય ॥૫૭॥

रागद्वेषविमुक्तत्वात्, कर्तृत्व नैव चिद्घने,
जगत्कर्तृत्ववादस्तु सम्यगूनैव हितावहः ॥ ५८ ॥

અર્થ –ચિદ્દ્ઘન પરમાત્મા તો રાગ દ્વેષથી અત્યત રહિત છે તેથી તેમા કર્તૃત્વ ઘટી શકતુ નથી જગત કર્તૃત્વવાદ આ રીતે હિતાવહ નથી ॥૫૮॥

વિવેચન –જે પરમાત્મા છે તે રાગ, દ્વેષ, મોહ, કામ, ઈચ્છા, પરિગ્રહ, માયા મૃષાવાદ હિંસા, ચૌર્ય, અજ્ઞાન, વિગેરે સર્વ દોષોથી સર્વથા રહિત જ છે કહ્યુ છે કે

नान्तरायो न मिथ्यात्व, हास्यरत्यती च न,
नमीर्यस्या जुगुप्सा नो, परमात्मा स मे गति' ॥ १ ॥
न शोको यस्य नो कामो, नाज्ञानाविरतिस्तथा,
नोऽवकाशश्च निद्राया', परमात्मा स मे गति' २
रागद्वेषौ हतौ येन, जगत्त्रयभयकरौ
स त्राण परमात्मा मे स्वप्ने जागरेऽपि वा ॥ ३ ॥

જેમને અતરાય, મિથ્યાત્વ, હાસ્ય, રતિ, અરતિ ભય, જુગુપ્સા શોક, કામ, ક્રોધ, અજ્ઞાન, અવિરતિ વિગેરે સર્વ દોષો નિર્મૂલ નાશ પામ્યા છે, તેમજ નિદ્રા અને નિદ્રાનો પણ તેમનામા અવકાશ નથી તેવા પરમ શુદ્ધ પરમાત્માનુ મારા હૃદયમા સદા સ્મરણ હો તેમણે જે ગતિ પ્રાપ્ત કરી છે તેવી મને મળો વસ્તુત રાગ દ્વેષ રૂપ મહા મોહના સુભટો સર્વ જગતમા ભયકર ત્રાસ વર્તાવનારા છે તેને જેઓએ હણ્યા છે તેવા પરમાત્મા સ્વપ્ન

અવસ્થામા કે જાગ્રત્ દશામા કે નિદ્રામાં પણ મારા હૃદયમાં સદા વસો મારા આત્મનુ રક્ષણ કરો એટલે હું સદા પર માત્માને સ્મરણ કરનારો રહુ તો ઉપરના જણાવેલા અ તરાય મય દોષોથી સદા બચીને પરમાત્મ સ્વરૂપનો ભોક્તા થઉ એવી ભાવના સાચા ભકતો કરે છે

આથી એમ જણાવવાનુ કે સદ્-ચિદ્-જ્ઞાન દર્શન ચારિત્ર, આનંદમય એવા પરમાત્મામા રાગ દ્વેષ ન હોવાથી જગતનુ કર્તૃત્વ રક્ષણત્વ ભોકૃત્વ વિનાશકત્વ સિદ્ધ થતું નથી તેથી જગતના કર્તાપણાવાળો વાદ જો સાચી રીતે વિચારીએ તો અનેક દોષવાળો હોવાથી જગતજંતુનો હિતકારક થતો ન હોવાથી તેનો ત્યાગ કરવો તેજ યોગ્ય છે ॥૫૮॥

આ વાદને પરમાર્થદૃષ્ટિએ વિચારવામા કોઈક અપેક્ષાએ અમે સમ્મત થઈએ છીએ

जगत्कर्तृत्ववादोऽपि, सम्मतो हि व्यपेक्षया;
यावद्धि कर्मकर्तृत्वं जीवस्य हि प्रकीर्तितं ॥ ५९ ॥

અર્થ —અમે જૈનો પણ કોઈક અપેક્ષાને ગ્રહણ કરીને જગતનુ કરવા પણુ છે તે સ્વીકારીએ છીએ, જ્યા સુધી જીવો કર્મના કર્તા ભોક્તા છે ત્યાં સુધી તે જીવ સમૂહને તે અપેક્ષાએ જગતનુ કર્તૃત્વ છે એમ જણાવીએ છીએ ॥ ૫૯ ॥

વિવેચન – જગતનુ કર્તૃત્વ એક વ્યક્તિરૂપ

ઈશ્વરમાં સિદ્ધ થતું નથી તેમ અજ્ઞાન્યુ પણ અનંત જીવો જગતમાં વર્તે છે તેઓ સદા અજ્ઞાન, મોહમાયા, મિથ્યાત્વ અવિરતિ, શુભ અશુભ યોગ વડે નવા નવા કર્મના દલોને ગ્રહણ કરીને તે કર્મને તેવા પ્રકારના શુભાશુભ વિપાકના ઉદયને ભોગવવા માટે તેવા પ્રકારના શરીર ઈન્દ્રિયો મન ગતિ જાતિમાં જઈને ઉપજે છે જન્મ મરણ કરે છે સુખ દુઃખ ભોગવે છે આ સંસારની તે ક્રિયામા તે જીવોનુ કર્તૃત્વ અવશ્ય માનવુ પડે છે, કારણ કે અન્યના કરેલા કર્મો પોતાથી ભોગવાતા નથી પોતાના કર્મોને પોતે જ ભોગવે છે તેથી પોતાના કર્મકર્તૃત્વ ભાવમાં ઉપાદાન કારણ છે બીજા સાથે જે જે સબંધ વડે અનુકુળ પ્રતિકુળ ભાવે જોડાવાનુ થાય પોતાના નિમિત્તે અન્યને સુખ દુઃખ થાય તેમા પોતે નિમિત્ત કારણ થાય છે એક ધીને આપણે દ્રવ્ય રૂપે વિચારીએ તેમા ત્રણ દુધ, દહી અને છાશ થાય ત્યા લગીની જે ક્રિયાઓ થાય છે તે ત્રણ દુધ દહી છાશ ઉપાદાન કારણ છે અને ગાય, ભેંસ, ગોરી, વલોણુ કરનાર સ્ત્રીયો વિગેરે જે જે સાધનો તે નિમિત્ત માત્ર જ છે, એક આત્મા પરમાત્મા બને છે તેમાં તે જીવે જ્ઞાન પ્રાપ્તિ માટે ગુરૂની ઉપાસના કરી, અભ્યાસ કર્યો, અનેકોનો સહકાર સાધ્યો, યોગ તપ સંયમ ક્રિયા કરી, ધ્યાનમા સ્થિરતા મેળવી, પરમાત્મ સ્વરૂપનો અનુભવ અને આત્મ સ્વરૂપને ઓળખી કર્મ મેલને દૂર કરી પરમ સ્વરૂપમય પરમાત્મા થાય તેમાં પોતાની જે જે શુભ પારણુતિઓ તે ઉપાદાન કારણ અને તેમા બીજી સહાયકારક

થાય તે નિમિત્ત કારણુ સમજવા આમ સસારના ઉત્પાદમાં જીવ પોતે ઉપાદાન કારણુ થાય છે અને શુભાશુભ જે સયોગ મળે તે નિમિત્ત કારણુ થાય છે શ્રીમાન્ હેમચદ્ર પ્રભુ જણાવે છે કે—

श्रोत्रिय श्वपचः स्वामी पत्तिर्ब्रह्मा कृमिश्चस.
समारनाटये नटवत् स मार

જીવ સસાર નાટકમાં નટની પેઠે કોઈવાર શ્રોત્રિય બ્રાહ્મણુ, કોઈવાર ચડાલ, કોઈવાર સ્વામી, કોઈવાર સેવક અને કૃમિ બને છે આ બધુ કર્મસમ્બન્ધને લઈને થાય છે અર્થાત્ આ જીવ કઇ યોનિમા દાખલ થયો નથી અને કઇ યોનિ છોડી નથી અર્થાત્ બધીયે નિકાયમાં તેણે અનેક જન્મ મરણુ કર્યા છે સમસ્ત લોકાકાશમા વાળાગ્ર પ્રદેશ નથી કે જેને તે સ્પર્શિત ન થયો હોય

તેથી સર્વજીવો પોતાના કર્મ કરવામા અને તેને અનુસારે શુભાશુભ યોનિરૂપ સસારમા પોતેજ ઉપાદાન ભાવે કર્તા છે આમ સસારી જીવોને આ સસારના ઉપાદાન ભાવે કર્તા માનીએ તો તે યથાર્થ પણે ઘટે જ છે અને તે અપેક્ષાએ જીવનુ પોતાનુ જગત્કર્તૃત્વ અને નિયામકત્વ પણુ ઘટે છે ॥૫૯॥

ઉપર જીવનુ કર્તૃત્વ બતાવી પોતાનુ ઇષ્ટ અનિષ્ટ કરવામા પોતેજ ઉપાદાન છે તે જણાવ્યુ હવે જીવને કઈ ઈષ્ટ વસ્તુ છે તે જણાવે છે

आत्मनानाग्निना कर्म, प्रपश्च दह्यते ध्रुवम्,
आत्मज्ञान सदाऽऽराध्य, त्यक्त्वोपाधि निमारकम्. ॥ ६० ॥

અર્થ—આત્મ સ્વરૂપનુ જ્ઞાન જ્યારે પ્રગટ થાય છે ત્યારે તે આત્મજ્ઞાન રૂપ અગ્નિવડે નિશ્ચયથી સર્વ કર્મ પ્રપચ બળીને ભસ્મીભૂત થાય છે આથી વિભાવમય સર્વ ઉપાધિને છોડીને હમેશા આત્મજ્ઞાનની આરાધના કરવી

વિવેચન—જીવો અનાદિકાળથી અજ્ઞાન, મિથ્યાત્વ અવિરતિ અને અશુભયોગની પ્રવૃત્તિવડે નિરતર નવા નવા કર્મ બાધે છે અને જુનાકર્મના પરિપાકથી દુ ખ ભોગવે છે આમ કર્મનો પ્રવાહ ભરનિકરનો અનાદિનો છે

એક વખત બુદ્ધ વિહાર કરતા હતા ત્યારે તેમના પગમા શૂળ ભોકાઇ ત્યારે શિષ્યે કહ્યુ 'ભગવત આપના પગમા આ શૂળ શાથી ભોકાઈ ? ત્યારે તે બોલ્યા

इतो एकनवते कल्पे शक्त्या मे पुरुषो हतो
तस्य कर्मविपाकेन पादे विद्धोऽस्मि भिक्षवः

આજથી એકાણુમા ભવમા મે શક્તિ નામના શરીરથી પુરૂષને હણ્યો હતો ને કર્મના બાકી રહેલા વિપાકથી હુ પગમા હે ભિક્ષુઓ વિધાયો છુ

કર્મનો ભરનિકાર પ્રવાહ અનાદિનો છે આ પ્રવાહને સદતર અટકાવવા કર્મના મૂળનો નાશ કરવો જોઈએ જે આત્મા કર્મનો બધ કરવામા સમર્થ છે તે આત્મા તે કર્મના મૂળનો નાશ કરવામા પણ સમર્થ છે, તે સમર્થ ક્યારે બને કે જ્યારે આ આત્માને તેને તેના પોતાના યથાર્થ સ્વરૂપનો ખ્યાલ આવે પોતાની શક્તિનો તેને પરિચય થાય આ પોતાની શક્તિરૂપ અગ્નિ ભભૂકે ત્યારે કર્મને ભસ્મિભૂત

થવામાં વાર લાગવાની નથી આની પ્રથમભૂમિકા ગ્રન્થિભેદ જ્ઞાનની છે તે માટે કહ્યુ છે કે

अस्ति चेद्‌ ग्रन्थिभिद्‌ज्ञानं किं चित्रैस्तन्त्रयन्त्रकैः

ગ્રથિભેદ કરવાનુ સમ્યગ્ જ્ઞાન થયુ તો પછી બીજા તત્રમત્રયત્રની શી જરૂર છે? તે નન મોક્ષ તરફ ગમન કરાવવામા અને સર્વકર્મનો દાહ કરવામા સમર્થ છે

યશોવિજય મહોપાધ્યાય જણાવે છે કે ज्ञानमेव बुधा प्राहुः, कर्मणां तपनात्तपः ॥ પૂજ્ય ગીતાર્થ પડિતો જ્ઞાન કર્મને બાળનારૂ અને તપાવનારૂ હોવથી જ્ઞાનજ તપ છે તે જ્ઞાનવડે સયમ ચારિત્ર અને આત્મધ્યાનના બળ વડે સર્વ કર્મના પ્રપચનો વિનાશ થાય છે માટે તેવુ જ્ઞાન આરાધવા ભણવા ભણાવવા અને તેને વિકસાવવા અવશ્ય પ્રયત્ન કરવો જોઈએ કારણ કે જ્ઞાનવડે સત્ય વિવેક પ્રગટે છે કાર્યાકાર્યનો વિવેક આવે છે કેમકે સ્વપર-આત્મા અને પુદ્ગલના સ્વરૂપનો યથાર્થ બોધ તેનાથી થતો હોવાથી સર્વ બાહ્ય ભોગ્ય જે પ્રપચ કર્મ સમુહ છે તેનો ત્યાગ થાય છે એટલે વિભાવ અને સ્વભાવનો ભેદ થતા આત્મા સ્વ સ્વરૂપમા આવી પરમાનદ ભોગવે છે ॥ ૬૦ ॥

તે જ્ઞાનના ફલને પૂજ્ય જણાવે છે

सम्यग्ज्ञानप्रतापेन, चारित्रं प्राप्यते स्फुटम्,
सम्यग्गुरू समालम्ब्य, सम्यग्ज्ञानं विभावय. ॥ ६१ ॥

અર્થ —સમ્યગ્ જ્ઞાનના પ્રતાપથીજ શુદ્ધ ચારિત્રની

પ્રાપ્તિ થાય છે માટે સદ્ગુરૂની ઉપાસના કરી તેમનુ પૂર્ણ અવલબન કરીને શુદ્ધ જ્ઞાનને મેળવે।

**વિવેચન** —સમ્યગ્ જ્ઞાન એટલે વસ્તુ સ્વરૂપનો યથાર્થ બોધ તેના પ્રભાવથી સાચુ શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત થાય છે, શ્રીમાન્ ઉ૦ પૂજ્ય યશોવિજયજી મહારાજ જણાવે છે કે

" मिथो युक्त पदार्थानांसक्रमचमत्क्रिया,
चिन्मात्रपरिणामेन, विदुपेवानुभूयते ॥ १ ॥

પરસ્પર એકીભાવ રૂપે થયેલા આત્મા અને કર્મરૂપ પદાર્થોના સ ક્રમણ–લક્ષણ–સ્વભાવનો ચમત્કાર કેવો છે તેને તો સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમા રમણતા કરનારા પરમ વિદ્વાન યોગી મુનિવરો જ અનુભવી શકે છે જ્ઞાનવડે જ શુદ્ધ ભાવમય ચારિત્રની પ્રાપ્તિ થાય છે "ज्ञानस्य फल विरति." સાચા જ્ઞાનવડે નમિરાજની પેઠે ચારિત્રનો સ્વી કાર કરીને સર્વ જીવોપર મૈત્રીભાવે જોતા ધ્યાનમાં પરમાત્મ સ્વરૂપને અનુભવે છે અને કર્મ ખપાવીને આત્મ સ્વરૂપને પ્રત્યક્ષ કરીને કેવલજ્ઞાન કેવલ દર્શનને પ્રાપ્ત કરે છે ॥૬૧॥

તે વાત પુષ્ટ કરતા પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે –

सम्यग् मतिश्रुताभ्या तु, शुद्धचारित्रमस्थिति' ।
सम्मग दृष्टेषु यद् ज्ञान ज्ञान तदेव कथ्यते ॥ ६२ ॥

**અર્થ** –સમ્યગ્ મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન વડેજ શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિ થાય છે તે માટે સમ્યગ દૃષ્ટિ આત્માનુ જે જ્ઞાન તેજ સાચુ પરમાર્થિક જ્ઞાન કહેવાય ॥ ૬૨ ॥

વિવેચન -શુદ્ધ મતિજ્ઞાન એટલે પાચ ઇન્દ્રિયો અને મનથી દેખાતી અનુભવાતી વસ્તુઓનો યથાર્થ સ્વરૂપે બોધ, અને શ્રુતજ્ઞાન તે પરમાત્મા વીતરાગ તીર્થંકરોએ ઉપદેશેલા તત્ત્વ સ્વરૂપનો યથાર્થ બોધ, તે ત્યારેજ સાચો ગણાય કે નય, પ્રમાણ, નિક્ષેપ, દ્રવ્ય, ગુણ, પર્યાય વિગેરેએ કરીને યથ સ્વરૂપે સમજીને દેવગુરૂ ધર્મની પૂર્ણ નિશ્ચય પૂર્વક શ્રદ્ધા હોય તો તે વિનાનુ જ્ઞાન અજ્ઞાનજ ગણાય "શ્રદ્ધા વિણુ નવ પૂર્વી અજ્ઞાની કહેવાય" શ્રદ્ધા વિનાનુ સર્વ જ્ઞાન મિથ્યાત્વ અને મોહમાયાથી યુક્ત હોવાથી અજ્ઞાનજ કહેવાય છે શ્રી નન્દિસૂત્રમા કહ્યુ છે કે—

"दुवालसंग गणिपिडग सम्मत्तसुय, मिच्छत्तपरिग्गहिअं मिच्छसुय, બાર અગોનુ અક્ષર રૂપ જ્ઞાન ગણિપિટક કહેવાય છે તે સમકિતિ ધારણ કરે તો સમ્યગ્ જ્ઞાન પરતુ જેને શુદ્ધ દેવ ગુરૂ ધર્મ-જીવાજીવ પુણ્ય પાપ આશ્રવ સવર નિર્જરા બધ મોક્ષરૂપ તત્ત્વની શ્રદ્ધા ન હોય તે મિથ્યાત્વી ગણાય તેમને તે જ્ઞાન હોય તો મિથ્યાજ્ઞાન થાય છે કારણકે જ્ઞાનનુ ફલ ત્યાગમય આત્મરમણતા ચારિત્ર જ છે તેથી પૂજ્યો જણાવે છે કે "नाणफलाभावाओ मिच्छादिट्ठिस्स अन्नाण" જ્ઞાનના ફલ રૂપ ચારિત્રનો અભાવ હોવાથી મિથ્યાત્વીનુ ગમે તેટલુ જ્ઞાન પણ તે અજ્ઞાન છે ॥ ૬૨ ॥

મિથ્યાજ્ઞાનની સમજ આપે છે

मिथ्यादृष्टेस्तु यज्ज्ञान, सर्वमज्ञानमुच्यते,
सदसदात्मभावेन, मिथ्याज्ञान प्रकीर्तितम् ॥ ६३ ॥

અર્થ—મિથ્યાદૃષ્ટિ આત્માને જે જ્ઞાન હોય તે અજ્ઞાન છે કેમકે સદ્ અસદ્ આદિનો યોગ્ય વિવેક ન હોવાથી તે જ્ઞાન મિથ્યાજ્ઞાન કહેવાય છે ॥૬૩॥

વિવેચન—જગતનુ અનેક પ્રકારનુ આશ્ચર્યકારી વિજ્ઞાન હોય, અનેક મંત્રો તંત્રો રચી શકે હઠયોગીઓ શ્વાસ રૂંધીને વૃક્ષની પેઠે કેટલોય કાળ પડયા રહે લોકોને નવા નવા ચમત્કાર બતાવે આ બધામા સત્ય પદાર્થ સ્વરૂપ સદ્ અસદ્, એક અનેકરૂપ, નિત્ય અનિત્યરૂપ અને હેય ઉપાદેય જ્ઞેયરૂપ સમ્યગ્ જ્ઞાનનો અભાવ હોવાથી તેવાઓનુ જ્ઞાન મિથ્યાત્વરૂપ જણાવ્યુ છે

सदसदविसेसणाओ भवहेऊ जहच्छिओवलभाओ,
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अन्नाण ॥१॥

સદ્ અસદ્ આદિનો વિવેકનો અભાવ હોવાથી સંસારના હેતુરૂપ હોવાથી તેમજ યથાસ્થિત નહિ હોવાથી અને જ્ઞાનનુ ફળ જે ત્યાગ નહિ હોવાથી મિથ્યાત્વીનુ જ્ઞાન એ અજ્ઞાન છે

સુદેવ સુગુરુ અને સુધર્મની શ્રદ્ધાથી સમ્યગ્જ્ઞાન થાય છે તે જણાવે છે ॥ ૬૩ ॥

सम्यक् श्रुत समालम्ब्य, आत्मधर्मं समाश्रय,
आत्माराम' सदोपास्य' सोऽहं जापेन तत्त्वराड्. ॥ ६४ ॥

અર્થ —સમ્યક્ શ્રુતનો આશ્રય લઈને આત્મધર્મનો આશ્રય કરવો તત્ત્વનો રાજા આત્મારામ એવા જાપ વડે સદાય આરાધવા યોગ્ય છે ॥૬૪॥

વિવેચન —જ્ઞાન વડે જે સમજાય અને તે દ્વારા જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન તેમજ પુસ્તક, પત્ર, પોથીમાં અક્ષરોની સજ્ઞાવડે લખાયેલું હોય તે અક્ષરો દેખીને તેનો પરમાર્થ સમજવો. તે પણ શ્રુતજ્ઞાન કહેવાય છે તેમાં જે સંસારની વૃદ્ધિમા નિમિત્ત થતા હોય તે સર્વ મિથ્યાશ્રુત શાસ્ત્રો સમજવાં કહ્યુ છે કે —

जीवाजीवादिगुणपर्यायविभजनसर्वास्रव त्याग कर्तुरपि तत्त्वैश्चयिकश्रद्धाकृतेन सम्यग्दर्शन, तेन यथार्थ स्वपरविभागविभक्तस्वरूपोपादेयत्वपरिहेयत्वविज्ञानपूर्वक निमित्तोपादानकारणनिर्धारशुद्धाविनिश्वरस्वसिद्धपरिणतो धर्मन्वप्रतीति सम्यग्दर्शन इत्येन सम्यग् दर्शन युक्तस्य रुचिकृतपरमात्मभावस्य तत्साधनोपाया नव ङ्गिकथन शास्त्र सम्यग्शास्त्रम् ॥

જીવાજીવાદિ દ્રવ્યોના ગુણ પર્યાય અને તેના વિભાગનુ સમ્યગ્જ્ઞાન અને સર્વ આશ્રવનો ત્યાગ કરવા રૂપ બુદ્ધિ વાળી નિશ્ચય સમ્યગ્દર્શન–શ્રદ્ધામય આત્મ પરિણતિને પ્રગટાવનાર તથા સ્વ–આત્મસ્વરૂપ પર–અચેતન પુદ્ગલોનુ સ્વરૂપ તથા જીવ અને પુદ્ગલ સાથેનો સબંધ અને વિયોગ તથા તેના યોગે આત્મ સ્વરૂપની શક્તિનો તીરોભાવ અને વ્યક્તભાવ તથા આત્મ સ્વરૂપનુ ઉપાદેયત્વ પુદ્ગલ સબંધનુ હેયત્વ તથા સ્વપર સ્વરૂપનુ શાસ્તૃત્વ અને તેવા અનુભવપૂર્વક કયા કોનુ ઉપાદાનત્વ અને નિમિત્તત્વ આવે છે તેનો નિશ્ચય કરવાપણુ તથા પોતાના સર્વ કર્મથી મુક્ત થવારૂપ આત્માની ઈચ્છામય

જે પરિણુતિ તે સમ્યગ્ શાસ્ત્ર ઉત્તરાધ્યયન આચારાંગ વિગેરે છે તે સમ્યગ્શાસ્ત્રોનું આલંબન કરવું તેથી વિપરીત તે મિથ્યા શાસ્ત્ર તે ત્યાગ કરવા યોગ્ય છે તેનો ભાવ અલ્પ અક્ષરમાં પૂજ્ય શ્રી જણાવે છે કે "સોऽહં" તે પરમાત્માનો વ્યક્ત ભાવ છે મારો આત્મા અજ્ઞાન મોહ આદિ કર્મ પડલથી અવરાયેલો હોવાથી હું નવાનવા ભવમાં ભમું છું પણ અંતે તેજ પરમાત્માનું સ્વરૂપ છે તેનું ધ્યાન કરતાં તેજ પરમાત્મસ્વરૂપને હું પ્રાપ્ત કરીશ ॥૬૪॥

अन्तर्लक्ष्य सदा स्थेय, चिदानन्दप्रकाशकम्,
आत्मैव परमात्माऽहं भावना मोक्षकारिका ॥ ६५ ॥

અર્થ—આત્માના આંતરિક સ્વરૂપમાં સર્વદા લક્ષ્ય રાખીને સ્થિર થવું કે જેથી ચિદાનંદનો પ્રકાશ પ્રગટ થાય આત્મા તેજ હું પરમાત્મા છું તેવી જે ભાવના તે મોક્ષનું કારણ છે ॥૬૫॥

વિવેચન—આપણે સર્વ જીવો સદા પાંચ ઇન્દ્રિયો અને મનવડે પુદ્ગલના ભોગ મેળવવાનું લક્ષ્ય રાખીએ છીએ તેમાં કદાચિત પુણ્યોદય યોગે સાધનોની સિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે કેટલોક કાળ તેમાં જાય પણ છે પણ નિત્ય સત્ય આનંદ ત્યાં મળતો નથી નવા જે દશ્યો નજરે પડે તે સર્વથા હાથ કરવા આપણે અનેક છળ પ્રપંચો કરીએ છીએ કોઈ ઝવેરાત માટે સગાભાઈઓના અને માબાપના પણ ખુનો કરે છે, કોઈ રાવણ જેવા રૂપવતી સીતા જેવી સ્ત્રીને

દેખી તેનુ બલપૂર્વક અપહરણ કરે છે અને તેને માટે મોટા યુદ્ધો ખેલી અનેક હિંસા કરે છે આમ અસત્ય ચોરી વ્યભિચાર વિગેરે વિષય ભોગની લાલચથી થાય છે પણ સત્ય સુખ કોઈએ અનુભવ્યુ નથીજ વાસ્તવિક સુખ તો અ તરમા-આત્મસ્વરૂપમાં છે "સોઽહ" જે પરમાત્મા એજ સર્વ કર્મ સ્વરૂપ શુદ્ધાત્મ સ્વરૂપ તેજ હુ સત્તાથી છુ, આવી ભાવના આત્મા નિત્ય નિર તર કરે તો થોડા કાલમાં સર્વ કર્મનો ક્ષય કરી સ્વય પરમાત્મસ્વરૂપનો ભોક્તા થાય છે માટે આત્મ દર્શનના ઇચ્છકોએ અવશ્ય ત ભાવનાને અ તર ભાવમા ઉતારીને વ્યવહારક્રિયા પ્રવૃત્તિ કરે તો તે પ્રવૃત્તિ નિર્જરા મય થાય છે ॥૬૫॥

આવુ આત્મ દર્શન વાતો કરનારાને ન મળે પણ સ્વશક્તિનો ઉપયોગ કરે તેને મળે તે જણાવે છે

सर्वशक्तिसमुत्थानमात्मध्यानेन जायते,
प्रतिक्षण सदा ध्येयमात्मतत्त्व सुखामृत ॥ ६६ ॥

અર્થ—આત્મ સ્વરૂપનુ ધ્યાન કરતા તેમાં ગુપ્ત રહેલી શક્તિનુ સમસ્ત ભાવે ઉત્થાન થાય છે માટે સુખમય અમૃતના સમુદ્ર સમાન આત્મસ્વરૂપનુ દરેક ક્ષણે નિર તર ધ્યાન કરવુ જોઇએ ॥૬૬॥

વિવેચન --આત્મામા સહજભાવથી સત્ય સ્વરૂપ પ્રગટ કરવાની શક્તિ રહેલી છે પણ તેને જ્યા સુધી આત્મા પ્રગટ ન કરે ત્યા સુધી કર્મદળોનો ગ્રાહક થઈને મહામોહરાજાનો ગુલામ બનીને ચોરાસી લાખ યોનિમા ભમીને જીવ અવા

મ્ય દુ ખ ભોગવે છે પણ જ્યારે પોતાના સ્વરૂપમા રહેલી શક્તિનુ તેને ભાન થાય ત્યારે જાગૃત થયેલો આત્મા પોતાના સ્વરૂપ સચ્ચિદાનદ ભાવનુ ધ્યાન કરતા પોતાનુ સારી પેઠે ઉત્થાન પ્રગટ કરી શકે છે પૂજ્ય ગુરૂદેવ શ્રી બુદ્ધિસાગર સૂરીશ્વર જણાવે છે કે

**ઋદ્ધિ તમારી તેવીજ મારી, સુજથી કદિયે ન ન્યારી**
**ચ દ્રપ્રભુ આદર્શ નિહાળી શાશ્વત શક્તિ સભાળી**
**હો ચિદ્દઘન ચ દ્રપ્રભુ પદ રાચુ ॥ ૧ ॥**
**નિજ સ્વમતિ ય સિહ સભાળી અજ વૃ દગત હરિ**
**ચેત્યો નિજ સ્વજાતિય સિદ્ધ સભાળી જીવ**
**સ્વપદમા વહેતો હુ ચિદ્દઘન ચ દ્રપ્રભુપદ રાચુ ॥૨॥**

હે ચ દ્રપ્રભુ પરમાત્મા જેવી તમારી આત્મઋદ્ધિ પ્રગટ થઇ છે તેવી મારી પણ ગુપ્તભાવે શક્તિ રહેલી છે મે આજ સુધી અજ્ઞાન મોહથી તેને નહોતી ઓળખી પણ હે ભગવાન! આપનુ સચ્ચિદ્દઘન સ્વરૂપ જ્યારે મે જોયુ ત્યારે મારા આત્માનુ સ્વરૂપ તમારા સમાન છે તે તમારા દર્શન રૂપ આરીસાથી મે મારૂ રૂપ સત્તામાં ગુપ્ત રહેલુ જોયુ અને મને સત્ય ભાન થયુ

જેમ કોઈ એક સિહણ સિહરૂપ બચ્ચાનો જન્મ આપીને કોઇક કારણથી ચાલી ગઇ ત્યાર પછી ત્યા રહેલા બચ્ચાને બકરાના ટોળાના માલીક ભરવાડે ઉપા ડ્યુ અને પોતાના બકરાના ટોળામા સાથે રાખીને બક રીના દુધથી ઉછેરીને તે જીવાડ્યુ મોટુ થયુ ને બકરા સાથે

ચરવા જાય બકરાની પેઠે ઘાસ ખાય બકરા ભયથી નાશે ત્યારે તે પણ નાશી જાય તેમ કરતા કોઇક વખત પર્વતોની ખીણવાળા ભાગમા તે રબારી ટોળા સાથે ગયો હતો રબારી ઉઘનો હતો બકરા લીલુ ઘાસ ચરતા હતા તેમની સાથેનુ પેલુ સિંહ બચ્ચુ પણ ઘાસ ચરતુ હતુ તેવામા ત્યાં રહેલી ગુફામાંથી એક સિંહ બહાર આવ્યો અને ત્રાડ નાખી તે ત્રાડ સાભળતાજ સર્વ બકરા ભયભીત થઈને બે બે કરતાં નાશવા લાગ્યા સાથે રહેલુ સિંહનુ બચ્ચુ પણ નાસવા લાગ્યુ જ્યારે સિંહે તે બચ્ચાને જોયુ ત્યારે તે આશ્ચર્ય પામ્યો કે મારા શબ્દથી આ બકરા જીવ લઇને ભાગે તે તો બનવા યોગ્ય છે પણ તેની પાછળ આ સિંહ બચ્ચુ ભાગે છે તે નવાઈની વાત છે પછી જ્યારે અવસર મળ્યો ત્યારે તે બચ્ચાને નજરે પડયો ને પૂછ્યુ કે બકરા તો મારાથી ભાગે પણ તુ તો સિંહ મારા જેવો હોવાથી તુ ભાગે તે નવાઈ ગણાય સિંહ બચ્ચુ આ વાત જ્યારે નથી માનતુ ત્યારે તેને જણાવે છે કે જે મારો આ અવાજ છે તુ પણ તેવો અવાજ કરી શકે છે માટે તુ પણ ત્રાડ પાડ જ્યારે તેણે ત્રાડ નાખી અને પોતાનો અવાજ સિંહના જેવો જણાયો અને પાણીમાં પોતાનુ પ્રતિબિંબ સિંહ જેવુ જણાયુ ત્યારે તેને પોતાના સ્વભાવનુ ભાન થયુ અને બકરાના ટોળાનો ત્યાગ કરી સિંહની પેઠે સ્વતંત્ર વનરાજ બન્યો તેમ હે પ્રભુ આપના દરશનથી મારી આત્મ સ્વરૂપની શક્તિ તમારા દર્શનના આરિસાથી જાણી માટે હવે હુ આપના જેવો સિદ્ધ સ્વરૂપમાં રમણ કરનારો હોવાથી આત્મ સ્વરૂપનુ ધ્યાન કરીને મારી



અપ્રગટ એવી આત્મ શક્તિને તપ સંયમ ધ્યાન વડે પ્રગટ કરીશ. એમ કરતા આપના જેવો સચ્ચિદાનંદ સ્વરૂપમાં રમણ કરનારો અને અનાદિ અજ્ઞાન મિથ્યાત્વ અનંત ભાવને ત્યાગ કરનારો થઇશ ખરેખર તમારા સ્વરૂપના આલંબનથી ધ્યાનવડે મે મારૂં સ્વરૂપ જાણ્યું હવે નિરાલંબન રૂપાતીત ધ્યાન વડે મારા સ્વરૂપને પ્રત્યક્ષ કરીને આપના સમાન થાઉં આવી ભાવના વડે આત્મ સ્વરૂપનું ધ્યાન કરતા અનંત સુખ રૂપ અમૃતના સ્વયંભૂ સમુદ્ર સમાન આત્મ સ્વરૂપ સદા ધ્યાન કરવા યોગ્ય જ છે તેથી આત્મદર્શન પ્રત્યક્ષ અવશ્ય થાય છેજ ॥ ૬૬ ॥

क्षयोपशमभावेन, केवलज्ञानमाप्यते ।
सर्वकर्माणि सत्यज्य, जीवसिद्धत्वमाग् भवेत ॥ ६७ ॥

અર્થ—જીવો ક્ષયોપશમ ભાવથી કર્મનો ત્યાગ કરી ક્ષાયિક ભાવમય ચારિત્ર પ્રાપ્ત કરીને કેવલ જ્ઞાનને પામે છે સર્વ કર્મનો ત્યાગ કરી જીવ મોક્ષત્વ સ્વરૂપને પામીને સિદ્ધ સ્વરૂપતાને ભજનારા થય છે ॥ ૬૭ ॥

વિવેચન —ક્ષયોપશમભાવે આત્મ સ્વરૂપનો બોધ અને તત્વજ્ઞાનની પ્રાપ્તિ હેયાહેયનો વિવેક થાય છે તે છાશઠ સાગરોપમથી પણ અધિકકાલ સુધી રહીને જીવને સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્ર અને આત્મવીર્યને પ્રગટ કરાવીને છઠ્ઠા ગુણસ્થાનક સુધી ચઢાવે છે તેથી મોક્ષની પ્રાપ્તિમા પરંપરાએ ઉપાદાન કારણ ગણાય છે ભગવાન શ્રી ઉમાસ્વાતિ વાચક વર જણાવે છે કે—

सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग ॥ १ ॥

સમ્યગ દર્શન, સમ્યગ જ્ઞાન, સમ્યગ ચારિત્ર એ રત્નત્રયી મોક્ષનો માર્ગ છે તે દર્શન ક્ષયોપશમ હોય તો છઠ્ઠા ગુણસ્થાનક સુધી, ઔપશમિકભાવે અગીયારમા ગુણસ્થાનક સુધી અને ક્ષયિક ચૌદમા ગુણસ્થાનક સુધી ગમન કરાવે છે એટલે સર્વ ભાવો પોતાની જેટલી શક્તિ હોય તેટલી શ્રેણિએ ચડાવવામા આત્માને સહાયક થાય છે, તેથી કેવલ જ્ઞાનની પ્રાપ્તિમા ઉપાદાન કારણરૂપ પરપરા એ ક્ષયોપશમ ભાવ છે ક્ષાયિક ભાવના ચારિત્રમાં પણ ક્ષયોપશમ ભાવનુ ઉપાદાન કારણપણુ અવશ્ય છે જ

માટે ક્ષયોપશમ ભાવ ઉપાદાન કારણ બનીને જીવને પરપરાએ તપ જપ સ્વાધ્યાય ધર્મ અને શુક્લધ્યાનવડે ક્ષાયિક ભાવે કેવળજ્ઞાન કરાવી સર્વ પૂર્ણ સુખનો ભોક્તા બનાવે છે ॥૬૭॥

सर्वकर्मक्षय कृत्वा, जीवा यान्ति शिवालय,
याता यास्यन्ति भव्यास्तु, निष्क्रिया शुद्धरूपका ॥ ६८ ॥

અર્થ—સર્વ કર્મના સમૂહનો ક્ષય કરીને જીવો શિવાલય-મોક્ષ સ્થાનમાં જાય છે પૂર્વ ભૂતકાળમા અનત ગયા છે ભવિષ્યમા પણ અનત જશે પણ તે સહજભાવે પોતાના સ્વરૂપને પામીને નિષ્ક્રિય થઈને મોક્ષ પામે છે

વિવેચન—સર્વ જીવાત્માઓ કાયમ માટે સસારમા રખડનારા છે એવુ કાઈજ નથી જે આત્મસ્વરૂપ ઓળખે

તેને પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેઓજ સમ્યગ્જ્ઞાન પૂર્વક ચારિત્રમાં અપૂર્વ વીર્ય પ્રગટ કરી મહામોહનો નાશ કરી કેવલ જ્ઞાન દર્શન ચારિત્રવડે શાશ્વત શિવાલય મોક્ષ મહેલમા સદા અવ્યાબાધ સચ્ચિદાનદનો આનદ ભોગવે છે આત્મદર્શનથી સર્વ કર્મ ક્ષયનો આરભ થાય છે અને ઘાતિકર્મના ક્ષયથી પૂર્ણ પ્રગટ પ્રત્યક્ષ થાય છે પૂર્વકાલમા અનત આત્માઓ મોક્ષ પામ્યાછે વર્તમાનમા મહાવિદેહ ક્ષેત્રમાથી તે પ્રવાહ ચાલુ જ છે અને ભવિષ્યકાલમા પણ સર્વ ૧૭૦ ક્ષેત્ર જે માનવ ભવ પામીને ચારિત્ર ગ્રાહકતાના ક્ષેત્રો છે ત્યાથી જીવો મુક્તિને પામશે

अक्रियत्वाच्च तेषां हि पुनरावृत्तिर्न समृतौ,
कर्माभावात् स्थिरा शुद्धा॰ केवलज्ञानधारका॰ ॥ ६९ ॥

અર્થ --સિદ્ધ પરમાત્માઓ અક્રિયત્વસ્વરૂપ હોવાથી તેઓને સસારમા ફરીને આવવાનુ નથી તેઓને કર્મના બધનો અભાવ હોવાથી તેઓ કેવલ જ્ઞાન દર્શન યુક્ત, શુદ્ધ, અને સ્થિર સ્વરુપે સદા વર્તે છે ॥૬૯॥

વિવેચન --આત્માઓમા જ્યા સુધી કર્મની સત્તા વર્તે છે ત્યા સુધી આત્મા સયોગ વિયોગ ગ્રહણ મોચન રૂપ પુદ્ગલ ધર્મને લગતી ક્રિયામાં વર્તે છે શરીર ઇંદ્રિય મનનો વ્યાપાર પણ ત્યાં સુધી વર્તે છે તેથી તે સકર્મી આત્મા સક્રિય હોય છે કર્મના ત્યાગ થતાં આત્મા પરમ નિર્વાણ પ્રાપ્ત કરે છે હેમચદ્ર સૂરીશ્વર જણાવે છે કે

औदारिकतैजसकार्मणशरीराणि संसारमूलकारणानि ॥
हित्वेह ऋजुश्रेण्या समयैकेन याति लोकान्तम् ॥ १ ॥

સંસારમાં બંધનનાં મૂખ્ય કારણ રૂપ ઔદારિક કાર્મણ તૈજસ શરીરો છે જ્યાં સુધી શરીરો છે ત્યાં સુધી સર્વ આત્મા સંસારી છે સયોગી કેવલિપણ સંસારી જ ગણાય છે તે શરીરનો જ્યારે ત્યાગ કરે છે ત્યારે તેજ સમયે શ્રેણિવડે અન્ય કોઇનો પણ સ્પર્શ કર્યા વિના લોકાંત ભાગે સિદ્ધશિલા ઉપર આત્મા ગમન કરીને અક્રિય -થાય છે તેઓને પુનઃ સંસારમાં આવવાના સર્વ કારણોનો સર્વથા અભાવ હોવાથી ફરી સંસારમાં જન્મ લેવાનું કારણ નથી રહેતું જે કે કેટલાક દર્શનકારો કહે છે કે –

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत, अभ्यु त्थानाय धर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥१॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥ धर्मसंस्थापनाय, सम्भ- वामि युगे युगे । २ ॥

જ્યારે જ્યારે ધર્મક્રિયામાં મહત્ ગ્લાનિ આવે છે અને અધર્મ પાપનું જોર જામે છે ત્યારે હે ભારત ! સાધુ ઓનો ઉદ્ધાર રક્ષણ કરવા માટે તથા અધર્મીઓના અધર્મ પાપનો વિનાશ કરવા માટે યુગે યુગમાં હું મારી આત્મ શક્તિને શરીરવડે પ્રગટાવું છું

આ વાત પ્રાકૃત પુરૂષો ભલે સ્વીકારે પણ પરમાત્મા

જે કર્મ શરીર ઇન્દ્રિય વ્યાપારનો ત્યાગ કરીને મુક્તિ પામેલા છે તે ફરી સસારમા આવતાજ નથી કારણ કે કર્મરૂપ બીજ નષ્ટ થએલુ હોવાથી સસારમા ગમનાગમનનો પરમાત્માને અભાવ જ છે

તે વાતને પુષ્ટ કરતા પૂર્વપક્ષને પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે

अनन्तशक्तिमत्वाच्च, प्रत्युपकृतिभावत
गति सर्वत्र सिद्धानां मन्यन्ते तन्न युक्तिमत् ॥ ७० ॥

અર્થ—અનત શક્તિવત હોવાથી, લોકો પ્રત્યે ઉપકાર કરવાની ભાવનાથી તથા સર્વત્ર ગતિ ગમન કરવાની શક્તિ હોવાથી સિધ્ધો સસારમા આવે છે એવી જે કેટલાકો માન્યતા રાખે છે તે યુક્તિ સગત નથી જ ॥૭૦॥

વિવેચન—પ માત્મા સિદ્ધો અનત શક્તિવત છે અને ઇચ્છા પ્રમાણે લોકને દષ્ટિગોચર કરે છે ક્ષણમા અદશ્ય થાય છે અનેક ભક્તોનો દુ ખમાથી ઉદ્ધાર કરીને સપત્તિવત બનાવે છે રાક્ષસો જેવાનોવિ નાશ કરે છે પોતાનુ ભજન કરનારાઓનો ઉદ્ધાર કરે છે અને વાયુની જેમ સર્વત્ર ગમન કરવાની શક્તિ હોવાથી સ્વર્ગ નરક મનુષ્ય લોકમા પ્રતિબધ વિના ગમનાગમન કરે છે તેવા સિદ્ધો શરીર ધારણ કરીને સર્વ લોકોનો ઉદ્ધાર કરે છે તેઓ એમ કહે છે કે—

ज्ञानिनः धर्मतीर्थस्य कर्तारः परम पदम्, गत्वा
ऽऽगच्छन्ति, भूयोऽपि भव तीर्थनिकारत' ॥१॥

તે આજીવિક મતવાળાઓ કહે છે કે સપૂર્ણ જ્ઞાનીઓ ધર્મતીર્થની સ્થાપના કરીને મોક્ષના પરમ ધામમા જાય છે પણ જ્યારે પોતાના ધર્મતીર્થનો નાશ કરતો દેખે તો પાછા સસારમા આવીને પોતાના ધર્મતીર્થને જાગૃત કરે છે

આ વાતમા કોઈ સત્ય યુક્તિ જણાતી નથી જ્યારે તે તીર્થ પ્રવર્તકનો આત્મા શુદ્ધ નિર્મલ થયો હોય તો તેને સ્વસ્થાપિત તીર્થનો મોહ કેવી રીતે પ્રગટે ? આ જેને મારા ભક્તો છે, આ મારા શિષ્યો છે આવા તત્ત્વો અને ક્રિયાની પ્રરૂપણા તે મારો ધર્મ છે આવા પ્રકારના જેને મોહ છે તે કર્મમુક્ત થતો નથી મમત્વના યોગે નિદાન કર્મનો બધ કરીને કોઇ વ્યતર દેવ થયેલો આવા મોહવાળો પોતાની પૂજા માનતા કરાવવા માટે પૂર્વકાલના આકારવાળુ શરીર ધારણ કરી પામર લોકને ચમત્કાર બતાવી શિષ્યો પાસે મહિમા કરાવે છે વસ્તુત તે સર્વથા ભયકર સસારમાં પડીને અનત ભવમા રખડનારો થાય છે ॥ ૭૦ ॥

अनन्तशक्तियुक्तत्वात्, स्वस्वभावविरामकाः
नव पुद्गलशक्त्या तु, शक्ताः सिद्धा निरञ्जनाः ॥ ७१ ॥
गमन देहसबधात्, सिद्धा देहवियोगिन
अतस्तेषां गतिर्नास्ति, मुक्तिस्तु शुद्धभावत ॥ ७२ ॥

તે એક આ મસ્વરૂપ સચ્ચિદાન દમય શુદ્ધ પર્યાયને અનુભવે છે તેમને સ સારના આવાગમનનો અભાવ જ છે ॥ ૭૩ ॥

शुभाशुभ जगत् सर्वं, ज्ञानादर्शे प्रभासते।
सिद्धलक्ष्मीपरेशाना, नैव गच्छति कुत्रचित्, ॥ ७४ ॥

અર્થ —સિદ્ધ પરમાત્માઓ મોક્ષમય લક્ષ્મીના પરમ સ્વામી હોવાથી જગતમા કયાય ગમન કરતાજ નથી પણ કેવલ જ્ઞાન રૂપ આરિશામા શુભાશુભ જગતને દેખી રહ્યા છે ॥ ૭૪ ॥

વિવેચન —મોહનીય કર્મનો ક્ષય કરીને જ્ઞાનદર્શના વરણોનો ક્ષય કરનારા અરિહ ત સિદ્ધ પરમાત્માઓ કેવલજ્ઞાન દર્શનમય આરિસામાં સર્વ જગત કે જે શુભ કાર્ય કરીને પુણ્યવડે પુદ્ગલોના વિષયમય ભોગો દેવલોકમાં મનુષ્યમા નરેન્દ્રત્વ, કે ચક્રિત્વપણે ભોગવીને સુખ માણે છે,અને કેટલાક આત્માઓ અજ્ઞાન યુક્ત હિ સા અસત્ય ચોરી પરદારિકતા તથા નિર તર લોક સાથે ઝગડા ટ ટા કરતા અશુભ કર્મ રૂપ પાપનો બ ધ કરીને નરકગતિમા તિર્યંચગતિમા પશુ પક્ષી વા અત્ય ત ક્ષુદ્ર કીટ ભ્રમર આદિ રૂપે અવતરી અકથ્ય દુ ખને તે ભોગવે છે તે સર્વ જીવોના શુભાશુભ અધ્યવસાયો તેના ભાવિ પરિણામરૂપ ફળોને પણ કેવલ જ્ઞાન દર્શન રૂપ આરિસામા નિરતર દેખી જાણી રહ્યા છે સિદ્ધત્વ રૂપ જે સહજ સ્વભાવ મય લક્ષ્મીના સ્વામિ એવા સિદ્ધ પરમાત્માઓ કદાપિ પોતાના સ્થાનને છોડીને જરા પણ આઘા પાછા થતા નથી કયાય પણ ગમનાગમન નથી કરતા ભગવાન શ્રી હેમચદ્રસૂરિ યોગશાસ્ત્રમા જણાવે છે કે

सादिकमनन्तमनुपममव्याबाध स्वभावज सौख्यम्
प्राप्त सकेवलज्ञानदर्शनो मोदते मुक्तः ॥ १ ॥

चिद्रूपानन्दमयो, निशेषोपाधिवर्जितः शुद्ध ॥
अत्यक्षो अनन्तगुण, परमात्मा कीर्तितस्तज्ज्ञै ॥ २ ॥

મોક્ષગમનરૂપ આદિમય હોવાથી સાદિક ચ્યવન ન હોવાથી અનત એટલે સિદ્ધોનુ પરમાત્મ સ્વરૂપ સાદિ અનતમય છે તેમજ જગતના કોઇ પદાર્થ સાથે સામ્યના નહિ આવતી હોવાથી અનુપમ છે દેહ ઇન્દ્રિય કર્મનો અભાવ હોવાથી કોઈ તરફથી સિદ્ધોને બાધા પીડા નથી હોતી તેમજ સ્વભાવે અપૂર્વ સુખના ભોકતા એવા પરમાત્મા સિદ્ધો કેવલ જ્ઞાન દર્શન રૂપ આરિસામા સર્વ જગતના શુભાશુભ ભાવમા પરિણુત જગતને જોતા છતા આત્મ સ્વરૂપમા તન્મય થયા છતા સર્વ ઉપાધિનો ત્યાગ હોવાથી શુદ્ધ એવા સિદ્ધ પર માત્માઓ પ્રત્યક્ષભાવે પરમાનદને ભોગવે છે, તેવા સ્વરૂપમય પરમાત્મા છે તેમ સર્વજ્ઞો તત્ત્વવેદિઓ જણાવે છે ॥૭૪॥

पूर्वप्रयोगदृष्टान्तै सिद्धा यान्ति शिवालय ।
तीर्थेशो भाषते वीरः, केवलज्ञानभानुना. ॥ ७५ ॥

અર્થ -પૂર્વ કાલના પ્રયોગ દૃષ્ટાન્તો વડે સિદ્ધ ભગવતો મુક્તિમાં જાય છે એમ કેવલ જ્ઞાન દર્શન સૂર્યરૂપ વડે ભગવાન વીર તીર્થંકર પરમાત્મા જણાવે છે ॥ ૭૫ ॥

વિવેચન -જીવનો સહજ સ્વભાવ ઉર્ધ્વ ગમનનો છે તેથી જેમ એરડાનુ બધન છુટયે છતે જેમ ઉંચે જાય છે તેમ

ઉર્ધ્વ ગમન જાણવુ તેમજ બાણમાંથી મુક્ત થયેલુ તીર જેમ સિધુ જાય છે તેમ પૂર્વ કાલના પ્રયોગ વડે શરીર ઇન્દ્રિયો અને કર્મના બધનથી મુક્ત થયેલો આત્મા એક સમય માત્રમા મોક્ષ મહેલમાં પહોચી જાય છે તેમ ભગવાન વીર તીર્થેશ્વર કેવલજ્ઞાન દર્શન રૂપ સૂર્યના સમાન પ્રકાશવત જણાવે છે કહ્યુ છે કે

असगा य यण छेया सहावतो यावि ।
जेसिं उड्ढा हु गइ ते सिद्धा दिंतु मे सिद्धिं ॥१॥

અર્થ —પૂર્વકાલમા પ્રયોગિત થયેલા ધનુષ્યમાના બાણની પેઠે, અથવા બધનથી મુક્ત થયેલા એરંડફલની પેઠે, અથવા ધૂમ શિખાના ઉર્ધ્વ ગમનની પેઠે, જે આત્મા સ્વ કર્મબધનથી મુક્ત થયેલા છે તે સહજ સ્વભાવથી શરીર-કર્મ ઇન્દ્રિયથી મુક્ત થતા એક જ સમયમા શિવાલયમાં-મુક્તિ મહેલમા પધારે છે તે સિદ્ધ પરમાત્માઓ મને સિદ્ધિ સ્થાનનુ દર્શન કરાવો ॥ ૭૫ ॥

रागद्वेषविमुक्तत्वात्, सत्य ब्रूते जिनेश्वरः
धार्या श्रद्धा जिनप्रोक्ता, ब्रह्मदर्शनहेतवे ॥ ७६ ॥

અર્થ—જીનેશ્વરો રાગ દ્વેષથી મુક્ત થયેલા હોવાથી સદા સત્યજ બોલનારા છે તે કારણે તીર્થંકરાદિ એ ઉપદેશેલા ધર્મોપદેશમા આત્મદર્શન માટે અવશ્ય શ્રદ્ધા રાખવી જોઈએ ॥૭૬॥

વિવેચન —તીર્થંકર પરમાત્માઓ ગણધર દેવો સામાન્ય કેવલી ભગવતોને સદા ભય મોહ શોક કામ ઇચ્છા

અજ્ઞાન વિગેરે અવગુણનો સર્વથા અભાવ હોવાથી સત્ય જ બોલનારા છે, કહ્યું છે કે—

अनन्तविज्ञानमतीतदोषमबाध्यसिद्धान्तममर्त्यपूज्यम्,
श्री वर्धमान जिनमाप्तमुख्य स्वयम्भुव स्तोतुमह यतिष्ये, ॥१॥

(કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રસૂરિ રચિત અન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા) અનન્ત જ્ઞાનદર્શનને ધરનારા, રાગદ્વેષ મોહાદિ સર્વદોષ નાશ પામ્યા છે જેમના તેવા તથા જેમના શાસ્ત્રો કોઈ પણ જગતના પ્રમાણોથી અબાધિત રહેલા છે અને સર્વ જગતના દેવો ઇંદ્રો મનુષ્યો તિર્યંચો પણ જેમની પૂજા કરે છે, જેમની આજ્ઞા સ્વીકારીને આત્માની ઉન્નતિ સાધે છે તે વીર વર્ધમાન પરમાત્મા કે જે સર્વમાં જગતમાં વિશ્વાસનીય આપ્ત પુરુષોમા મુખ્ય ઉપાસ્ય છે, તે એવા પરમાત્માની સ્તુતિ કરવા હું પ્રયત્ન કરું છું

આથી પરમાત્માઓ એ મોહનો ક્ષય કરી કેવલજ્ઞાન દર્શનને પ્રગટ કર્યું છે તેથી જગતમાં જે જે વસ્તુના જેવા જેવા પરિણામો થાય તેવા તેવા યથાર્થ જાણીને જગતના હિત માટે યથાર્થ સ્વરૂપે નિરૂપણાથી જણાવે છે તેઓ અસત્ય જરા પણ નથી કહેતા તેથી તેમના કહેલા શાસ્ત્રોમા શ્રદ્ધા ભક્તિ રાખવી કારણ કે તેથી આપણને આત્મ સ્વરૂપ આત્મ દર્શન થાય છે માટે તત્ત્વના જીજ્ઞાસુઓએ તે તત્ત્વત્રયીમાં પૂર્ણ શ્રદ્ધા રાખવી અને તે માટે યોગ્ય પ્રવૃત્તિ કરવી ॥૭૬॥

धारणाध्यानयोगेन, समाधिशुभवर्त्मना,
आत्मा परात्मतामेति, सर्वज्ञैर्भाषित शुभ ॥ ७७ ॥

અર્થ –ધારણા ધ્યાન યોગ વડે તેમજ સમાધિરૂપ શુદ્ધ શુભ માર્ગ વડે આત્મા પરમાત્મપણાને અવશ્ય પ્રાપ્ત કરે છે એમ સર્વ સર્વજ્ઞ ભગવતોએ શુભરીતે જણાવ્યુ છે ॥ ૭૭ ॥

વિવેચન –સર્વજ્ઞ ભગવતના ઉપદેશેલ વચનોમાં જ્યારે પૂર્ણ શ્રદ્ધા થાય ત્યારે તેમણે બતાવેલા શુભ અનુષ્ઠાનો આત્મ હિતકર બને છે આ અનુષ્ઠાનો પરમાત્મા પૂજા, ગુરૂ ઉપાસના, ઇન્દ્રિય નિયમન, કષાયો ઉપર વિજય કરવો પાપમય સર્વ આરભોનો ત્યાગ, સામાયિક, પોષધ, આહાર શુદ્ધતા, જીવોના ઉપર મૈત્રીભાવ, મધ્યસ્થભાવ, અને મન ઉપર સારા પ્રકારનો સયમ વિગેરે થાય છે તેમજ પિંડસ્થ પદસ્થ ભાવે ધ્યાન કરાતા તેમા એકાગ્ર ભાવથી ધારણા કરતાં આત્મા સકલ્પ વિકલ્પોનો ત્યાગ કરી શુભભાવ મય સમાધિ વડે અભેદભાવે જીવ પરમાત્મા અને આત્માનુ એકાગ્રત્વ પામે છે

दर्शन स्वात्मदेवस्य, दर्शन शर्मकारणं;
दर्शन दुःखहृन्नित्य, शुद्धचैतन्यदर्शकम् ॥ ७८ ॥

અર્થ.—પોતાના સ્વરૂપમય આત્મ દેવના દર્શન તેજ વસ્તુત દર્શન છે તેજ સાચુ સુખ આપનાર છે અને દુખનો નાશ કરનાર છે અને તેજ આત્માનુ શુદ્ધ ચૈતન્ય

વિવેચન —જગતમા લોકો નાટક સીનેમા વન બાગ બગીચા જોવામા તલ્લીન થઈને કરે છે તે સુખની ભાવનાથી જ કરે છે પણ જ્યાં સુધી બહારના પદાર્થોમા દૃષ્ટિ હોય ત્યા સુધી પોતે કોણ છે શામાટે અહિયા આવ્યા છે તેનુ સાચુ ભાન ન હોવાથી સાચા સુખ શાન્તિને તેઓ અનુભવ કરી શકતા નથી માટે આપણને પરમ પૂજ્યો દર્શન કરવા યોગ્ય, સ્વીકારવા યોગ્ય અને ત્યાગ કરવા યોગ્ય વસ્તુઓની ઓળખાણ આપીને જણાવે છે કે પ્રથમ દેવ ગુરૂ ધર્મના દર્શન કરો એટલે તેને ઓળખો તેમા આદર પ્રીતિ કરીને તેની ઉપાસના કરો જેથી સ્વ સ્વરૂપ અને પર સ્વરૂપને સત્ય વિવેક પ્રગટ થાય છેસ્વરૂપ અને પરમાત્મ સ્વરૂપની સામ્યતા કેવી રીતે છે અને શા કરણે તે પણ સમ્યગ્ જ્ઞાન આપીને ગુરૂદેવો આપણને સમજાવે છે નિરંતર તેમજ આત્મ સ્વરુપના દર્શન માટે જે અનુષ્ઠાનો કહે તેનો અભ્યાસ કરવો તો આ કરનારા મહાનુભાવ આત્માઓ આત્મ સ્વરૂપના સાચા દર્શન કરે છે અને તે દર્શનથી પરમાત્મા અને આત્મનુ સત્તાગત સાદૃશ્ય દેખાય છે, આપણે વિભાવમય પુદ્દગલ સબંધથી મહામોહનાં આવરણોથી ઘેરાયેલા હોવાથી પામર બનાએ છીએ અને વીતરાગ દેવ તે મોહ અને તેના સાથી અજ્ઞાનાદિક સર્વ કર્મોનો ઘાત કરીને દેવ થયા છે આપણે આત્મ દર્શન કરવા માટે તેમના સ્વરૂપનુ ધ્યાન કરીએ તો આવરિત ગુણોમાથી કાંઈક ક્ષયોપશમ ભાવે પ્રકાશ થાય અને તે વડે સચ્ચિદાનંદ સ્વરૂપનુ સત્તામય આત્મ દર્શન થાય તે જ વસ્તુત સત્યપરમાર્થિક દર્શન છે કારણ કે

તેથી આત્મ પૂર્ણ સુખનો ભોક્તા થાય છે સ્વગુણ રમણતાવડે અખંડ આનંદને ભોગવવા શક્તિમંત બને છે તેમજ અજ્ઞાન મોહ વડે બધાયેલા અસાતા દુઃખના હેતુ ભૂત જે પાપ કર્મો છે તે પણ આત્મ સ્વરૂપનુ સાચુ દર્શન થતાં નાશ થાય છે તે જ આત્મ ચૈતન્યનુ યથા સ્વરૂપે ભાન કરાવે છે ગીતામા જણાવે છે કે

"ज्ञानेन तु यदज्ञान येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानमकाशयति तत्परम् ॥

જે આત્માઓએ સત્ય જ્ઞાનવડે પોતાનુ મિથ્યાજ્ઞાન તે આત્માઓને સૂર્યની જ્યોતિ સમાન પરમાત્મ સ્વરુપ આત્મ જ્યોતિ પ્રત્યક્ષ દેખાય છે તેમ શ્રીમત્ પરમ પૂજ્ય યશોવિજયજી વાચકવર જણાવે છે

आत्मदर्शनयोगेन, भवभ्रान्तिर्विलीयते,
नश्यन्ति दुर्गुणाः सर्वे, सच्चारित्रं प्रवर्धते. ॥ ७९ ॥

અર્થ —આત્માના દર્શનનો લાભ થવાથી ભવભ્રમણતાનો વિનાશ થાય છે કારણ કે તેથી સર્વ દુર્ગુણો નાશ પામે છે અને શુદ્ધ થાય છે ॥૭૯॥

વિવેચન -ક્ષયોપશમ ભાવે ઉપશમ ભાવે કે ક્ષાયિક ભાવે જેઓ દેવગુરૂ ધર્મની અપ્રમત્ત ભાવે આરાધના કરતા યથાર્થ અનુભવમય આત્મ દર્શન થયુ હોય તે, આત્મા કદાપિ પણ નથી બાધનો તે માટે પૂજ્ય પ્રવર શ્રી હેમચંદ્રસૂરિ ભગવાન જણાવે છે કે

शम संवेग निर्वेदोऽनुकम्पास्तिक्यलक्षणैः
लक्षणैः पञ्चभिः सम्यक् सम्यक्त्वमुपलक्ष्यते ॥ १ ॥

શમ-કષાયોનુ શમન ક્રોધ-માન-માયા-લોભ રૂપ રાગ, દ્વેષ, ઉપર વિજય મેળવવો તે ઉપશમ ભાવમય સમ્યક્ત્વરૂપ આત્મદર્શન સમજવુ તેમાં જણાવે છે કે એ જ રીતે અનુકમ્પા આસ્તિક્ય રૂપ પાચ લક્ષણ વડે સમ્યક્ત્વ જણાય છે

प्रकृत्याः कर्मणां ज्ञात्वा वा विपाकमशुभमिति,
अपराधेऽपि न क्रुप्यति उपशमतः सर्व कालमपि ॥१॥

અર્થ—શુભાશુભ કર્મોની પ્રકૃતિઓના સ્વભાવ અચિંત્ય દુઃખદાયિ છે એમ જાણીને અપરાધિ એવા પુરુષ ઉપર પણ કદાપિ કોપ નથી જ કરતા તે ઉપશમ છે

नरविबुधेश्वरसौख्य दुःखमेव भावतश्च मन्यमानाः,
संवेगतो न मोक्षं मुक्त्वा किञ्चिदपेक्षते ॥२॥

મનુષ્યદેવ ચક્રવર્તિ વિગેરેના પાંચ ઇન્દ્રિયના ભોગમય સુખોને આત્મ ભાવથી દુઃખ રુપેજ માને છે તેથી તેમાં રાચતા નથી માત્ર મોક્ષ વિના બીજી કોઈ વસ્તુને મનથી ઇચ્છતા જ નથી તેને સંવેગ ભાવમય સમ્યક્ત્વ-આત્મ દર્શન કહે છે

ત્રીજુ નિર્વેદ એટલે સસાર એ અનેક દુઃખ દુર્ગતિનુ શાશ્વતુ સ્થાન છે ભવ સમુદ્રમા શુભાશુભ કર્મરુપ મહામકરાદિ જતુથી નિરતર પીડાતા છતા તેથી મુક્ત થવામાં જીવો અસમર્થજ છે તેવુ જાણીને સસાર ઉપરજ

સર્વ સબંધીઓ પ્રત્યે વા પ્રતિપક્ષિઓ પ્રત્યે મમત્વ કે દ્વેષ વિનાનો થયો છતો વૈરાગ્યવત થાય છે તે નિર્વેદ આત્મ દર્શનરૂપ સમ્યક્ત્વ જાણવુ -

અનુકપાનુ સ્વરૂપ જણાવતા કહે છે કે

આ સસાર રૂપ ભયકર જ ગલમા અનેક દુખોથી પીડાતા પ્રાણીઓને જોઇને પોતાની શક્તિ પ્રમાણે મદદ કરીને દુખથી મુક્ત કરવા પ્રવૃત્તિ કરવી તે અનુકપા આત્મ દર્શન રૂપ સમ્યક્ત્વવતનુ બાહ્ય ચિન્હ છે

પરમાત્માના ઉપદેશ કરેલા જીવાદિ સર્વ પદાર્થો-તત્ત્વોમા શ્રદ્ધા રાખીને આત્માના ઉદ્ધાર અર્થે પ્રવૃત્તિ નિશક ભાવે કરાય તેને આસ્તિકયતા કહેવાય છે જીવાદિ તત્ત્વો જે પરમાત્માએ જેવા સ્વરૂપે કહ્યા છે તેવા સર્વ દ્રવ્ય ગુણ પર્યાયો વડે વર્તે છે આવી જેની મતિ હોય તે આસ્તિકયભાવમય સમ્યક્ત્વ કહેવાય તે માટે શાસ્ત્રો જણાવે છે કે

मन्यते तदेव सत्य नि.शङ्क यज्जिनैः प्रज्ञप्तम्,
शुभ परिणाम' सम्यक् काक्षादि विस्रत्रिकार हितः ॥५॥

જીનેશ્વર પરમાત્માઓએ દ્રવ્યાદિકના પરિણામમય ભાવો જણાવ્યા છે, તે સર્વથા તેવા સ્વરૂપે વર્તે છે તેથી પરમાત્માના ઉપદેશમા શકા કાક્ષા વિચિકિત્સા વિગેરે વિના એકાત સત્ય માનવુ તે શુભ પરિણામમય સમ્યક્ત્વ જાણવુ આવા લક્ષણો જેઓએ આત્મ સ્વરૂપના દર્શન

કરવા ઇચ્છતા હોય તેઓએ આચરવાં મન વચન કાયાથી તેમા નિત્ય પ્રવૃત્તિ રાખવી તેના યોગે નવા કર્મનો બધન બધાય તેવી સમત્વમય ભાવના પ્રગટે છે તેમજ સર્વ જીવો ઉપર મૈત્રી પ્રમોદ કરુણા મધ્યસ્થ ભાવના પ્રગટતી હોવાથી નવા ભવમા રખડાવે તેવા કર્મનો ગાઢ બધ થતો નથી અને ભવ ભ્રમણનો વિલય થાય છે,

એટલે ક્ષાયિક ચારિત્રને પ્રાપ્ત કરીને આત્મ દર્શનને મેળવે છે ॥ ૭૯ ॥

શકા પૂર્વક સમાધાન જણાવતાં જણાવે છે

शुभप्रवृत्तिर्धर्म्मस्य बंधहेतुं स्मृता शुभा,
नैव सपद्यते मुक्ति शुद्धात्मानुभव विना ॥ ८० ॥

અર્થ —શુદ્ધ આત્મસ્વરૂપનો જ્યા સુધી અનુભવ ન પ્રાપ્ત થાય ત્યા સુધી ધર્મની શુભ પ્રવૃતિ કર્મ બધમાં હેતુ થાય છે તે આ શુભ બધ મુક્તિ પ્રાપ્ત કરાવી શકતો નથી ॥ ૮૦ ॥

વિવેચન —ધર્મની શુભ પ્રવૃત્તિ–દેવપૂજા, ગુરૂ ભકિત સદ્પાત્રમા દાન શિયળ દયા વિગેરે પુણ્ય શુભ કર્મ બધનમાં કારણ થાય છે શાસ્ત્રોમા જણાવ્યુ છે કે

अन्न पुण्णे, पाण पुण्णे, लेहग पुण्णे, सयण पुण्णे,
घन्न पुण्णे, वयण पुण्णे, काय पुण्णे, नमोकार पुण्णे,

અર્થ -સાધુ સાધ્વી કે અભ્યાગત આગણે આવે તેની ભક્તિ વા દયાથી અન્નનુ દાન થાય તે અન્નપુણ્ય છે સર્વ

જીવોની ઉપર દયા કરીને તેના પ્રાણુ બચાવવા જે પ્રવૃત્તિ થાય તે પ્રાણુપુણ્ય ધર્મના પુસ્તકો લખવા લખાવવા પ્રચાર કરવો તે લેખન પુણ્ય, સાધુ સાધ્વીઓને શય્યાસથારા માટે ઉપકરણુ આપવા ઉપાશ્રય આપવો તે શયન પુણ્ય મનવચન કાયાથી પૂજ્યોનો સત્કાર સન્માન કરવો તે મન પુણ્ય વચન પુણ્ય અને કાય પુણ્ય છે તેમજ શુભભાવથી નમસ્કાર કરવો તે નમસ્કાર પુણ્ય એમ નવ પ્રકારે પુણ્ય થાય છે તેને જીવો બેતાલીશ પ્રકારે સાતામય ભાવે ભોગવે છે પણુ તે સર્વ પુણ્યધર્મથી સાતા વેદનિય કર્મનો શુભ બધ પડે છે પણુ તે પુણ્ય મુક્તિના કારણુ માટે થતુ નથી શ્રીમાન્ ઉપાધ્યાય યશોવિજયજી જણાવે છે કે

अधिगत्याखिलशब्दब्रह्मशास्त्रदृशा मुनिः ।
स्व संवेद्य परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥ १ ॥

( અનુભવાષ્ટક ગાથા. ૮ )

પુર્વાનુગત અનેક શાસ્ત્રોને અવગાહન કરીને શાસ્રરૂપ ચક્ષુઓથી હેય જ્ઞેય ઉપાદેય રૂપ સર્વ ભાવને જાણીને તેના પરમાર્થનો વિચાર કરીને આત્મતત્ત્વ અને પરમાત્મતત્ત્વનો અનુભવ સૂક્ષ્મ મિમાંસા પૂર્વક કરી ધ્યાન કરે ત્યારે સત્ય અનુભવ થાય છે આત્મસ્વરૂપના અનુભવીઓ સંસારની વૃદ્ધિમય પુણ્ય પ્રાપ્ત નથી કરતા માત્ર કર્મની નિર્જરા કરે છે ॥ ૮૦ ॥

अहद्वृत्तिं परित्यज्य, सेव्यो धर्मो निजात्मनः
शुद्धधर्मस्य प्राप्त्यर्थं, नाऽन्यः पन्था महीतले. ॥ ८१ ॥

અર્થ —અહંકાર ભાવનો ત્યાગ કરીને પોતાના આત્મસ્વરૂપ ધર્મ સાધવા યોગ્ય છે આત્માનો જે શુદ્ધ ધર્મ છે તેની પ્રાપ્તિ માટે આ વિના બીજો માર્ગ નથી જ ॥ ૮૧ ॥

વિવેચન -જ્યા સુધી જીવ દેહ ઇંદ્રિય અને મનને હુ તરીકે માને છે અને સ્ત્રી, ધન, ભાઈ કુટુંબ મિત્ર સબંધીઓને મારા માને છે તેની અનુકૂળતા હોય તો આનંદ અને પ્રતિકૂલતામા દુ ખ માને છે ત્યા સુધી તેનો બાહ્યાત્મભાવ છે એટલે તેથી અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગમા પ્રવૃત્તિ કરનો નવા નવા કર્મ બ ધનથી નિર તર દુઃખને ભોગવે છે

શ્રી યશોવિજયજી વાચકવર જણાવે છે

अह ममेति मन्त्रोऽय मोहस्य जगदान्ध्यकृत्॥

હુ અને મારૂ આ મહાભયકર મોહરાજ ચક્રવર્તિનો જગતને છતી આંખે અ ધ બનાવવાનો એક મહા મ ત્ર છે. હુ અને મારૂ (अहं मम) એવો જે સકલ્પ તેજ દુ ખનુ કારણ છે તે જ્યાં સુધી જીવોમાં વર્તે છે ત્યાં સુધી આત્મા પરમાત્મ સ્વરૂપનો યથાર્થ વિવેક જીવા માંઓ નથી જ પામતા તે માટે અહ વૃત્તિનો સ પૂર્ણ ત્યાગ કરવો જેથી સત્ય આત્મ ધર્મનુ યથાર્થ જ્ઞાન થાય

॥ अयमेवहि नञ् पूर्वं प्रतिमन्त्रोऽपि मोहजित् ॥ १ ॥

આજ સુધી જે જે બાહ્ય સચેતન અચેતન દ્રવ્યોમાં હુ અને મારૂ માનતો હતો તે સત્ય નથી તે મારૂ નથી.

હુ તેનો સ્વામિ કે સેવક નથી એવા ભાવવાળો "नाह ना मम" શરીર ઇન્દ્રિય અને મન તે હુ નથી અને ધન, ધાન્ય, બાગ, બગીચા, પુત્ર, સ્ત્રી, ધન, રાજ્ય, ઋદ્ધિ તે કાઇપણ મારૂ નથી હુ તેનો સ્વામી નથી આવો ભાવ થાય ત્યારે જ સચ્ચિદાનદ સ્વરૂપનો યથાર્થ બોધ થાય છે અને તે ભાવ મોહને જિતનારો છે

ध्याता ध्येय तथा ध्यान त्रय यस्यैकतागतम् मुनेर नन्यचित्तस्य, तस्य दु ख न विद्यते ॥ १ ॥

જે મુનિ ધ્યાતા ધ્યાન અને ધ્યેયમા એકયતા પામે છે તેને કોઈ દુખ સ્પર્શતુ નથી તેથી જણાવે છે કે મોક્ષ પ્રાપ્તિ માટે અથવા સત્ય સુખ માટે અનેક અનુષ્ઠાનો, વ્રતો, જાપો, વિગેરે જ્યા સુધી સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રમય તત્ત્વત્રયિમા એકત્વભાવે સ્થિરતા ન આવે ત્યા સુધી કાઈ પણ પ્રાપ્તિ કરાવી શકતા નથી આથી પૂજ્યોએ જણાવ્યુ છે કે શુદ્ધ આત્મ સ્વરૂપ માટે સર્વ બાહ્ય વૃત્તિનો ત્યાગ કરવો જોઇએ અને અતર આત્મ સ્વરૂપમય જે વૃત્તિ તેની જ ઉપાસના કરવી તે એકજ સ્વ પરમાત્મ સ્વરૂપ વા આત્મ શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ માટે એક સનાતન માર્ગ છે ॥૮૧॥

पञ्चाचारप्रशुद्धिः स्यात्, बाह्यवृत्तेस्तु सक्षयः
अन्तर्मुखोपयोगेन, जीवन्मुक्तोऽभिधीयते. ॥ ८२ ॥

અર્થ-બાહ્ય વૃત્તિનો સક્ષય થતા પાચ આચારોની શુદ્ધિ થાય છે અને આત્મા અન્તર્મુખમાં ઉપયોગવત થાય ત્યારે તે મુક્ત થાય છે ॥ ૮૨ ॥

**વિવેચન** —સમ્યગ્ જ્ઞાનને સમ્યગ રીતે ભણવુ, ભણાવવુ, જ્ઞાનના આધારરૂપ પુસ્તક, પાટી, પોથી, કવળી, કવલી વિગેરેને બહુમાનથી જોવુ યથાકાલે યોગ્ય આદર વિધિ પૂર્વક ગુણવત ગુરૂના બહુમાન પૂર્વક અભ્યાસ કરવો. અર્થ વિચારવો તે જ્ઞાનાચાર

દર્શન એટલે સુદેવ સુગુરૂ સુધર્મની ઉપર આસ્તિકયતા રાખવી, સાધુ સાધ્વીને વદન પૂજન યોગ્ય રીતે કરવુ વીત રાગ પરમાત્મા અને તેના પ્રતિમાઓમાં એકતા સમજવી એટલે સ્થાપનામાં સાધ્ય પરમાત્મ સ્વરૂપનો પ્રગટ ભાવ માનવો તે દર્શનાચાર

પાચ સમિતિ ત્રણ ગુપ્તિરૂપ ચારિત્રચાર ગમનાગમન કરતા કોઇ પણ પ્રાણીની હિંસા ન થાય તેવો ઉપયોગ તે ઇરિયા સમિતિ. કોઇને પણ દુ ખ ન થાય અને સત્ય યથાર્થ હોય તેવી ભાષા બોલવી તે ભાષા સમિતિ એષણા સમિતિ તે સર્વદોષ રહિત આહાર પાણી આદિની પૂર્ણ શુદ્ધતા દેખીને ગ્રહણ કરવુ તે આદાન નિક્ષેપ સમિતિ તે પોતાને ગ્રહણ કરવા કે સ્થાપન કરવામાં આવનાર સર્વ ઉપકરણો કેઇ જીવનો ઘાત ન થાય તેમજ આવશ્યક સમયે યથાર્થ ઉપયોગમાં લઇ શકાય તેવા પ્રયત્ન પૂર્વક વસ્તુને ગ્રહણ કે સ્થાપન કરવી તે ઉત્સર્ગ–ત્યાગ કરવા યોગ્ય વસ્તુને સ્વ કે પરને દુઃખ ન થય, કોઈ પણ જીવનો ઘાત કે પીડા ન થાય તેવી રીતે તે ત્યાજ્ય વસ્તુનો ત્યાગ કરવો તે ઉત્સર્ગ સમિતિ આ પાંચ સમિતી મન વચન કાય ગુપ્તિ એ

આઠનો જે શુદ્ધોપયોગ તે પ્રવચન માતા ચારિત્રનુ પોષણ કરનારી છે તેથી ચારિત્રાચાર કહેવાય છે

તે અણુસણ, ઉણોદરિતા, વૃત્તિસક્ષેપ, રસત્યાગ, કાય કલેશ, લોચ, શરીર ઉપર મમત્વનો ત્યાગ આ બાહ્ય તપ ગણાય છે તે કર્મની અકામ નિર્જરા કરાવે છે

અભ્યતર તપ છ પ્રકારનો છે પોતાનાથી થયેલી ભૂલોનુ પશ્ચાતાપ પૂર્વક ગુણધર ગુરૂની પાસે આલોચના કરી માફી માગવી અને જે ગુરૂ શિક્ષા કરે તે સ્વીકારવી તે પ્રાયશ્ચિત્ત અભ્યતર તપ, વિનય ગુણથી મ્હોટા હોય, સયમ પર્યાયથી મોટા હોય, જ્ઞાન ધ્યાનમા આગળ વધેલા હોય, રત્નાધિક હોય, તેમજ દીક્ષા ગુરૂ વાચના ગુરૂ અને ગચ્છાધિપતિનો વિનય કરવો નમસ્કાર કરવો અભ્યુત્થાન કરવુ તે વિનય તપ બાળ ગ્લાન વૃદ્ધ પૂજ્ય ગુરૂ આદિને આહાર પાણી લાવી સેવા ભક્તિ કરવી તેમના કાર્યમાં આપણાથી બનતી સહાય કરવી તે વૈયાવૃત્ય તપ કહેવાય છે તથા ભણનારા સાધુઓને આવશ્યક કાર્યમા આહાર પાણીની મદદ કરવી તે વૈયાવૃત્ય ગુણ અપ્રતિહત પુણ્ય રૂપ મોક્ષ માર્ગમા ગમન કરાવવામા ઉપયોગી થાય છે તેમજ આપણે જે ભણ્યા હોઇએ કે ભણતા હોય તેની વાર વાર અનુપ્રેક્ષા–આવૃત્તિ કરવી તે સ્વાધ્યાય તપ કહેવાય છે તથા ધર્મ શુકલમય ધ્યાન કે જે આત્મ સ્વરૂપને આવરણ કરનાર સર્વ કર્મ મલનો ક્ષય કરવા સમર્થ થાય છે અભ્યતર તપ આત્મ શુદ્ધતાનુ ઉપાદાન કારણ થાય છે

તેમજ ધર્મ, અને સઘ ભક્તિમા તપ જપમા જે આત્માની સહજ શક્તિ રહેલી છે તેને જાગૃત કરવી તે વીર્યાચાર કહેવાય છે

તે સર્વથી આત્માનો શુદ્ધના અને લોગ વૃત્તિરૂપ બાહ્યાત્મ ભાવની સર્વ વૃત્તિઓનો ક્ષય કરવો કે જેથી આત્મા અભ્યતર વૃત્તિવાળો અથવા અતર્મુખ થાય જ્યારે બાહ્યવૃત્તિનો ત્યાગ કરે છે ત્યારે તેનો અખડ અભ્યાસ કરતો આત્મા અનુક્રમે સર્વ બાહ્યવૃત્તિઓ અને તેના મૂલ બીજ સમાન મોહ અજ્ઞાન મિથ્યાત્વ વિગેરે આત્મગુણના આવરણોને ક્ષય કરી આત્મ સ્વરૂપને પ્રત્યક્ષ કરી કેવલી–જીન વા મુક્ત મહાત્મા થાય છે ॥ ૮૨ ॥

આત્મદર્શીઓ જગતના સર્વ પદાર્થો જાણે છે તે જણાવે છે

व्याप्यव्यापकभावेन, भिनाऽभिन च सर्वत'
सर्वज्ञेय विजानाति, ज्ञेयाद्भिन्नस्तु व्यक्तित' ॥ ८३ ॥

અર્થ —જીવન મુક્ત કેવલીઓ સર્વ પદાર્થોને વ્યાપ્ય વ્યાપક ભાવથી ભિન્ન અભિન્ન ભાવથી સામાન્ય ધર્મથી અને વિશેષ ધર્મથી સર્વ જ્ઞેય પદાર્થોને જ્ઞાનથી જાણે છે અપેક્ષા ભેદે જુદા અને અન્ય અપેક્ષાએ વ્યક્તિરૂપે જુદા જાણે છે ॥ ૮૩ ॥

વિવેચન —જગતમા જે પદાર્થો–દ્રવ્યો વર્તે છે તે સર્વ એકધર્મવાળા છે એમ નથી જ સર્વ પદાર્થો

અનેક-અનંત ધર્મ-ગુણ પર્યાયવંત છે દરેક ગુણો દ્રવ્યોમા વ્યાપ્યવ્યાપકભાવે તેમજ પર્યાયો પણ વ્યાપ્ય વ્યાપક ભાવે વર્તે છે આત્મામા ચતન્ય જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગશક્તિ સત્તાથી સામાન્ય ભાવે વ્યાપક તેમજ જડ પદાર્થોમા પણ સ્વરૂપ આદિ ગુણપર્યાયો વ્યાપક ભાવે વર્તે છે તેથી દ્રવ્ય સર્વથા ગુણ પર્યાયોથી ભિન્ન નથી જ જો ભિન્ન હોય તો આ ઘટનો રાતો રગ છે તેવો બોધ કેવી રીતે બને ? ઘટને તેનો ગુણ ઘટાત્મક જ હોય તો ઓળખાણ ગુણને છોડીને વસ્તુનો બોધ કોઈએ કર્યો હોય તેવુ જાણવામા નથી જ આવ્યુ તેથી પદાર્થો દ્રવ્ય ગુણ પર્યાય સાથે પરસ્પર વ્યાપક ભાવે સદા રહે છે અપેક્ષાથી દ્રવ્યને મુખ્ય કરતા ગુણો ગૌણતા પામે છે ગુણ-કર્મ પર્યાયોની મુખ્યતા કરતા દ્રવ્ય ગૌણતાને પામે છે પણ એક બીજાને છોડીને દ્રવ્ય કે ગુણ એકે સ્વતત્ર નથી જ તેમા વ્યક્તિ વ્યક્તિને મુખ્ય કરતાં અન્ય બીજી વસ્તુ ગૌણ ગણાય તે અપેક્ષાએ એક ગુણ વા પર્યાયથી બીજા ગુણ યા પર્યાયોને ભિન્ન માનીએ તે પણ કથચિત્ ભાવે પણ સર્વથા ગુણ અને પર્યાયો એક બીજાથી એકાત ભિન્ન નથી તેમ એકાંત અભિન્ન પણ નથી અપેક્ષાથી ભિન્ન અને અભિન્ન છે

द्रव्य पर्यायवियुत, पर्याया' द्रव्यवर्जिताः ॥
केन किंरूपाः दृष्टा किंमानेन च केन वा ॥१॥

દ્રવ્યો છે તે પર્યાયોનો ત્યાગ કરીને એકલા સ્વતત્ર રહેતા હોય, અને પર્યાયો દ્રવ્યને છોડીને એકલા રહેતા

હોય તેવુ કદાપિ અમારા જાણવામા કે દેખવામા નથી જ આવ્યુ પણ કોઇએ તેવુ જોયુ જાણ્યુ હોય તો તેઓએ કયા કયારે કોણે અને કેવા પ્રકારે જોયા છે તે જણાવે વસ્તુત દ્રવ્ય ગુણો અને પર્યાયો કથચિત્ અભિન્ન છે આમ દરેક દ્રવ્યોમા અનતા ગુણ અનતા સ્વપર્યાયો અને પર પર્યાયો વડે અસ્તિ નાસ્તિ સ્વભાવો ભિન્નાભિન્ન સ્વભાવો એકાનેક સ્વભાવો વ્યક્તિ સમષ્ટિ સ્વભાવ (સામાન્ય વિશેષ સ્વભાવ) આ સર્વે જ્ઞેયો–જ્ઞાનથી જાણવા યોગ્ય છે તે સર્વને સર્વજ્ઞો જાણે દેખે છે શ્રુતજ્ઞાનીઓ શાસ્ત્રથી જાણે છે આત્મ સ્વરૂપના દર્શન ઇચ્છુઓએ તેનો અનુભવ કરીને આત્મસ્વરૂપની અનુભવના કરવી આત્મા શુ ? વસ્તુ શુ ? ગુણ શુ ? પર્યાયો કેવી રીને થાય છે ? તેના કયા સાધનો છે ? તે ગુણવ ત ગુરૂની ઉપાસના કરતા જીવમા જાણવાની શક્તિ પ્રગટ થાય છે ॥ ૮૩ ॥

ज्ञानस्य ज्ञेयपर्याया आत्मा ज्ञेयो व्यपेक्षया,
भिन्नाऽभिन्नाः प्रमायाश्च, ज्ञेयभावा सनातनाः ॥ ८४ ॥

અર્થ —જ્ઞાનમા સર્વ પદાર્થો જ્ઞેય રૂપે છે એક અપેક્ષાએ આત્મા પણ જ્ઞેય સમજવો. તેથી પ્રમાર્થી અપેક્ષાએ ભિન્ન અને અભિન્ન પણ કહેવાય છે પ્રમા–જ્ઞાનના એ સર્વે જ્ઞેય પર્યાયો છે આવા જ્ઞેયોને ગ્રહણ કરતા આત્માઓ અનાદિના છે અને જ્ઞેયો પણ અનાદિ વર્તે છે ॥ ૮૪ ॥

વિવેચન —જ્ઞાન એટલે જગતના સર્વ જ્ઞેય પદાર્થોનુ જાણવુ જ્ઞેય એટલે જાણવા યોગ્ય પદાર્થો જેટલા જ્ઞેયો હોય

તે સર્વને ગ્રાહક આત્મા જ્ઞાન વડે જ થાય છે આથી આત્મા જ્ઞાતા કહેવાય છે જ્ઞાનમા અપેક્ષાથી આત્મા પણ જ્ઞેય સ્વરૂપે વર્તે છે હુ મને જાણુ છુ અને પરમાત્મા અને પુદ્ગલો તથા અરૂપી દ્રવ્યો જેની સખ્યા અનત થાય છે તે સર્વને જ્ઞાનરૂપ ચક્ષુમા પ્રતિબિબ કરૂ છુ આવો અનુભવ આત્મા જ્ઞાનાકારે કરે છે તેથી જ્ઞાન પર્યાયો દ્રવ્યત્વની અપેક્ષાએ પ્રમાર્થી આ આત્માથી અભેદ રૂપે રહે છે પણ સમયે સમયે સ્વદ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવ-નામ-સ્થાપના વિગેરેની અપેક્ષાએ પરસ્પર પર્યાયોની વિચારણા કરતા કથંચિત ભેદ પણ-જુદા પણ ગણાય છે તે માટે શ્રીમાન્ ભગવાન્ શ્રી હેમચદ્રસૂરીશ્વરજી જણાવે છે કે —

घर्मधर्मित्वमतीवभेदे, वृत्त्यास्ति चेन्न त्रितय चकास्ति ॥
इहेदमित्यस्ति मतिश्च वृत्तौ, न गौणभेदोऽपि च लोकबाधः ॥१॥

ધર્મોને જો ધર્મિથી સર્વથા એકાત ભેદ જુદા માનીએ તો આ આનો ધર્મ એવુ અભિન્ન પણુ અનુભવાતુ ન હોવાથી એકત્વ માનવુ પડે છે છતા તમો જો ધર્મ અને ધર્મિને પરસ્પર એક બીજાથી સર્વથા જુદા કહેશો તો આ આનો આ ધર્મ છે એવુ નજ કહી શકો કારણ બન્નેને પરસ્પર સબધ વિનાના માન્યા છે તેથી ધર્મ ધર્મિનો સબધ ઘટશે નહિ જો બન્નેને સબધ કરાવનારો ત્રીજો સમવાય છે, તેમ કહેશો તો તે પણ જુદો થયો એક પદાર્થમાં ત્રણ વસ્તુને દેખાડવાની તમારી અપૂર્વ શક્તિને ધન્યવાદ આપવો જોઈએ વસ્તુતઃ આવી કલ્પનાવડે ગોરવતા

વૃદ્ધિ પામે છે વળી કલ્પના કરતા તે સમવાયને બન્નેમા કોઇ અન્ય સબધથી જોડવો પડશે તેને માટે પણ અ ય કલ્પનાનુ ગૌરવ વધારવા કરતા ધર્મ અને ધર્મિદ્રવ્ય સ્વરૂપે અભેદ છે અને પર્યાયરૂપે તેનાથી ઉપજેલો ધર્મ કથચિત્ પૂર્વ ધર્મ કરતાં જુદા પ્રકારનો હોવાથી કથચિત્ ભેદ ભાવે સ્વિકારતા કલ્પનાનુ સર્વ ગૌરવ જતુ રહે છે અને સર્વ આબાલગોપાલ પણ સરલતાથી સમજે તેમ છે તેથી ધર્મ અને ધર્મિઓમા કથચિત્ ભેદાભેદ રૂપ સ્યાદ્વાદનો સ્વિકાર કરવો હિતકર છે આમ જ્ઞાનમાં જ્ઞાનીઓ જગતના અનત દ્રવ્યો તેના ગુણ (સદા તેમા વર્તતા ધર્મો અને સમયે સમયે બદલાતા પર્યાયો પરિણામો) દ્રવ્યત્વ રૂપે એકતાવત અને પર્યાયગુણની વ્યકિતરૂપ વિવિક્ષા કરતા જુદા જુદા ગણાતા અપેક્ષાએ ભેદ માનતા અનત દરેક દ્રવ્યોના પર્યાયો થાય ગુણો પણ અનતા વર્તે છે, તે સર્વને જ્ઞાનથી વ્યક્ત થતા હોવાથી જ્ઞાનમા જ્ઞેયાકારે અભેદ કહેવાય છે વ્યકિત રૂપ ગણતા ભેદ-જુદા પણ ગણાય છે તેથી જ્ઞેયો જ્ઞાન સ્વરૂપે એક અને જ્ઞેય સ્વરૂપે જ્ઞાનનુ અનતતત્વ પણ અપેક્ષાથી કહેવાય છે તેમજ આત્મજ્ઞાન સ્વરૂપ હોવાથી એકત્વ ગણાય છે તેમજ જ્ઞાનમાં આત્માનુ સ્વરૂપ વિચારતા પ્રમેય રૂપે જ્ઞેય રૂપે ગણાય છે અપેક્ષાથી ધર્મધર્મિપણુ કથચિત ભિન્નાભિન્ન ગણાય આત્મામા અનાદિકાલના અનતા દ્રવ્યગુણ પર્યાયો જ્ઞેયરૂપે અનાદિકાલથી સનાતન ભાવે વર્તે છે એટલે પ્રમાત્મજ્ઞાન પણ આત્માનો તાદાત્મ્યભાવમય ધર્મ અનાદિનો છે તેમજ પ્રમામાં આત્માનુ જ્ઞેયત્વ પણ અનાદિનુ

વર્ત છે આવુ જ્ઞાન સદ્‌ગુરુની ઉપાસના કરતા આત્મદર્શનના અભિલાષીઓ સમ્યગ્ શ્રદ્ધા વિનય પૂર્વક ઉપાસના કરવાથી મેળવીને જ્ઞાન દર્શન ચારિત્ર ગુણમા વધતા આત્મ સ્વરૂપને તેના સનાતન ધર્મ યુક્ત પ્રાપ્ત કરે છે ॥ ૮૪ ॥

જગતનુ સ્વરૂપ અને તે સાથે આત્માનો જે સબધ છે તે જણાવ્યો હવે આત્માનો વસ્તુતત્ત્વે જે ધર્મ છે તે જણાવાય છે

अन्यद्रव्यप्रमाताऽपि, भोक्ता नैव कदाप्यहं,

कल्पित मामकं यद्यत्, सर्वं मिथ्येन्द्रजालवत् ॥ ८५ ॥

અર્થ —હુ જો કે અન્ય સર્વ દ્રવ્યોનો પ્રમાતા છુ પણ ભોક્તા કદાપિ પણ નથી જ આજ સુધી અન્ય દ્રવ્યનો મને મે ભોક્તા માન્યો ને મમત્વથી જે જે કલ્પના કરી તે સર્વ ઈન્દ્રજાળ જેવુ મિથ્યા જ છે ॥ ૮૫ ॥

વિવેચન —આત્મામા સત્તાથી અનત ચૈતન્ય રૂપ શક્તિ અનાદિની છે તે જ્ઞાનાવરણ આદિ કર્મનો જેટલા અશે ક્ષયોપશમ ભાવ થયો હોય તેટલા અશે પ્રગટ થતા આત્મા પદાર્થોનો જ્ઞાતા બને છે આ આત્મા કર્મયોગથી તે પદાર્થોમા મોહ મમતાથી મારાપણુ ધરતો શુભ વા અશુભ અધ્યવસાયો વડે અજ્ઞાન, મિથ્યાત્વ, અવિરતિ અને અશુભ યોગો વડે તેના ભોગોમા ગૃદ્ધિભાવ ધારણ કરીને ભોગમા પ્રવૃત્ત થાય છે આનદ માને છે અહિ વિશેષાવશ્યકની નિર્યુક્તિ જણાવે છે કે

जत्तोच्चिय पच्चक्खं, सोम्मसुह नत्थि दुक्खमेवेदम् ।
तप्पडियारविभत्त तो पुण्ण फलंति दुक्खति ॥ १ ॥

विमयसुह दुक्ख चिय, दुक्ख पडियारतिगिच्छव्व ॥
त सुहमुवयारो, न उवयारो विणा तच्च। २।

અર્થ —હે ભોળા જ્યા તુ પ્રત્યક્ષ ઇન્દ્રિયો વડે સુખ જાણે છે, તે સત્ય સુખ નથી પણ તે તો પરમાર્થ ભાવે દુ ખ જ છે વસ્તુત વિષય ભોગને મનોવૃત્તિના દુ ખને વિનાશ કરવાના હેતુથી સુખની કલ્પનાથી સુખ માન્યુ છે પરંતુ તે માત્ર પુણ્યનુ ફલરૂપ સસારનુ બધન હોવાથી વસ્તુત દુ ખ જ છે વિષયનુ સુખ તે નિશ્ચયથી વિચારીયે તો દુ ખ માત્ર જ છે જેમ પગમાથી કાટો કાઢવો હોય તો સોયના ઘોદા મારવા તે જેમ દુ ખ રૂપ છે પણ મુખ્ય કાટો કાઢવાનો ઉદ્દેશ હોવાથી મુખ્ય દુ ખનો પરિહાર કરવામા હેતુ હોવાથી સુખ તરીકે કલ્પના કરાય છે એટલે ઉપચાર કરાય છે તે ઉપચાર સત્ય સુખ નથી આમ પરમાર્થજ્ઞાનીઓ સર્વ પદાર્થોના ગુણોને જાણે દેખે છે ભૂત ભાવિ પર્યાયોને પણ જ્ઞાનથી જાણે છે પણ પ્રમાતા તેના ભોક્તા હોય તેવુ કાંઈ જ નથી કેવલી પરમાત્મા સર્વ જગતના દ્રવ્યો ગુણો પર્યાયોના જ્ઞાતા છે પણ તેના ભોક્તા કર્તા નથી જ આપણે અજ્ઞાનતાથી સર્વ ચેતન અચેતન પદાર્થોને દેખીને તેના રૂપ રગમાં મોહ પામી મારા કે હુ પણાથી તેના ભોક્તા છીએ તેમ માનીએ છીએ તે આપણો બાહ્યાત્મભાવ છે વસ્તુત તે ભોગના

સાધનો ઇન્દ્રજાલની પેઠે આપણને છોડીને ક્ષણવારમા ચાલ્યા જાય છે, તે આપણા નથી આપણે તેના નથી, તે માત્ર આપણા વિભાવ દશાના પરિણામો છે, તમે પોતે જ આત્મ સ્વરૂપ હોવાથી સ્વાત્મ ગુણ પર્યાયોના કર્તા ભોક્તા સ્વામિ છો પણ પર ભાવમય પુદ્ગલ દ્રવ્યોના કર્તા ભોક્તા સ્વામિ નથી અધ્યાત્મબિંદુમા જણાવે છે કે –

स्वत्वेन स्व परमपि परत्वेन जानन् समस्तान्यद्रव्येभ्यो विरमणमिति सच्चिन्मयत्व मपन्नः स्वात्मन्येवाभिरति मुपगमयन् स्वात्मशीली स्वदर्शीत्येव कर्ता कथमपि भवेत् कर्मणो नैप जीवः ॥ १ ॥

અર્થ —સમ્યગ જ્ઞાન દર્શન ચારિત્ર આરાધક સ્વ–આત્માના સ્વરૂપને પોતાનુ માનનો પુદ્ગલ આદિ અન્ય દ્રવ્યને પર એટલે પોતાનુ નથી એમ નિશ્ચયથી જાણતો અને માનતો સર્વ અન્ય દ્રવ્યોના ભોગથી આત્માને વિરામ પમાડતો સર્વ વિરતિ ભાવમય એક સદ્ચિદ્રૂપ આત્મ સ્વરૂપમા રમણતા કરનો તેમાજ તન્મય એકાગ્રતા વડે પ્રેમભાવને ધરનારો મુનિરૂપ બનેલો સમાધિને પ્રાપ્ત થયેલો આત્મા જ સ્વાત્મશીલી સ્વાત્મદર્શી સ્વરૂપનો કર્તા બ્રહ્મા બનેલો હોય છે તેવા મહાત્માઓને પર પુદ્ગલનું કર્તૃત્વ ભોક્તૃત્વ નથી જ કારણ કે તે ભોગોનુ ઉપાદાન રૂપ શુભાશુભ કર્મ તેનો આત્મા–જીવ કર્તારૂપે નિશ્ચય ભાવે નથી જ રહ્યો પણ આત્મસ્વરૂપથી અજ્ઞાની પોતાને પુદ્ગલ ભોગનો કર્તા અને તેના ઉપાદાન કર્મનો કર્તા ભોક્તા માને

છે, વસ્તુત સર્વ ભોગો તે શુભ કર્મનો ઉદય પૂર્ણ થયે ઇન્દ્રજાલની પેઠે એક ક્ષણવારમા નષ્ટ થઇ જશે માટે જ દ્વૈતવાદીઓ 'ब्रह्म सद् जगन्मिथ्या' કહે છે તે નષ્ટત્વ ધર્મને આગળ કરતા કહે છે માટે હે આત્મન્ તુ સ્વાત્મ સ્વરૂપનો દર્શી થઇને તેમાં રમણતા કર ॥ ૮૫ ॥

दृश्य यत्तन्न मे किञ्चिद्, ध्रुव ज्ञात विवेकत
आत्मार्थि शुरात्मा मे, दुष्टाऽदुष्टविचारत• ॥ ८६ ॥

અર્થ —જે દેખાય છે તે સર્વ મારૂ જણાય નથી. એવો વિવેક મે હવે જાણ્યો તેથી મને એવો નિશ્ચય અનુભવ થયો છે કે આત્મા જ પોતાનો વૈરિ અને બધુ પોતાના અશુભ શુભના વિચારોથી બને છે ॥ ૮૬ ॥

વિવેચન —જગતમા જે દૃશ્યમાન દેખાય છે તે સર્વ રૂપ રસ ગધ સ્પર્શ શબ્દ વિગેરે ગુણો અને નવા નવા પરિણામો આકારોને પામતા પર્યાયોના ધારક પુદ્ગલ દ્રવ્યો છે તેમજ ધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ વિગેરે અરૂપિ દ્રવ્યો પણ પોતપોતાના પર્યાયમય ધર્મ–સ્વભાવમય કાર્યોના કરનારા છે તેમા પુદ્ગલ દ્રવ્યો સ્કધમય બનીને કર્મવશવર્તિ જીવોના શરીર ઇન્દ્રિય મન કર્મરૂપ કાર્યોમાં પોતાના શુભાશુભ વિપાકોને અવલબીને તે તે રૂપી દ્રવ્ય પુદ્ગલ સ્કંધોને ગ્રહણ કરીને ઉપયોગ કરે છે જ્યા સુધી અજ્ઞાન મિથ્યાત્વમય આત્મપરિણતિ હતી ત્યા સુધી મે તેને હુ અને મારાપણાનો આરોપ કરીને ભૂલો પડયો અધ્યાત્મબિંદુમાં જણાવ્યુ છે કે

जे तप्पओसी अपरिग्गहीअ, सो तेसु मोहो विगइ उवेइ ।

અર્થ —જીવાત્મા જે પુદ્‌ગલો તેના ઉપર પ્રતિકુળ જણાતા હોય ત્યારે પ્રદ્વેષી બને અને અનુકુળતા જણાય ત્યારે તેને પોતાના માનીને ગ્રહણ કરે છે ત્યારે તેનો સ્વામિ પોતાનો માને છે આ પ્રકારનુ જીવોનુ અશુદ્ધપણુ મોહ રૂપ મહાભય કર કર્મ કરે છે આત્મા તેને પોતાનુ સ્વરૂપ સમજીને તેનો સ્વિકાર કરે છે આથી આત્મા અજ્ઞાન મિથ્યાત્વ મોહરૂપ કર્મપ્રકુતિના વિકારથી તદ્રૂપ બન્યો છે તો પોતે જ પોતાનો શત્રુ બને છે અને તે પરિણુતિ યુકત બન્યા છતો દુર્ગતિમા નરક તિર્યંચ ગતિમા ગમન કરનારો થાય છે તેથી પોતાનો દુશ્મન બને છે એટલે

સ્રી ધન ભાઈ ભગિનીને, પુત્ર પુત્રી કુટુ બ પરિવાર કે,
તેના સગે મોહિયો, દુ ખ પામ્યો અપાર,
કે જીનવાણી ચિત્ત આણી એ"

એમ બાહ્ય આત્મ સ્વરૂપનુ વિવેચન કરતા પૂજ્ય ગુરૂદેવે જણાવ્યુ છે કે મોહનો જેને ગાઢ સ બ ધ હોય તે આત્મા બાહ્યાત્મા કહેવાય છે તેવી અવસ્થામા આત્મા જીવ પોતાને સ સાર દાવાનલમા ફેકતો હોવાથી પોતાનો જ દુશ્મન બને છે તે દૃષ્ટાંત અત્રે જણાવતાં કહે છે કે

अहह आया आय हणइ गुणे संतए विघसे
हमइ रम्मे वयई नाणाई गुणभावे ॥ १ ॥

અહો આશ્ચર્ય છે અથવા ખેદનો વિષય છે કે આત્મા પોતે જ પોતાને હણે છે ( કોઇ શ કા કરે છે કે કેવી રીતે

ઉતરમા જણાવે છે કે) આત્મા સત્તાએ ચૈતન્ય રૂપ સર્વ ગુણોનો સહજ ભાવે સ્વામિ હોવા છતા વિષય કષાય હિંસ અસત્ય ચોરી મૈથુન પરિગ્રહ અને અનત ભોગોમાં આસક્તિથી સવ દુર્વ્યસનને સેવવા પાપના આરભોનો ઉપદેશ કરનો વિનોદ માટે જીવનો વધ કરવો નાટક ચેટક જોવા, દેવગુરૂ ધર્મનો અવિવકાર કરવો વિગેરે અશુભ પ્રવૃત્તિથી તેમજ મન વચન કાયાનો બહુ વ્યવસાય કરીને કૃષ્ણ લેશ્યા અને રૌદ્રધ્યાન વડે પોતાના આત્માને ભય કર દુર્ગતિમા હડસેલીને પોતાના ચૈતન્યગુણોનો વિનાશ કરે છે એટલે હણે છે

આ અવિવેકને દૂર કરી જેણે વિવેક કર્યો છે તે બાહ્ય દષ્ટિથી દેખાય છે તે સર્વે જરા પણ મારા નથી, હુ તેનો નથી, આજ સુધી મે તેને અજ્ઞાનતાથી જ મારા માન્યા હતા તેથી હુ મારા સ્વરૂપનો સદ્‌ગુણોનો ઘાતક થયો એથી હુ જ અજ્ઞાનતાથી જ મારો શત્રુ બન્યો છુ તેમ સમજે છે વસ્તુત

एगो मे सासओ अप्पा नाणदसणसजुओ
सेसा मे बाहिरा भावा, सव्वे सजोगलक्खणा ॥ १ ॥

અર્થ —મારો આત્મા એક એટલે સર્વ જીનો સમાન ધર્મવાલો હોવાથી એક છે સર્વ આત્માઓ દ્રવ્યત્વ નયથી શાશ્વતા જ છે હુ પણ જાતિ ઇન્દ્રિય શરીર કર્મના સબધને ગૌણ કરી શાશ્વતો જ આત્મભાવે છુ અને તે પણ જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ વિગેરે ગુણાત્મક

છુ તે ગુણો કર્મોના આવરણથી દબાઈ ગયા છે અને હુ પણ મારા સ્વરૂપને આજ સુધી ભુલી ગયો હતો, તે પરમાત્મ સ્વરૂપના દર્શન થતાં બકરાની જોડમા જન્મથી વસેલા સિહને પોતાના આકાર સમાન સિહને જોઈને તેના શબ્દ વિગેરે વડે પોતાને સિહ જાણ્યો, બકરાપણુ છોડીને સિહ થયો, તેમ હુ પણ હે પરમાત્મા આપની સેવાથી આપના સમાન વ્યક્ત ગુણોને પ્રાપ્ત કરીશ જ અને મને સદ્‌વિવેક જાગવાથી આપની આજ્ઞા પ્રમાણે સમ્યગ જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ગુણો જે મારામા છે તે પ્રગટ થશે આજ સુધી મે અજ્ઞાનતાથી જે જે કાર્યો કર્યાં તેથી મે મારા આત્માને ચાર ગતિઓમા ચોરાશી લાખ યોનિયોમા ભમાડયો હુ એનો ભોક્તા કર્યો, અશુભ દુષ્ટ વિચારથી હુ મારો શત્રુ બન્યો હતો હવે હુ આપના ચરણમા રહીને મારૂ હિત સાધી આત્માનો શુદ્ધ સ્વરૂપ સત્યપ્રેમી મિત્ર થઈશ તેમજ જગતના સર્વ જીવો પણ સામાન્યત મારા સમાન ધર્મિ હોવાથી મારા આ ધર્મિ છે તેઓને પ્રભુના માર્ગે વાળીને તેઓ ઉપર પરમ મૈત્રી ભાવના કેળવીને મિત્ર બનીશ ॥ ૮૬ ॥

ब्रह्मभावस्य ससर्गात्, किं मे जात तथागतम्,
नाऽह ससर्गतो लिप्तो, रागद्वेषविवर्जनात् ॥ ८७ ॥

અર્થ -બાહ્ય ભાવોના સસર્ગથી મને શુ લાભ કે હાની થાય છે ! હુ રાગદ્વેષથી જો પર છુ તો બાહ્ય ભાવથી જરા પણ લેપાવાનો નથી જ ॥ ૮૭ ॥

વિવેચન —જ્યારે હુ આ મા સિવાયના પદાર્થોને મારા કે હુ રૂપે છે તેમ મન વચન કાયાથી સ્વિકારતો નથી તેમજ તે પદાર્થો પ્રત્યે કે તેના ઉપભોગો પ્રત્યે મારે રાગ કે દ્વેષ નથી પછી તે બાહ્ય પુદ્ગલો ગમે તેવા અનુકુળ લાભ આપનારા હોય કે આપણને ઉપાધિ દુ ખ આપનારા હોય તો પણ મને દ્વેષ કે એ૦ નથી પછી તે પુદ્ગલોનો સસર્ગ સબધ હોય તો મને કાઈ નુકશાન કે લાભ કેવી રીતે થાય? નજ થાય પૂજ્ય શ્રીયશોવિજય મહોપાધ્યાયજી જણાવે છે કે,

नाऽहं पुद्गलभावानां कर्ता कारयितापि च ॥
नानुमन्ताऽपि चेत्यात्मज्ञानवान् लिप्यते कथम् ॥

હુ આત્મા સ્વગુણમય હોવાથી મારા ગુણ પર્યાયોનો જ કર્તા છુ નિશ્ચયથી પુદ્ગલ દ્રવ્યોથી હુ ભિન્ન ધર્મગુણ પર્યાયોવાળો હોવાથી નિશ્ચયથી તે પુદ્ગલોનો કર્ત્તા નથી અને ભોકતા નથી તેમજ અન્યપાસે કરાવનારો કે કોઈ તેવુ કરતો હોય તેનુ અનુમોદ કરનારો નથીજ તે પુદ્ગલ સાથે મારે તાદાત્મ્ય ભાવનો સબધ ન હોવાથી માત્ર સયોગ રૂપ સબધને લીધેજ સમ્યગ્જ્ઞાનવાન સ્વપર સ્વરૂપનો વેત્તા હુ કેવી રીતે લેપાઉ ? નજ લેપાઉ કારણ કે રાગ દ્વેષ મોહ માયા તૃષ્ણાથી આત્મા ઘેરાયો નથી તો નજ લેપાઉ જ્ઞાનસારમા પૂજ્ય મહોપાધ્યાય યશોવિજયજી જણાવે છે કે,

लिप्यते पुद्गलस्कन्धो, न लिप्यते पुद्गलैरहम् ॥

પુદ્ગલોથી પુદગલોના સ્કધો અવશ્ય લેપાય છે તેમ

રાગદ્વેષવતો મોહ અજ્ઞાન મિથ્યાત્વથી લેપાય છે પણ હુ મોહ અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ સ્વરૂપથી વિરકત હોવાથી કેવી રીતે ખરડાઉ નજ લેપાઉ ॥ ૮૭ ॥

कर्त्तापि नैव कर्त्ताऽहं भोक्ताऽपि नैव भोगभाक्।
अन्यतोऽहं ममिन्नोऽस्मि स्वात्मनि स्वात्मताहि वै. ॥८८॥

અર્થ—હુ બાહ્ય ભાવોનો કર્તા નથી તેમ કર્તા પણ છુ, ભોકતા ન હોવા છતા પણ ભોકતા છુ અન્ય પુદ્ગલોથી પ્રગટ ભિન્ન જ છુ, પોતાના આત્મામા આત્મ સ્વરૂપતા વર્તે છે ॥ ૮૮ ॥

વિવેચન —આત્મામા સહજભાવે સ્વરૂપનુ કર્તા ભોક્તા પણુ વર્તે છે પણ પુદ્ગલોનુ નથી જ આમ હોવા છતાં અનાદિકાલથી મિથ્યાત્વ અજ્ઞાન મોહવડે ઘેરાયેલો આત્મા વ્યવહાર નયથી તે પુદ્ગલોને કર્તા બને છે અને ભોકતા પણ બને છે જ્ઞાનસારમા પૂજ્યશ્રી જણાવે છે કે

ससारे निवसन् स्वार्थ-सज्जः कज्जलवेश्मनि
लिप्यते निखिलो लोको, ज्ञानसिद्धो न लिप्यते ॥ १ ॥

આ સકલ સસારમા વસતા પ્રાણીઓ પોતપોતાના સ્વાર્થને લઈને ધન પુણ્ય કરતા પુદ્ગલભોગની વાસના રાખતા હોવાથી કાજળની ઓરડીમા પડેલા મનુષ્યની પેઠે વિષય ભોગ અને ધન લાલસા વિગેરેમા અવશ્ય લેપાય છે આ સસારમાં સર્વ પ્રાણીઓ માટે આ સામાન્ય જ છે પણ જે આત્મા સમ્યગ્ જ્ઞાનવાન સિદ્ધ હોય એટલે વસ્તુ સ્વ

ભાવનો સાચો અનુભવી હોય તે નથી જ લેપાતો તેથી હુ જ્યા સુધી અજ્ઞાની હતો ત્યાં સુધી તે સર્વ પુદ્ગલના સ્કધો રૂપ રસ ગધ સ્પર્શ શબ્દરૂપ વિષયોનો કર્તા ભોક્તા થયો છુ પણ જ્ઞાનવડે સદ્‌વિવેક પ્રગટતા તે પુદ્ગલોનો હુ સ્વામી નથી મારે અને તે પુદ્ગલોને કોઇ સાધર્મ્ય નથી એમ અનુભવથી જાણતા મારા સ્વરૂપને ઓળખતાં ચૈતન્યમય જ્ઞાન દર્શન ચારિત્રના પર્યાયોનો કર્તા ભોક્તા સ્વામી થયો છુ અને પુદ્ગલભોગોનો કર્ત્તા ભોક્તા કે સ્વામિત્વ હુ નથી એમ નિશ્ચય કરીને સ્વાત્મ સ્વરૂપતામા જ રમનારો થયો છુ શ્રી જ્ઞાનસારમા જણાવ્યુ છે કે

'નિશ્ચય નયથી જોતા સહજ ભાવે આત્મા પુદ્ગલોથી આકાશની જેમ લેપાતો નથી પણ વ્યવહાર નયની અપેક્ષાએ બાહ્યભાવમા પ્રવૃત્તિ કરતો હોવાથી તે પુદ્ગલ કર્મ શરીર ઇન્દ્રિય મન અને ભોગોમાં રાગદ્વેષ વડે નિરતર અનાદિકાલથી પરપરાએ લેપાતો આવેલો છે જ, પણ સમ્યગ્જ્ઞાન પ્રગટવાથી પરમાત્માના આગમમાં શ્રદ્ધા પ્રીતિવડે ગુરૂઉપદેશથી અને સત્ય અનુભવથી જ્ઞાની થયેલો આત્મા ચારિત્ર તપ સયમ વડે યુક્ત હોવાથી બાહ્યાત્મદશાનો ત્યાગ કરીને શુદ્ધતા પામેલો આજ્ઞાભાવથી ક્રિયા કરતો લેપાતો નથી પણ બાહ્ય દશાવાલો આત્મા બાહ્યભાવે ભોગની આકાંક્ષા કરતો છતા કર્મ આદિ પુદ્ગલોથી લેપાય છે હુ તે પુદ્ગલથી અન્ય ધર્મ સ્વભાવવત છુ એવો અનુભવિ આત્મા ચૈતન્ય ગુણમા રમણતા કરતો હોવાથી પુદ્ગલોમા કર્માદિકમા લેપાતો નથી ॥ ૮૮ ॥

આમ આત્મસ્વરૂપને જણાવીને આત્માઓએ દર્શન માટે શુ કરવુ તે જણાવે છે

अन्तर्मुखोपयोगेन, वर्तिष्येऽह मुदा ध्रुवम्;
साधयिष्याम्यह शुद्धा, स्वकीयामात्मशुद्धताम् ॥ ८९ ॥

અર્થ —હવે હુ અતર્મુખના ઉપયોગ વડે નિશ્ચયતા પૂર્વક ધ્રુવ એવા આત્મ સ્વરૂપમા વર્તતો છતા પોતાના સ્વરૂપની શુદ્ધતાને નિશ્ચયથી સિદ્ધ કરીશ જ ॥ ૮૯ ॥

વિવેચન —આત્મા જ્યારથી બાહ્ય ભાવથી કરાતી ક્રિયાનો ત્યાગ કરીને આત્મસ્વરૂપમા અતરમુખ થઈને આત્મગુણોની શુદ્ધતા કરવામાં ઉપયોગી થઇને પ્રવૃત્તિ કરે તે માટે શાસ્ત્રોમા જણાવ્યુ છે કે

जा किरिया सुट्ठुपरो, सा विसुद्धये न अप्पधम्मोति ।
पुव्वि हीयाय पच्छा, अहिया जह निस्सिहाई विग ॥१॥

જે ધર્મ સબધી ક્રિયા કરતા ક્રિયામા ઉપયોગ રાખવાથી સારી થાય છે પણ મનમા પુદ્ગલ ભોગની વાંછા હોવાથી ક્રિયા પ્રથમ સુખ રૂપ શુભ ફલ આપીને પાછળથી જે વચ્છા વડે અનુકુળ ભોગો ભોગવતાં તેમા અત્યન્ત આસક્તિથી અશુદ્ધ અને અશુભ પરિણામથી બ્રહ્મદત્તની પેઠે અશુભ ફલ દાયક પરપરાએ થાય છે માટે હું સારી શુદ્ધ ક્રિયામાં જ્ઞાન દર્શન ચારિત્ર ઉપયોગમય નિશ્ચયથી વર્તિશ અને અવશ્ય આત્માના સ્વરૂપની શુદ્ધતા કરનારી ક્રિયા સદુપયોગ પૂર્વક સાધીશ શ્રીમાન્ ભગવાન્ વાચક યશોવિજયજી જણાવે છે કે

गुणवृद्धये तत्र कुर्यात्, क्रियाऽस्खलितैव वा
एकं तु संयमस्थानं जिनानामवतिष्ठते

આત્મામાં અંતર્મુખ ભાવે જે ક્રિયા ધર્મ સંબંધિ થાય સામાયિક, પ્રતિક્રમણ પૌષધ, તપ, જપ, પ્રભુપૂજા ગુરૂ ભક્તિ સાધર્મિક દાન વિગેરે તે આત્મગુણની ઉત્તરોત્તર વૃદ્ધિ કરનારી જ થાય છે તેથી ક્રિયા બ હાથી કરાયા છતાં અંતરંગમાં આત્મ શુદ્ધતાનો ઉપયોગ રાખીને કરાતી હોવાથી એક સંયમનું સ્થાન થાય છે ચંચલતા પ્રમાદને દૂર કરીને આત્મ સ્વરૂપનો બોધ કરાવવા સમર્થ થાય છે તેથી હું આજથી આત્માની શુદ્ધતાનું ધ્યાન રાખીને સર્વ અનુષ્ઠાનો અભ્યંતર ભાવમાં ઉપયોગ પૂર્વક ક્રિયા કરતાં અવશ્ય આત્મદર્શન સાધીશ ॥ ૮૯ ॥

હું કેવો છું તે સ્વરૂપને જણાવતાં ગુરૂદેવ કહે છે કે

किं स्वर्गेण च राज्येन, नाऽहं लिङ्गी न जातिमान्;
नाऽहं वृद्धो युवा बालो, देहस्थोऽपि न देहवान् ॥ ९० ॥

અર્થ—હું આત્મા સ્વર્ગ કે રાજ્યને ઈચ્છતો નથી તે મળવાથી શું લાભ થાય તેમ છે, હું લિંગી નથી, જાતિવાન પણ નથી, વૃદ્ધ પણ નથી, યુવાન કે બાળક પણ નથી, દેહમાં વસવા છતાં દેહિ પણ નથી જ ॥ ૯૦ ॥

વિવેચન—જે આત્માથી સત્ય આત્મ સ્વરૂપનું ભાન થયું છે તે આત્મા દુનિયાના સર્વ પદાર્થોને આત્માને ભિન્ન વિભાવતાને ઉત્પન્ન કરનારા જાણે છે તેથી તેને પૃથ્વીનું ચક્રવર્તિપણું મળે કે બાર દેવલોકનું સ્વામિત્વ મળે તેને

तुच्छ माने छे परम पूज्य आनंदघन योगीराज जणावे छे के,

सुज मन प्रभुपद पंकजे रे, लीनो गुण मकरंद
रंक गणे मंदिरधरा रे, इन्द्र चन्द्र नागेन्द्र
विमलजीन दीठां लोयण आज
मारा सिध्या वांछित काज

वळी ज्ञानसारमा पूज्य श्री जणावे छे के,

यस्य ज्ञान सुधासिन्धौ पर ब्रह्मणि मग्नता
विषयान्तरसञ्चारस्तस्य हलाहलोपम ॥१॥

अनंत ज्ञान दर्शन चारित्र वीर्य उपयोग गुणोरूप अमृतना स्वयंभू समुद्र समान परम ब्रह्ममय आत्मस्वरूपमां एकाग्रता—मग्नता लीनता प्राप्त थएली होय तेने इन्द्रो चक्रवर्तिओना भोगो के राज्यना भोगोनी वात भय कर हलाहल विष जेवी लागे छे तेओने राज्य के इन्द्रत्वथी लाभ थाय ? जराय नहि ते तरफ आत्मदर्शीने जराय प्रेम के राग नज होय तेने तो हु शुद्धात्म स्वरूपनो निरंजन निराकार आत्मा स्वसत्ताथी छु हु पुरुष, स्त्री के नपुंसक नथी, तेमज हु ब्राह्मण वैश्य क्षत्रिय के शुद्र पण नथी तेम बाल वृद्ध ग्लान के युवान पण हु नथी तेमज कर्मना योगे देहमा वास कर्या छता निश्चयथी हु देही पण नथी जेम कोइ धर्मशाळामा साजे आवेला मुसाफरो वसे छे ते धर्मशाळाना मालिक थई शकता नथी तेम आत्मा पण भव भ्रमणा करता अनेक देहो शरीरोमा अनंत वखत वास करीने आ मनुष्य भवमा वास करनारो थयो छे, पण ते

એકે શરીરનો સ્વામિ નથી બની શકતો શ્રી યશોવિજય ઉપાધ્યાયજી જણાવે છે કે,

आकाररहित शुध्ध स्वरूपे व्यवस्थितम्।
सिद्धमष्टगुणोपेत निर्विकारनिरञ्जनम् ॥ १ ॥
तत्सम तु निजात्मान, रागद्वेषविवर्जितम्।
सहजानदचैतन्य प्रकाशयति महायशे. ॥ २ ॥

પરમાત્મા પરમ બ્રહ્માત્મા પુદ્‌ગલથી યુક્ત જે આકાર તેથી રહિત છે અને કર્મમલનો અભાવ હોવાથી પરમ શુદ્ધ છે, તેવા સ્વસ્વરૂપમા નિત્ય વ્યવસ્થિત છે તેમજ અનતજ્ઞાન અનત દર્શન અનત ચારિત્ર અનત વીર્ય અવ્યાબાધત્વ અગુરૂલઘુ અનતસ્થિતિ અનાવગાહત્વ એ આઠ ગુણોથી યુક્ત નિર્વિકાર, નિરજન સિદ્ધ ભગવતો સહજભાવે શુદ્ધ આનદને ભોગવતા છતા મહાનૂસ્વચૈતન્યનો પ્રકાશ કરે છે તેવા સ્વરૂપ વાળો રાગદ્વેષથી રહિત હુ નિજ સહજસત્તાથી છુ જ છતા અજ્ઞાન મિથ્યાત્વ પ્રમાદ અવિરતિ યોગે કર્મબધથી જકડાયેલા શરીરમા વસતો છતો પણ વસ્તુત અદેહિ-અશરીરી છુ તેમજ શ્રીમદ્ ભગવત્ ગીતા કહે છે કે,

न जायते म्रियते वा कदाचिन्नाय, भूत्वा भविता वा न भूयः
अजो नित्य शाश्वतोऽय पुराणो न हन्यते हन्यमाने शरीरे ।१।

આત્મા જન્મ કે મરણ કરતો નથી, કદાચિત્ હતો નથી કે નહિ હોય તેમ બનતુ નથી, તે તો સદા અજન્મા નિત્ય દ્રવ્યરૂપે શાશ્વતો જ છે તેથી આ આત્મા

નિશ્ચય ભાવે શરીર હણાય છતા સ્વરૂપથી આત્મા નથી જ હણાતો તેના બાલત્વ યુવાનત્વ વૃદ્ધત્વ ભાવો તો કર્મસયોગે પરિણામ પામેલા પર્યાયો છે તે નાશ થાય છે, તેથી જો એ કથચિત પર્યાયત્વભાવે નાશ થાય તો પણ દ્રવ્યત્વભાવે સદા આત્મા શાશ્વતો જ છે તે આત્માના દર્શન તેના સ્વરૂપનો નિશ્ચય બોધ કરવાની ભાવના અ તરાત્મા અવશ્ય કરે છે ॥૯૦॥

मनोवाग्देहयोगैर्हि, भिन्नोऽस्मि वस्तुतः स्वयम्;
अनन्तशक्तिरूपोऽहं ज्योतिषामपि भासक' ॥ ९१ ॥

અર્થ —મનવચન કાયારૂપ યોગથી સહજભાવે વસ્તુત સ્વય હુ ભિન્ન છુ તેમજ અનત શક્તિ સ્વરૂપ હુ છુ તેમજ જ્યોતિષોના સ્વરૂપનો પણ પ્રકાશક છુ. ૧૯૧॥

વિવેચન —આત્માના સ્વરૂપનો અને પર સ્વરૂપનો ભેદ કે સામ્યતા કેવી છે તે અવશ્ય વિચારવી જોઇએ, મન રૂપ દ્રવ્યપુદ્ગલ દલોના સ્કધ, પાણીરૂપ થયેલ દ્રવ્ય પુદ્ગલોના સ્કધો તથા શરીરરૂપે પરિણામ પામેલા પુદ્ગલ દ્રવ્યોના સ્કધોનો સમુહ પણ આત્માથી ભિન્ન જ છે પુદ્ગલોમાં સડન પડન વિધ્વસન ક્ષણે ક્ષણે રૂપ રસની હાની વૃદ્ધિ થતી હોવાથી અને આત્મા સહજ ભાવે જ્ઞાન, દર્શન, ચારિત્ર તપ વીર્ય ઉપયોગ રૂપ ચેત ય ગુણોવાળો હોવાથી પુદ્ગલ ધર્મ અને આત્મ ધર્મનો પરસ્પર ભેદ છે જેના ધર્મ ભિન્ન હોય તે દ્રવ્યો પણ ભિન હોય જ શ્રી જૈનાગમોમાં જણાવ્યુ છે કે —

पुब्वि रागाइया विभरा सन्वओ विभज्जिज्जा,
पच्छाद्वा कम्मा सन्व निभिन्नो नियो अप्पा ॥ १ ॥

અર્થ—પ્રથમ તો રાગદ્વેષ વિગેરે વિભાવ પરિણામો સર્વથા પરસ્પર જુદા કરવા પછી તેવા રાગદ્વેષના પરિણામો થવાના હેતુ ભૂત કર્મોનો પણ ભિન્ન ભિન્ન સ્વરૂપે છે તેનો વિવેક ભેદ કરવો પછી તે પરિણામથી જે ખેંચાયેલા કર્મો કે જે સત્તામાં રહેલા છે તે અને ઉદયકાલને પ્રાપ્ત કર્યા વિનાના છે તેમજ ઉદયમાં આવેલા કર્મદલના વિપાકોના ફલનો પણ વિવેક પૂર્વક ભે૦ કરવો

વિવેચન –આમ શરીર મન વચન વિગેરે પણ પુદગલ દ્રવ્યો સડન પડન વિનાશી ધર્મવાલા છે આત્મા ક્ષાયિક ક્ષયોપશમિક પારિણામિક અગુરુલઘુ સ્વભાવવ ત છે અને બીજા અરૂપી અને રૂપી દ્રવ્યના સ્વભાવથી ભિન્નતા હોવાથી તે પુદગલાદિ દ્રવ્યથી ભિ ન જ છે, આત્મા સહજ સ્વરૂપે નિશ્ચય નયથી કર્મ અને તેના કાર્યરૂપ મન વચન કાયાથી એટલે સર્વ પુદગલ દ્રવ્યથી ભિન્ન છે એટલે હુ આત્મા પુદ્ગલમય નથી એમ વસ્તુ સ્વરૂપે નિશ્ચય થયો છે અને આત્મા જો પુદગલથી જુદો છે તો તેના સ્વભાવ ગુણ પરિણામો–પર્યાયો પણ જુદા જુદા હોય જ તે ક્યાં છે તો જણાવે છે કે હુ આત્મા સહજ સ્વરૂપે અન ત શક્તિ અન ત વીર્યવ ત છુ સૂક્ષ્મ કુથુઆમા અને સર્વ લોકાકાશમા વ્યાપક થવામાં શક્તિવ ત છુ, સર્વ જડ પદાર્થોને તેના ગુણ પર્યાય સ્વભાવોને જાણવા દેખવાની શક્તિ ધરાવુ છુ સર્વ જ્યોનિયોમા હુ જ આત્મદ્રવ્યથી પ્રકાશક છુ એમ આત્માનો અનુભવ કરી આત્મદર્શિ બનેલો યોગી જાણી શકે છે ॥૬૧॥

नाऽहं वर्णी न च तुच्छ' कथमौदयिकेष्वहं,
स्वप्नवद् बाह्यभावेषु, नाऽहं नाऽहं स्मराम्यहं ॥ ९२ ॥

અર્થ —હુ આત્મા વર્ણવાળો નથી તેમજ તુચ્છ અભાવ રૂપ પણ નથી હુ કેવી રીતે ઔદયિક ભાવવાળો હોઉં, સ્વપ્નની પેઠે મિથ્યા હોવાથી બાહ્ય ભાવોમા હું નથી હુ નથી હુ નથી તેનુ સદા સ્મરણ કરતો રહુ છુ. ॥૯૨॥

વિવેચન —આત્મા નિશ્ચયભાવે કોઈ પણ વર્ણે લાલ, પીળો, કાળો ગોર કે લીલો એવા રૂપવાળો નથી તેમ જ સુરભિગંધી કે દુરભિગંધી નથી, રૂ જેવો હલકો નથી તેમજ વજ્ર જેવો ભારે પણ નથી, વન્ધ્યા પુત્રની પેઠે તુચ્છ-અભાવ રૂપ પણ નથી અથવા આત્મા તુચ્છ એટલે હલકા ક્ષુદ્ર પ્રાણી જેવો પણ નથી કારણકે તે બધા જડ પુદ્ગલોના જ ધર્મો છે યોગશાસ્ત્રમા જણાવ્યુ છે કે —

पुद्गला' स्यु स्पर्शरसगन्धवर्णस्वरूपिण
तेऽणु स्कन्धा द्वेधा किलावणत ॥ १ ॥

यद्वा' स्कन्धा गन्धशब्दसौक्ष्म्यस्थौल्याकृति स्पर्श' ।
अन्धकारोऽऽतत्नोद्योतभेदछायात्मिका अपि ॥ २ ॥

कर्म काया मनो भाषा चेष्टितोश्वास दायिनः,
सुखदु'खजीवितव्यमृत्युमग्रहकारिण' ॥ ३ ॥

અર્થ – સ્પર્શ રસ ગધ વર્ણ સ્વરૂપિ સર્વ પુદ્ગલો છે તે અણુ અને સ્કધમય રૂપે પરાવૃત્તિ પામતા રહે છે અણુ સ્કધો થાય, સ્કધો અણુ રૂપે થાય એમ સદા પરાવૃત્તિ

તે પુદ્ગલોની થાય છે તેઓમા જે પરસ્પર બધાયેલ હોય ત્યારે ધ્વ્યણુક આદિ મેરૂ પર્વત સુધીના સ્કધો રૂપ પરિણામ પામે છે ત્યારે સ્કધો ગણાય છે અને છુટા સ્વતત્ર હોયતો અણુઓ ગણાયછે તેમા જે બધાયેલા છે સ્કધ રૂપે થયેલા સ્પર્શ અધકાર આતાપના ઉદ્યોત ભેદ છાયા રૂપે ગુણુ અને પરિણામ રૂપ પર્યાયોન ધરનારા હોય છે અને અણુઓ તો સ્પર્શ રસગધ વર્ણુ સ્વરૂપને ધરનારા છે તેમજ તે સ્કધો કર્મ કાય મન ભાષા વિગેરે ચેષ્ટા અને શ્વાસેશ્વસમા ઉપકારક થાય છે તેમજ જીવોના કર્મોદય પ્રમાણે સુખ દુ ખ જીવન મૃ યુ વિગેરે રૂપે અનુગ્રહ કરનારા થાય છે તેઓમા ઉત્પાદ વ્યય અને ધ્રવતા પણ સદા વર્તે છે उत्पाद विगमध्रौ व्यवमान, सर्वेद्रव्ये तु पुन । તે સર્વે પુદ્ગલોમા ઉત્પત્તિ તે અણુ આદિનુ જોડાવુ સર્વે સ્કધોમા નવાનુ આગમન થવુ પ્રાચીનોનુ નિર્ગમન થવુ આવો ઉત્પાદ વ્યય સર્વદા થાય છે અને સદા એકાકાર સ્કધ રૂપે સ્થિર રહે છે આવા સર્વે પુ્ ગલોમાંથી જે સ્કધો ઔ દારિક વૈક્રિય તેજસ કાર્મણ શરીર રૂપે પરિણામ પામીને તે જીવે પૂર્વભવમા કરેલા શુભાશુભ પરિણામની ધારાને અનુસારે ગ્રહણ કરીને તે જીવો પોતાના શરીર મન ઇન્દ્રિયવાણી રૂપે પરિણમાવે છે તે પુદ્ગલોની સહાયતાથી જીવન મૃત્યુ જન્મ સુખ દુ ખ વિગેરેના કાર્યોમા ઉપકારક થાય છે તેમજ બોલવાની ચેષ્ટા પણ તે પુદ્ગલ ની સહાયતાથી થાય છે વસ્તુત સર્વ પુદ્ગલોથી આત્મ સ્વરૂપ તેના ગુણ સ્વભાવ પર્યાયો વડે ભિન્ન પ્રકારનુ હોવાથી સર્વથા જુદુ છે, જો કે ત અત્યત સૂક્ષ્મ હોવાથી આપણે પાચ

ઇન્દ્રિયો અને મનથી તેનુ સ્વરૂપ જોઈ કે જાણી શકતા નથી પણ શુદ્ધ બુદ્ધિપૂર્વક અ તરમુખ ભાવે વિચાર કરતા યથાર્થ અનુભવથી ઓળખાય છે તેથી તેના અસ્તિત્વનો પૂર્ણ નિશ્ચય થાય છે તે કારણે તે આત્મા જીવ તુચ્છ એટલે અભાવરૂપ વા વ ધ્યા પુત્ર સમાન નથી જ તેમજ કર્મઆદિના ઔદયિક ભાવથી સ સારમાં ભમે છે તે ઔદયિક ભાવ પણ વસ્તુત આત્માનો સ્વભાવ નથી સ વેગર ગશાલામાં જણાવે છે કે

नाणाइऽणत गुणोववेय अरुव्वमणह व लोक्र परिमाण,
कत्ता भोत्ता जीव मन्नइ, सिद्धाण तुल्लमिण

આત્માજ્ઞાન દર્શન ચારિત્રમય શુદ્ધ અન ત ગુણોથી યુક્ત અને અરૂપી જગતના સર્વ પદાર્થોમાથી કોઈની સાથે પણ ઉપમાથી રહિત છતા લોક પરિણામી આત્મસ્વરૂપના પર્યાયોના કર્તા ભોક્તા સિદ્ધ પરમાત્માના સ્વરૂપ સમાન સ્વસત્તાથી છે છતા પણ આ સર્વ આત્મસ્વરૂપને પૂજ્ય ગુરૂની પરિચર્યાથી સમજનારો થવાથી હવે તો હુ ઉપર જણાવ્યા તે સર્વ પુદ્ગલના પરિણામમય સર્વે પદાર્થોના ભાવથી ભિન્ન છુ, રાત્રિમા અર્ધ ઉઘતાં જેમ અનેક સ્વપ્નો આવે છે તેમાં પોતાને રાજા ચક્રવર્તિ કે શેઠ રૂપે જુવે છે ચાકરો ઉપર હુકમ કરે પ્રતિપક્ષિ રાજાની સામે સ ગ્રામે ચડે, જય ડ કો વાગતા ચક્ષુ ઉઘડી જાય અને જુવે તો પોતાનુ સ્થાન કાકરા કાંટા ઉપર હોય તે સત્ય ભાન થાય ત્યારે મે જે અનુભવ્યુ તે મિથ્યાજ છે તેમ સ સારના દુખોનુ છે સર્વ ભોગો પુણ્યોદય પૂર્ણ થતા સૂભૂમચક્રિ જેમ સર્વની

સામે સમુદ્રમાં પડવાથી મરણ પામીને સાતમી નરકમા ગયો તેમ અહિઆં જે સુખ ભોગવતો હતો તેજ આત્મા ત્યા નરકમાં અસહ્ય દુઃખ વેદના ભોગવે છે તેથી પૂજ્યો જણાવે છે કે સુખ પણ સ્વપ્નની જેમ મિથ્યા અથવા અનંત દુઃખનુ કારણ થાય છે તેથી તે ભોગો પણ આત્મા નથી આત્મા પણ તેનો નથી. તેથી ઉપર જણાવેલા સર્વ બાહ્ય દેખાતા ભાવોમાં હું કે મારાપણું નથી હું તે સર્વથી ભિન્ન જ છુ આવું સ્મરણ કરે તો પોતાના સ્વરૂપનુ ભાન અવશ્ય થાય છે ॥૯૨॥

वस्तुन शुद्धरूपोऽहं, जन्ममृत्युजरातिग'
विकल्पातीतरूपोऽहं-मात्मा विछिन्नसंशयः ॥ ९३ ॥

અર્થ —વસ્તુ સ્વરૂપથી હું આત્મા શુદ્ધ સ્વરૂપમય હોવાથી નિશ્ચય નયથી જન્મ મરણથી રહિત તથા સંકલ્પ વિકલ્પથી રહિત અને સર્વ સંશયથી રહિત છુ

વિવેચન — હું આત્મા વસ્તુ સ્વરૂપથી વિચાર કરતા નિશ્ચય નયની અપેક્ષાએ શુદ્ધ ચૈતન્યમય સત્તાથી અનંત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ આદિ ગુણોના પર્યાયોનો સ્વામિ જ છુ, તે કારણે તે આત્મસ્વરૂપને જન્મ પામવું નવા રૂપે થવુ, જરા અવસ્થાથી વૃદ્ધત્વવડે દુઃખ ભોગવવુ દશ પ્રાણોનો નાશ થવા રૂપ મરણ પામવુ તે શુદ્ધાત્મ સ્વરૂપને શોભાવતુ જ નથી, યોગશાસ્ત્રમા પરમપૂજ્ય શ્રી હેમચંદ્ર ભગવાન જણાવે છે કે,

आत्मैव ज्ञानदर्शनचारित्राण्यथवा यते'।
यदात्मकमस्ति एपैव शरीरमधितिष्ठति ॥ १ ॥

आत्मनमात्मना वेत्ति, मोहत्यागाद्यात्मनि
तदेव तस्य चारित्र तज्ज्ञान तच्चारित्रम् ॥ २ ॥

આત્મા તે જ્ઞાનદર્શન ચારિત્રરૂપ છે કારણ કે તેજ આત્માનુ શુદ્ધ નિત્ય સ્વરૂપ સત્તા ભાવે આત્મામા નિત્ય રહેલુ છે અથવા કથચિત્ વ્યકત ભાવે ભાવયતિમા વર્તે છે વસ્તુત તે આત્માથી અભિન્ન જ છે આમ હુ આત્મ સ્વરૂપે શુદ્ધ હોવાથી મારે જન્મ મરણ જરા વ્યાધિ ઉપાધિ વિગેરેનો નિયમથી અભાવ છે તેમજ બાહ્ય પદાર્થોના ધર્મરૂપ સડન પતન વિધ્વ સનરૂપધર્મો તેમજ જ મ મરણ જરાથી રહિત જ છુ તે આત્માને આત્માજ જાણે દેખે છે પણ જ્યારે બાહ્યાત્મદશામય મોહનો ત્યાગ કરે ત્યારે શરીર ઇન્દ્રિય મન કર્મ વર્ગણા વિગેરે સ્વરૂપ મારા નથી તેથી હુ નિશ્ચયથી તે બધાથી રહિત જ છુ એવો સત્ય અનુભવ થાય ત્યારે તે સ્વ સ્વરૂપ આત્માનો યથાર્થ બોધ અનુભવ થાય છે તે જ સત્ય સમ્યગ્જ્ઞાન સ્વરૂપ ચારિત્ર, તે જ જ્ઞાન તે જ દર્શન સમજવુ કારણ કે જ્ઞાન દર્શન ચારિત્રને આચરણ કરનાર કર્મરૂપ મોહનો જે ક્ષયોપશમ કે ક્ષયિક ભાવ પ્રગટ થયો હોવાથી જે શુદ્ધાત્મ સ્વરૂપમય દર્શન જ્ઞાન ચારિત્રને આત્માનો અભિન્ન ધર્મ જે દેખાયો હતો તે આત્મવીર્યવડે આત્મા એ જ પ્રગટ કર્યો છે તેમા તે પોતે જ ઉપાદાન વા તાદા ત્મક કારણ થાય છે ત્યારે પુદ્ગલ ભોગવવા અન્ય સ સારના સર્વ સબ ધીનુ પોતાથી અન્યત્ર જણાતુ હોવાથી તે સ બધી સ કલ્પ વિકલ્પ સ શય કે શ કા નથી જ રહેતી, તેથી તેવા

વિકલ્પ અને સંશયથી રહિત શુદ્ધાત્મસ્વરૂપે આત્માને પ્રત્યક્ષ અનુભવથી નિરખે છે ॥ ૯૩ ॥

આત્મા ક્યારે પોતાના સ્વરૂપનું સત્ય ભાન કરી શકે છે તે પૂજ્ય ગુરૂદેવ જણાવે છે કે

कथंचिन्नृभवं प्राप्य, सद्गुरुप्रबोधतः
विज्ञातं सत्स्वरूपं मे, धन्योऽस्मि कृतपुण्यकः ॥ ९४ ॥

અર્થ —કોઈક પ્રકારે મનુષ્યભવને પામીને જો સદ્ગુરુના સંસર્ગથી પ્રબોધ-જ્ઞાન મળ્યું તેથી મેં મારું સત્ય સ્વરૂપ જાણ્યું, તેથી હું હવે મારા આત્માને ધન્યવાદ આપું છું અને પરંતુ (હું) પૂર્વકાલીન પુણ્યથી જાગૃત થયો છું ;તેથી જ સુઅવસર મળ્યો છે ॥ ૯૪ ॥

વિવેચન —અનાદિકાલથી આત્મા મિથ્યાત્વ અવિરતિ કષાય અને અશુભ યોગની પ્રવૃત્તિ કરતો ચોરાશી લાખ જીવાયોનિમાં અનંત વખત ગમન કરતો અનેક અવાચ્ય દુઃખ ભોગવતો રહે છે પણ કોઈક પુણ્યયોગે અનાદિ અનંત સૂક્ષ્મ નિગોદથી નીકળીને બાદર સ્થુલપણામાં આવ્યો હતો ત્યાંથી ક્રમે ક્રમે ચડતા તિર્યંચત્વ અનાર્યત્વ ભવમાં ભ્રમતા પુણ્યોદયથી આર્યદેશ, ઉત્તમ કુલ, જાતિ, પાંચે ઈન્દ્રિયનું પટુત્વ, વિચાર કરવાની શક્તિ, હેય જ્ઞેય ઉપાદેયનો કાંઈક વિવેક થયો તેથી સદ્ગુરુના દર્શન અને ઉપાસના કરતા વિવેક જાગૃત થયો તેથી સુદેવ ગુરુ ધર્મની સમ્યગ્ શ્રદ્ધા થતાં સુદેવ ગુરુ અને ધર્મને વ્યવહારથી આરાધના સામાયિક પ્રતિક્રમણ પૌષધ દેવપૂજા ગુરૂ ભક્તિ સાધર્મિક ભક્તિ કરતાં

જ્ઞાનની યથાર્થ ઉપાસના કરતા હુ અને મારુ શુ પર એટલે પારકુ શુ તેનો આતરભાવે ગુરુની કૃપાથી યથાર્થ સ્વરુપે બોધ થયો ત્યારે એવો નિશ્ચય કર્યો કે

आत्माऽज्ञानभव दु:खमात्मज्ञानेन हन्यते,
तपसाप्यात्मविज्ञानहीनोच्छेत्तु न शक्यते ॥ ३ ॥

આત્માનુ સત્યજ્ઞાન ન થવુ તેજ પરમ દુ ખ છે. કારણ કે અભવ્યોને માખીની પાખને દુ ખ ન થાય તેવુ બાહ્ય ચારિત્ર અને નવપૂર્વનુ પણ અક્ષરમય જ્ઞાન હોવા છતા સુદેવ, સુગુરુ, સુધર્મ આત્મા આદિ જીવાજીવ પદાર્થોનો પારમાર્થિક બોધ શ્રદ્ધાના અભાવે પ્રાપ્ત ન કરતો હોવાથી તેઓને સસારનો અત અને પરમ સુખનુ સ્થાન પ્રાપ્ત થતુ જ નથી તેથી તેઓ દુ ખથી મુક્ત કદાપિ પણ થવાના નથી પણ મને પુણ્યોદયથી સર્વ સામગ્રીનો લાભ મળ્યો છે તેથી સદ્દગુરુની ઉપાસના કરતા જ્ઞાનાવરણ કર્મનો તથા મોહનીય દર્શનાવરણ કર્મનો પણ કેટલાક અશે ક્ષય થયો છે અને કેટલાક અશે ક્ષયોપશમ થયો છે, તેથી સદ્ગુરુની પૂર્ણ કૃપા વડે મારા આત્મસ્વરૂપનો યથાર્થ સત્ય અનુભવ થયો છે તેથી હુ મને પૂર્વકાળે કૃત પુણ્યાનુબધિ પુણ્ય સમજુ છુ આવો મહાન લાભ મને મળ્યો તેથી મારા આત્માને હું ધન્યવાદ આપુ છુ શ્રીમાન દેવચદ્ર વાચક જણાવે છે કે,

પ્રભુ પણે પ્રભુ ઓળખીરે અમલ વિમલ ગુણ ગેહ
॥જિનવર પૂજો॥

સાધ્ય દૃષ્ટિ સાધક પણે રે, વંદે ધન્ય નરતેહ
જિનવર પૂજો ॥૬॥
જન્મ કૃતારથ તેહનો રે દિવસ સફલ થાય પણ તાસ,
જગત સરણ જીન ચરણે રે, વંદે ધરી ઉલ્લાસ
જિનવર ॥પૂજો॥

આમ આત્માને પરમાત્મ સ્વરૂપ જે શ્રદ્ધા પ્રેમ જાગતા આત્મ સ્વરૂપનુ ભાન થાય છે, તે આત્માઓ સર્વે ધન્યવાદને પાત્ર બને છે ॥ ૯૪ ॥

नमामि सत्स्वरूपं मे, ज्ञाता येन परात्मता,
शुद्धस्फटिकसंकाशा, ब्रह्मा विष्णुमहेश्वरः ॥ ९५ ॥

અર્થઃ—હું મારા આત્મા સ્વરૂપને જે શુદ્ધ ભાવે સહ જાણી છે તેને નમસ્કાર કરું છું કારણ કે જેથી મે મારી પરાત્મતાને ઓળખી છે હું સ્ફટિક રત્નના જેવો શુદ્ધ છું બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર રૂપે પણ છું ॥ ૯૫ ॥

વિવેચન—હું વસ્તુ સ્વરૂપથી સદા નિજાત્મગુણમય સત્તાથી પરમ ઉજ્વલ શુદ્ધ સ્ફટિક રત્ન જેવો છું એટલે સહજ ભાવે પ્રકાશકત્વ પ્રતિબિમ્બત્વને ધારણ કરનારો છું આત્મા સહજ ચૈતન્યમય શુદ્ધ હોવા છતા સ્ફટિકની પેઠે અન્ય પુદ્‌ગલદ્રવ્યોનો ગ્રાહકત્વ હોવાથી શુભાશુભ પરિણામોનો યોગથયે તમતમ તેવા પુદ્‌ગલોનો ગ્રાહક થઈને અજ્ઞાનતાથી તેને પોતાના સ્વરુપે માનીને રહેતો હતો, તે દોષ જવાથી મોહ મિથ્યાત્વ આવરણ દૂર થવાથી પોતાના શુદ્ધ સ્વરૂપને બ્રહ્માસ્વરૂપ વિષ્ણુરૂપે મહાદેવ મહેશ્વર રૂપે જુવે છે જેમ શ્રી ।

બ્રહ્મામાં જગત ઉત્પાદન શકિત છે તેમ આત્મામાં ત્યાં સુધી નવા નવા ભવ કરવા રૂપ સંસારને કરતો હતો અને સમ્યગ્ જ્ઞાન થતાં આત્મ સ્વરૂપના ચૈતન્યના શુદ્ધ પરિણામોનો કર્તા બ્રહ્મા સ્વરૂપે થયો, વિષ્ણુરૂપ આત્મા સ્વરુપનુ રક્ષણ કરનો મોહ માયા રાગ દ્વેષરૂપ કૌરવ જરાસંઘના સૈન્યનો વિનાશ કરીને સ્વ સંપત્તિ રૂપ આત્મ રાજ્યનું અખંડ પાલન કરતો હોવાથી સ્વ સ્વરુપી જ્ઞાનયોગ વડે સર્વ બ્રહ્માંડમાં વ્યાપક થવાથી વિષ્ણુ પણ કહેવાય છે મહેશ્વરે જેમ ત્રીજા લોચનવડે કામને બાળ્યો છે

તેવી રીતે સમ્યગ્ જ્ઞાનરૂપ ત્રીજા લોચનનું આવરણ દુર થતાં સર્વ મોહ કામ ક્રોધમાન માયા લોભ રાગ દ્વેષ અજ્ઞાન મિથ્યાત્વ વિગેરે આઠ કર્મરુપ કામ દેવને ભસ્મ કરીને શિવાલય-મોક્ષના અપૂર્વ સ્થાનમાં સહજાનંદ ભોગવે છે, તેવું સહજભાવે મારુ સ્વરુપ છે તે મેં પરમ ગુરુની કૃપાથી જાણ્યું આવું જ્ઞાન અન્ય જડમાં રમનારાને નિત્યબધકને પ્રાપ્ત થાય તેમ નથી જ, સિદ્ધાચલના સ્તવનમાં જણાવે છે કે,

**પાપી અભવ્ય ન નજરે નિરખે, હિંસક પણ ઉદ્ધરીયે**
**વિમલગિરિ જાત્રા નવાણું કરીએ**

જે આત્મા અત્યંત ભયંકર પાપોને સેવનારો હોય, દેવગુરુ ધર્મનો વિનાશક હોય તેજ દુર્ભવ્ય કે અભવ્ય હોય તેને સિદ્ધાચળ-વિમળાચળનું દર્શન થતું નથી એટલે જ્ઞાનથી તે સિદ્ધાચળનુ સ્વરૂપ નથી જાણતો તેમ આત્મારૂપ સિદ્ધ સ્વરૂપ સહજાનંદને પણ નથી ઓળખતો દેખતો પણ

જે ભવ્યાત્મા અલ્પ ભવિ હોય અપુનર્બંધક હોય તેવે આત્મા સ્વરૂપને પરમાત્મ સ્વરૂપને જાણે દેખે છે ॥ ૯૫ ॥

सर्वेष्वहं मर्रभिन्नो, ज्ञानपर्यायव्यक्तितः
अलौकिकस्वरूपोऽहं, भिन्नाऽस्मि नामरूपतः ॥ ९६ ॥

અર્થ—સર્વ વસ્તુમાં હું છું એટલે જ્ઞાન પર્યાયની પ્રગટતાથી સર્વમાં હું છું તેમ સર્વથા જુદો છું મારું સ્વરૂપ અલૌકિક છે હું અપેક્ષાએ કથંચિત્ ભિન્નાભિન્ન પણ છું ॥૯૬॥

વિવેચન—સર્વ જગતના પદાર્થોમાં દ્રવ્યત્વરૂપે સામાન્ય એટલે આત્મત્વ ભાવે વ્યાપક છું અને વિશેષ ભાવે હું વ્યક્તિ ભાવ આત્મદ્રવ્ય છું પણ બીજા પાંચ દ્રવ્યમાં નથી તેમજ અવ્યક્ત સ્વભાવે છું તેમજ આર્યત્વ ગુણોવાળો છું સહજભાવે આત્મ સ્વરૂપથી સર્વ જગતના જીવો અને હું આત્મત્વ ધર્મથી અભિન્ન છીએ, તેથી અમારા સર્વમાં ચેતન્ય શક્તિના સમાનતાથી એકત્વ અભિન્નત્વ છે તેમજ વ્યક્તિ ભાવે સર્વ જ્ઞાન દર્શનના પર્યાયો સર્વ આત્માઓના જુદાજુદા હોય છે

તેમ કર્મની વિચિત્રતાથી જ્ઞાન શક્તિ ભિન્ન ભિન્ન હોવાથી કાર્યો જુદાજુદા થાય છે કરનારા કારકો પણ જુદા હોય છે તેમજ જ્ઞાન પર્યાયોનો પ્રવાહ જ્યાં જુદો હોય તે આત્મ વ્યક્તિ પણ ભિન્ન જ સમજવી તેથી જ્ઞાન પર્યાયોથી ભિન્ન ભિન્ન છે વળી તે આત્મનું સ્વરૂપ અલૌકિક છે કારણ કે જગતના જે રૂપી પદાર્થો દ્રવ્યો વિદ્યમાન છે તેનું સ્વરૂપે

લેખિનીમાં આ વચનથી ઉતારાય છે તેના ગુણો પણ વ્યક્ત થાય છે તેમાં આનંદ અને એ, કરવાના સ્વભાવો પ્રસિદ્ધ થાય છે પણ આત્મ સ્વરૂપનું સત્ય અનુભવ વિના યથાર્થ સ્વરૂપ કોઈથી જણાય તેમ નથી પણ સમ્યગ્જ્ઞાન અનુભવથી રૂપસ્થ ધ્યાનથી આત્મસ્વરૂપનું પ્રત્યક્ષ જ્ઞાન થાય પણ તેનું યથાર્થ સ્વરૂપ કોઈથી પણ પૂર્ણ કરી શકાય તેવું ન હોવાથી અલૌકિક સ્વરૂપ છે લોકના સ્વરૂપથી ભિન્ન છે હું પણ સત્તાએ તેવા સ્વરૂપવાળો છું તેમજ નામરૂપ કુળ જાતિ વિષયભૂત તે સર્વ પુદ્ગલ ધર્મો છે તેને અને આત્માને કાંઈ તાદાત્મ્ય ભાવે સબંધ નથી તે સર્વથી હું નિશ્ચયનયથી ભિન્ન છું તેમજ તે પુદ્ગલો પણ આત્માથી જુદા જ છે નામરૂપ વિગેરે બાહ્યભાવની ઓળખાણ નામ કર્મના યોગે છે વસ્તુત આત્મા સ્વરૂપે કર્મરૂપ પુદ્ગલનો કર્તા ભોક્તા કે સ્વામી નથી તે અપેક્ષાએ આત્મા નિશ્ચય ભાવે નિર્મલ શુદ્ધ સ્વરૂપમય સચ્ચિદાનંદનો ભોગી છે ॥ ૯૬ ॥

सर्वं जडवशं दु ख, सर्वं स्वात्मवशं सुखं, ॥
सक्षेपेण समाख्यात, लक्षण दु खशर्मणोः ॥ ९७ ॥

અર્થ —સર્વ જડ વસ્તુમાં પરવશ થવું તે દુ ખ અને સર્વ પ્રકારે સ્વાત્મસ્વરૂપમાં આધિન પડવું તે સુખ રૂપ છે એમ સક્ષેપથી શાસ્ત્રોમાં દુ ખ સુખના લક્ષણો કહ્યા છે ॥ ૯૭ ॥

વિવેચન —સર્વ આત્માઓ સ્વભાવથી સુખની ભાવના નિરંતર રાખે છે જ કોઇ પણ જીવ પોતાને દુ ખ મળે

તેવુ જરા પણ કદાપિ ઇચ્છતે નથી પણ સુખ અને દુ ખ પડવાના કારણભૂત જે પુણ્ય પાપ ધર્મ અધર્મને જ્યા સુધી જાણતો નથી તેમજ અધર્મનો ત્યાગ કરી ધર્મની આરાધના કરતો નથી ત્યા સુધી સુખનો ભેક્તા ન થતા દુ ખનો ભોક્તા જ થાય છે જ્યા સુધી જીવ જડ અચેતન વસ્તુઓમા હુ અને મારુ માને છે તેના કારણે પાચ ઇન્દ્રોના ભોગો અને ધન માટે અઢાર પાપોના સ્થાનનુ સેવન આર્ત રૌદ્ર ધ્યાન, કૃષ્ણાદિ દુષ્ટ લેશ્યા કરે છે ત્યા સુધી જીવ અશાતા વેદનીય કર્મને બાધવાથી દુ ખને પામે છે વા પુણ્ય વડે શાતા વેદનીય કર્મવડે પાચ ઇન્દ્રિયોના વિશાળ ભાગો પ્રાપ્ત કરીને તેના મોહથી આધિન બની પરવશતા વડે અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ કષાયોની બહુલતા વડે મુઝાયેલો ભોગોમા ગૃદ્ધ બનેલો તે પુણ્યને ભોગવીને અશુભ કર્મની પરાધિનતાને પામીને ભયકર દુ ખો ભોગવે છે શાસ્ત્રો જણાવે છે કે

જો આત્મા પોતાના આત્મ સ્વરૂપમા પ્રવેશ કરે તો તેના ગુણ પર્યાયોને ગવેષતો છતો રાગદ્વેષથી મુક્ત થયો છતો, સ્વરૂપમા લીનતા માટે—પરમાત્માના સ્વરૂપમાં લીનતા માટે પરમાત્માના સ્વરૂપમાં રૂપસ્થ ધ્યાને ચડતો પરમ આહ્લાદને પામે છે, કહ્યુ છે કે

भू शय्या भैक्ष्यमशन जीर्णवासो गृह वन वा तथापि ॥
निःस्पृहस्याहो चक्रिणोऽप्यधिक सुखम् ॥ १ ॥

અર્થ—પૃથ્વી ઉપર સુવા બેસવાનુ હોય અને ભિક્ષામા આવેલ લુખુ સુકુ અન્ન ખાવાનુ હોય વસ્ત્ર પણ

અવ્યત છર્ણું અને ધુળ પરસેવાથી ખરાબ થયા હોય વસ વનુ સ્થાન પણ સિંહ વાઘ આદિના વાસસ્થાન રૂપ વનમા હોય આમ આમ બાહ્ય દૃષ્ટિથી મકાન દુખી દરિદ્રી દેખાતો હોવા છતાં પણ સર્વ પુદ્ગલ ભોગની ઇચ્છા મન વચન કાયામા જરા પણ ન હોવાથી ઇંદ્રિ ચક્રી નાગેન્દ્રચદ્ર વિગેરેથી પણ અધિક પરમાનદ વેદે છે, આમ સક્ષેપથી સર્વ સસારના અને મોક્ષના સુખ દુખનુ લક્ષણ સમજવુ ॥ ૯૭ ॥

स्वतन्त्र शुद्धभावेन, पारतन्त्र्य विभावतः ॥
निस्पृह सर्वकामेभ्यो, यतः किमवशिष्यते. ॥९८॥

અર્થ—સ્વતત્રના આત્માના શુદ્ધ ભાવથી અને પરતત્રના વિભાવ પુદ્ગલભાવથી પ્રાપ્ત થાય છે સર્વ કામથી નિસ્પૃહાવત એવો આત્મા જે પરમાનદ ભોગવે છે તેમાં જરાય ન્યુનતા રહેતી નથી ॥ ૯૮ ॥

વિવેચન —સવ જીવો નિત્ય સ્વતત્ર થવાની ઇચ્છા રાખે છે, પરતત્રતાને કોઇ પણ ઇચ્છતુ નથી તે સ્વતત્ર પણ આત્માને જ્યારે કર્મના સર્વ દલનો સર્વથા નાશ થાય ત્યારે પ્રગટે છે જ્યા સુધી અજ્ઞાનતા મિથ્યાત્વ અવિરતિ અશુભયોગ પ્રમાદ કષાય કામ માયા મોહ વિગેરે અતરગ શત્રુઓ આપણામા રહ્યા છે ત્યાં સુધી આપણે સ્વતત્રતા પામી શકતા નથી વિભાવમય દશા વર્તે છે ત્યાં સુધી સ્વતત્રતાનો અભાવ જ હોય શાસ્ત્રો જણાવે છે કે

हो दुक्ख आयमावे, मोहम प्पाण घ सेई ।
जम्मुदयंजिवि सुद्धपि सरुवरुप नो सरई ॥

અર્થ -સખેદ છે કે મે દરૂપ શત્રુએ આત્મસ્વરૂપનો નાશ કર્યો અને અજ્ઞાનતાથી આત્માએ મોહને પોતાના સ્વરૂપે માન્યો તેથી તે મોહાદિક કર્મના ઉદયથી સત્તાએ શુદ્ધ સ્વતંત્ર હોવા છતા પણ મોહના બલ વડે ઘેરાયેલો હોવ થી વિભાવ દશાને વશ થયેલો હોવાથી આત્માનુ કાઇ ચાલતુ નથી તેથી પરાના તે અવશ્ય દુ ખનુ મુખ્ય ઉપાદાન કારણ છે મોહની જે ઉદશા તેજ વસ્તુત દુ ખ છે તે દુ ખના કારણનો વિનાશ કરવાની પ્રવૃત્તિ આત્મા આદરે ત્યારે જ સુખ તરફ ગમન થાય એટલે આત્મ સ્વરૂપને લાગેલા મહામોહાદિક આવરણોને સમ્યગ્ જ્ઞાન સમ્યગ્ દર્શન વડે યથાર્થ સ્વરૂપે જાણે અને આત્માનુ સહજ સ્વરૂપ સચ્ચિદાનંદ મય છે તેનુ જ્ઞાન થાય ત્યારે તે તરફ પ્રવૃત્તિ બને આ જીવ અનાદિ કાલથી નિગોદન ક દેવ મનુષ્યાદિ ગતિમા અનત વખત ભમતો કોઈ શુભ અવ સરે યોગ્યકાલમા સામગ્રીના યોગે સસારના દુ ખથી ઉદ્વિગ્ન બનેલો છતા સુખ માટે અનુકુલતાનો વિચાર કરતો મહાત્મા મુનિ તીર્થંકર વિગેરેના મહામહિમાને દેખીને તથા ભોગી ઓના સુખ વિલાસ જોઇને તે મેળવવા પુષ્ટ કારણ તપ જપ સયમ કરવાની વૃત્તિ જાગે તેમાં સદ્ગુરુનો સમાગમ થાય તો 'ભુખ્યાને ઘેબર' મળતા તાલાવેલી લાગે છે તેવી સુખ સાતા પ્રત્યેની ભાવનાથી ગુરૂ ઉપદેશવડે સસારની અસા રતાને વિચારતા આત્મા યથાપ્રવૃત્તિકરણ અપૂર્વકરણ અનિવૃત્તિકરણ અતકરણ કરતો છતો શુદ્ધ સમ્યગ્ દર્શન રૂપ આત્મસ્વરૂપની અનુભવમય રૂચિને પામે છે અને કાઇ દેવપૂજા ગુરુભક્તિ અવિરતિના ત્યાગ કષાયોની મદતાથી દેશવિરતિ

તેમજ સર્વ વિરતિ ભાવે ચારિત્રને મેવતા સમ્યગ્ જ્ઞાનનો સતત અભ્યાસ કરતા પરમાત્મા અને પુદ્ગલ સ્વરૂપના લક્ષણોના ભેદોનો જ્ઞાતા થાય છે આ પછી ધર્મધ્યાન અને શુકલધ્યાનનો અભ્યાસ કરતા સ્થિરતા વડે એકાગ્રભાવે આત્મ સ્વરૂપને પરમાત્મ સ્વરૂપ સમાન જાણી અને સર્વ જીવો પણ સત્તાથી પરમાત્મા સમાન છે તેમ પ્રત્યક્ષ ભાવે અનુભવે છે સર્વ આત્મા સહજથી સ્વતંત્રતાની યોગ્યતા ધરાવે છે સયમ તપ સ્વાધ્યાય ધ્યાન વડે આતરના સર્વ શત્રુઓનો વિનાશ થતા આત્મા સ્વસપદાને મેળવીને સહજ સ્વભાવમય સ્વતત્રાએ કર્મનો ક્ષય કરીને નિત્ય પરમાનદને ભોગવે છે શ્રી ગીતા જણાવે છે કે,

निर्मानमोहजितसङ्गदोषा अध्यात्मनित्यापि
द्वन्द्वैर्विमुक्ताः सुखदु खसञ्ज्ञै
र्गच्छन्त्यमूढा पद मव्यय तत ॥ १ ॥

અર્થ —જે આત્માઓ માન મોહનો ત્યાગ કરે પુત્ર કલત્રાદિનો સગ દોષ રૂપ રાગ દોષનો ત્યાગ કરે છે અને નિરતર પૂજ્ય ગુરુના ચરણમા રહીને આત્મ સ્વરૂપનુ ધ્યાન કરે છે તેમજ સર્વ દેવ મનુષ્યના ભોગની કામનાનો મનવચન કાયાથી ત્યાગ કરે છે એટલે રાગદ્વેષથી સર્વથા મુક્ત થએલા આત્માઓ ચારિત્રનો પાલનમા જે પરિસહો ઉપસર્ગો આવે તેમા સુખ કે દુખની વૃત્તિનો ત્યાગ કરે છે તે જ્ઞાની આત્મા પૂર્ણ સ્વતત્રતાને સહજભાવે પ્રાપ્ત કરી જન્મ મરણ આધિ વ્યાધિ અને ઉપાધિ રહિત થઈને અપુનર

વૃત્તિરૂપ અવિનાશી અવ્યય મોક્ષ સુખનો સદા ભોક્તા થાય છે કારણ કે ત્યાં ભોગની તૃષ્ણાનો સર્વથા ત્યાગ જ હોય છે ॥ ૯૮ ॥

मदीयं यन्नाद्भिन्न, भिन्न तन्न मदीयकम्,
कुत शोचामि तुष्यामि, बाह्यमात्मनाश्रित ॥ ९० ॥

અર્થ —જે જે મારા અહીં છે તે મારાથી જુદા નથી અને જે જુદા છે તે કોઇ મારા નથી જ તો જે મારા નથી તેવા બાહ્ય ભાવોની પ્રાપ્તિમાં કે અપ્રાપ્તિમાં મારે શોચ કે આનદ શા માટે કરવો? ॥ ૯૯ ॥

વિવેચન —જે જ્ઞાન, દર્શન ચારિત્ર, વીર્ય અને ઉપયોગ ભાવમય જે જે આત્માનાં પર્યાયો વા ગુણો રૂપ મારા પદાર્થો છે તે કદાપિ બીજાના થતા નથી બીજાના હોય તો મારા થતા જ નથી જે ગુણ પર્યાયો જેના હોય તેમાં તે તાદાત્મ્યભાવે અભેદ જ હોય છે જેમ કે ઘટની રક્તતા ઘટમાં જ હોય પણ પટાદિમાં ન જ હોય, તેમ જે છે તે જ્ઞાનાદિક સર્વ મારાથી જરાય અળગુ નથી જ, જે મારાથી અળગુ છે તે જરાયે મારુ નથી જ શ્રી ઉત્તરાધ્યયનમા નમિ અધ્યયનમા જણાવે છે કે

सुह वसामो जीवामो, जेसिंमो नत्थि किं चण,
मिहिलाए डज्झमाणीए नमे डज्झई किंचण ॥१॥
चत्तपुत्तकलत्तस्स, निव्वावारस्स भिक्खुणो
पियं न विज्जए किंचि अप्पियंपि न विज्जए ॥ २ ॥

અરે મહાનુભાવ ! હુ મારા સ્વરૂપમા સુખ પૂર્વક વર્તું છુ અને જે તમે જાણો છો કે તમારી મિથિલા બળે છે કે બળી રહી છે પણ મારાથી તે જુદી છે બળતી મિથિલામા મારુ કાઈ પણ નથી મારુ સર્વ જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ઉપયોગમય ચૈતન્ય મારી પાસે સદાય છે, જે બળે છે તે સર્વમા મારુ કાઈ પણ બળતુ જ ન હોવાથી મારૂ કાઈ પણ બળતું જ નથી ॥ ૧ ॥

આત્માએ અજ્ઞાનતાથી અત્યાર સુધી પોતાનુ માન્યુ હતું તે સર્વ સમ્યગ્જ્ઞાન થતા સમજાયુ છે કે આત્માથી અન્ય પુત્ર કલત્ર ભાઈ બેન ધન દોલત રાજ્ય સત્તા સર્વનો ત્યાગ કરીને તે ઉપરનો મોહ મમતા છોડનાર મુમુક્ષુને તે વસ્તુ પ્રિય કે અપ્રિય નથી જ પોતાની પણ નથી જ આમ જે મારા આત્મા સ્વરૂપે નથી મારા ગુણ પર્યાયરૂપે નથી તે સર્વ મારાથી ભિન્ન જ છે બાહ્ય વાસ્તવમય પદાર્થો ગમે તેવા હોય અને અનુકુલ પ્રતિકુલ થતા હોય તો પણ આત્મ સ્વરૂપમા રમણતા કરનાર એવા અને તેના સયોગોમા કે વિયોગોમા કેવી રીતે શોક કે હર્ષ કરનો સભવે ? નજ સભવે શાસ્ત્રોમા કહ્યુ છે કે,

एकोऽहं न मे कश्चित् स्व परो वाऽपि विद्यते, ॥
यदेको जायते जन्तुर्म्रियते चैक एव हि ॥ १ ॥

વસ્તુ સ્વરૂપે હુ પચ ઇન્દ્રિયો મન અને શરીર વિગેરે દશ પ્રાણોથી પર છુ તે કર્મના સબંધથી ઉદ્ભવ્યા છે તેનુ ઉપા દાન કારણ કર્મ જ છે તેથી તે પણ મારા નથી તેમજ બાહ્યથી

વ્યવહારથી મમ ગણી જણાતાં ત્યાગવાથી પરિવાર સ્ત્રી ધન માતા પિતા પુત્રો પણ મારા નથી જ સ્વજન અને પારકો એ ભેદ આ મદર્શનમાં નથી દેખાતો સર્વ જીવો કર્મની ભિન્ન પ્રકૃતિના ઉદયવડે જન્મ મરણ કરે છે તેમ મારે પણ પોત પોતાના કર્મ પ્રમાણે જન્મ મરણ વૃદ્ધત્વ યુવાનપણું પોતાનું અનુભવવું છે અનુકૂલ કે પ્રતિકુલતામાં પણ આનંદ કે દુખ હું ધરતા નથી જ એવો યોગી આત્મસ્વરૂપમા રમતા નિત્યાનંદનો અનુભવ કરે છે ૯૯

सच्चिदानन्दरूपोऽहं, प्राप्तोऽस्मि शुद्धचेतनाम्;
जाग्रतोऽस्मि स्वरूपाप्त्या, सर्वं पश्यामि स्वात्मवत् ॥१००॥

અર્થ — હું સ્વભાવની સત્તાએ સચ્ચિદાનંદ સ્વરૂપ છુ શુદ્ધ ચેતનાને પ્રાપ્ત થયો છુ, તેથી મારા સ્વરૂપની પ્રાપ્તિ વડે સદા જાગતો રહ્યો છું સર્વને મારા આત્મા સમાન દેખું છુ ॥ ૧૦૦ ॥

વિવેચન — હું આત્મા સહજ સ્વભાવથી સચ્ચિદ્ આનંદ સ્વરૂપ છુ, પરમાત્મ સ્વરૂપનું ભાન થવાથી જ્ઞાન દર્શન ચારિત્રની શ્રદ્ધા રુચિમય સેવના કરતો કર્મમલનો ક્ષય કરતા અનુક્રમે પિંડસ્થ પદસ્થ રૂપસ્થ ધ્યાન કરતો એકાગ્રભાવે પરમાત્માના સ્વરૂપમા લીન થતા હું શુદ્ધ ચેતનાનો સ્વામિ છુ તેમ અનુભવાય છે યોગશાસ્ત્રમા જણાવ્યું છે કે

अमूर्तस्य चिदानन्दस्वरूपस्य परमात्मन,
निरञ्जनस्य सिद्धस्य ध्यानं स्याद्रूपवर्जितम् ॥ १ ॥

इत्यजस्र स्मरन् योगी तत्स्वरूपावलम्बन. ॥
तन्मयत्वमवाप्नोति ग्राह्यग्राहकवर्जितम् ॥ २ ॥

અમૂર્ત એવા ચિદાનંદસ્વરૂપવાળા પરમાત્મા અરિહંત અને સિદ્ધ પરમાત્મા સહજથી નિરંજન છે તેમનું ધ્યાન કરનારા યોગીરૂપસ્થ અને રૂપાતીત ભાવે તેમના સ્વરૂપના આલંબનમાં અભેદે તન્મય થતાં ગ્રાહ્ય ગ્રાહક ધ્યાતા ધ્યેયનો ભેદ મૂકી દઈને તે સ્વરૂપે અભેદ થાય છે ત્યારે પોતાની શુદ્ધ ચેતનાનું દર્શન યોગી પ્રત્યક્ષ ભાવે કરે છે તેના યોગે પ્રમાદનિદ્રા નષ્ટ થવાથી પોતાના સ્વરૂપની પ્રસિદ્ધી સર્વ જગતને પોતાનું સ્વરૂપ જેવું સત્તાથી છે તેવું સદા દેખે છે સર્વત્ર મૈત્રી ભાવવાળો યોગી તે આત્મદર્શી છે ॥ ૧૦૦ ॥

गन्ताऽपि नास्म्यहं गन्ता, वक्ताऽपि वाण्यगोचरः
कथ्यते व्यवहारेण, यत्तत्त्वाऽस्मि वस्तुतः ॥१०१॥

અર્થ —ગમન કરનારો હોવા છતાં પણ હું ગમન કરતો નથી વક્તા છે વાછતાં હું વાણીથી અગોચર છું વસ્તુ સ્વરૂપે જે બાહ્ય ભાવે કહેવાય છે તે તે સ્વરૂપે હું નથી પણ તેથી જુદા સ્વરૂપે છું

વિવેચન —વ્યવહાર નયથી હું આત્મા જીવ હોવાથી કર્મના લેપાવાના યોગે આ ચૌદરાજ લોક રૂપ બ્રહ્માંડમાં ભ્રમણ કરનારો છું જીવાનુશાસનમાં જણાવ્યું છે કે—

रे जीव किं न बुज्झसि ? चउगइ संसार सायरे घोरे ।
भमियो अणंत कालं अरहट्टघडिव्व जल मज्झे ॥ १ ॥

હે જીવ હે આત્મા તુ ચારગતિ ચોરાશી લાખયોનિરૂપ ભયકર સસાર સાગરમા અનતકાલથી ભમતો અસખ્ય દુખો ભોગવતો રહ્યો છે' વળી કુવામા પાણી કાઢવાના રેટની પેઠે ઉચનીચ કુલ જાતિયોનિમા ચડતા ઉતરતા પછડાતા વ્યક્ત અને અવ્યક્ત યોનિમાં સૂક્ષ્મ બાદર ભાવે ભમતા બહુ દુખ ભોગવતા છતા પણ હવે બોધ કેમ નથી પામતો? આઠ કર્મના યોગે વ્યવહાર નયથી ગમનાગમન જણાવ્યુ હવે આત્મા ગમન કરનારો નથી તે કેવીરીતે તેનો વિચાર કરીયે છીએ નિશ્ચય નયથી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપ સગ્રહ નયની અપેક્ષાએ પોતાના સ્વરુપથી ગમન કરતો જ નથી, અપેક્ષાથી આત્મા સ્થિર સ્વરૂપે છે શ્રીગીતા જણાવે છે કે

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्य सर्वगत स्थाणुरचलोऽय सनातन ॥ १ ॥

દ્રવ્યાર્થિક નય-સગ્રહ નયથી વિચારતા આત્મા સદા અછેદ્ય અદાહ્ય અભીજાયેલો નહિ સુકાયેલો નિત્ય સ્વ સ્વ રૂપમા વ્યાપક સત્તાએ સર્વગત સ્થાણુની જેમ અચલ અનાદિ છે તે પોતાના સ્વરુપથી ચલાયમાન થઇને ચેતન જડ બનતો નથી તેમજ આત્મા જ્ઞાનાવરણના ક્ષયોપશમ ભાવથી વસ્તુનો કઈક જ્ઞાતા બન્યો છતા ઉપદેશ, વાદ, વિવાદ દેવગુરુની સ્તુતિ સગીતના આલાપ બોલે છે તેની સાથે વ્યવહારથી વકતા છે પણ નિશ્ચયથી ઈન્દ્રિય મન શરીર અને કર્મનો સ્વામિ ન હોવાથી નહિ બોલનારો સ્વસ્વરૂપથી

વર્ણીથી અગોચર છે તેનું પૂર્ણ સ્વરૂપ કોઈથી કહી શકાય તેમ નથી શ્રી જ્ઞાનસારમાં પરમ પૂજ્ય યશોવિજય વાચક ભગવાન કહે છે

अतीन्द्रिय परब्रह्म, विशुद्धानुभव विना ।
शास्त्रयुक्तिशतेनापि न गम्य यद् बुधा जगु ॥१॥

સર્વ દર્શનોના જ્ઞાની વિદ્વાન પંડિતો જણાવે છે કે પાંચ ઈન્દ્રિયોથી અને મનથી અગોચર પરમ બ્રહ્મનું સ્વરૂપ વિશુદ્ધ અનુભવ જેણે નથી કર્યો એવા પંડિત પુરુષો અનેક યુક્તિઓ કરે તર્કની પરંપરાઓ લગાવે શાસ્ત્રો ॥ પાઠો ઉથલાવી નાખે તેમજ અનેક કલ્પના કરે, સેંકડો દલીલોને ઉપજાવે પણ તેઓથી આત્માનું પરમ બ્રહ્મ શુદ્ધ સ્વરૂપ અવગાહી શકાતું નથી તો પછી વચનના વ્યાપારવડે તેને કેવી રીતે કહી શકાય ! આમ હોવા છતાં પણ માધ્યસ્થભાવે આદ્યભાવથી વ્યવહારનયને અનુસારે નામ સ્થાપના દ્રવ્ય ભાવની અપેક્ષા વડે કથંચિત વચનો વડે બોલાય લખાય છે પણ યથાર્થ વસ્તુ સ્વરૂપે કહી શકાય તેવું નથી જ, તે માટે શ્રી દેવચન્દ્ર વાચકવર જણાવે છે કે,

सम्यग् ज्ञानिनः स्याद्वादानेकान्तधर्मास्पदीभूतात्र ।
पर्यायोत्पादव्ययपरिणमनात्सर्वमज्ञयावबोधो ।
ऽमूर्तस्तत्रानन्दात्मस्वरूपज्ञान तत्त्वानुभवलीना ।
स्वादन्ते न वचो युक्तिव्यक्तिकृतत्राग्विलास ॥

સમ્યગ્ દર્શન જ્ઞાનવાન હોય અને સ્યાદ્વાદથી પદાર્થોના અનેક ધર્મનો જ્ઞાતા હોય તે પંડિત દ્રવ્યરૂપ પદાર્થોને

સજ્ઞાવડે જાણે છે અને આત્માને અખંડાનંદ આત્મ તત્ત્વના અનુભવમાં નિત્ય લીન થયેલા હોય તેજ તેના સ્વરૂપનો આસ્વાદ લે છે પણ તે જેને અનુભવ નથી એવા વચનોની અનેક યુક્તિઓ વડે પ્રયત્ન કરે તો તથી માત્ર વાણીનો જ વિલાસ થયછે પણ વસ્તુસ્વરૂપનું જ્ઞાન કરાવી શકતા જ નથી ॥૧૦૧॥

यद् दृश्यं तन्न जीवोऽहं, को रागो दृश्यवस्तुषु,
दृश्यरागेषु निर्बंधो, ह्यात्मारामः सदाऽस्म्यहम् ॥ १०२ ॥

અર્થ —જે દૃશ્ય વસ્તુઓ છે તે સ્વરૂપ હું નથી જ તેથી તેવી વસ્તુમાં શો રાગ કરવો ? તે દૃશ્ય વસ્તુઓ ઉપરનો જેને સંબંધ નથી તેવો હું આત્મારામ સદા રહેલો છું ॥ ૧૦૨ ॥

વિવેચન —જગતમાં જે રૂપરસ આદિ ધર્મવાળા પદાર્થો છે તે જડ અચેતનતાવાળા છે આત્માના નથી જ અને રૂપરસ વાળી વસ્તુઓ ઇંદ્રિયોવડે દેખાવા યોગ્ય છે પણ આત્મા અરૂપી અગમ્ય નિરંજન હોવાથી ઇન્દ્રિયોથી અગમ્ય છે તે માટે પૂજ્ય યશોવિજય પ્રભુ જણાવે છે કે

न स्पर्शो यस्य नो वर्णो, न गन्धो न रसश्रुती ।
शुद्धचिन्मात्रगुणवान्, परमात्मा स गीयते ॥ १ ॥

અર્થ —જેને સ્પર્શ વર્ણ ગંધ રસ શબ્દ આદિ પુદ્ગલ ધર્મોનો સંબંધ નથી અને માત્ર ચિન્મય જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગરૂપ ગુણ પર્યાયવંત વર્તે છે તે પરમાત્મા કહેવાય છે. આત્મા તેવો સ્વરૂપવંત સત્તાએ

વર્ત છે તેથી આત્મા કહેવાય છે તેથી તે આત્મા નિશ્ચય નયથી સત્તામાં સ્થિર ગુણની ગવેષણા કરતા દશ્ય વસ્તુઓથી ભિન્ન સ્વરૂપવત છે તેથી તેઓ મારા આત્મસ્વરૂપથી ભિન્ન છે તેઓને મારે કોઈ નિર્બંધ સબંધ નથી, સર્વ બાહ્ય દૃશ્ય ભોગોથી હુ નિર્બંધ છુ

शरीर रुप लावण्य-ग्रामारामधनादिभि. ।
उत्कर्ष परपर्यायैश्चिदानन्द धनस्य क' ॥૧॥

શરીરનુ રૂપ, લાવણ્ય પાચ ઈન્દ્રિયની સારી પટુતા, હોય ગામ, નગર, શહેર, પાટણ, વન, બાગ, મહેલનુ સ્વામિત્વ, સુવર્ણાદિ દ્રવ્યની પ્રાપ્તિ વિગેરે આત્માથી અન્ય એવા પુદ્ગલના પર્યાયોના પરિણામો છે તેની પુણ્યોદયથી ઉત્કર્ષતા ઉન્નતિ થઇ હોય કે પાપોદયથી હાની થઈ હોય તો પણ સ્વરૂપમા રમણ કરનારો હોવાથી ચિદાનદ સ્વરૂપ આનદ ઘનસ્વરૂપ આત્માને શુ ? લાભ કે હાની ન જ હોય કારણ કે હુ પોતે નિત્ય આત્મારામ-આત્મ સ્વરૂપમા પરમાત્મ ભાવની તુલના કરનારો હોવાથી તે આત્મ સ્વરૂપમા રમનારો છુ

શ્રીભગવત્ ગીતામા જણાવે છે કે

योऽनन्त' सुखोऽन्तरात्मारामानन्त-ज्योतिरेव य ।
सयोगी ब्रह्मनिर्वाग ब्रह्मभूतोऽधिग उति ॥ १ ॥

જે અનત સુખી અતરજ્યોતિવાળો અને આત્મામાં મસ્ત તે યોગી પરમ બ્રહ્મ સ્વરૂપનો પ્રત્યક્ષ દેખનારો બ્રહ્મ સ્વરૂપ બનીને પરમ નિર્વાણને પામે છે ॥૧૦૨॥

मह्य न कुप्यते कोऽपि, कोप्य तन्नाऽस्ति वस्तुत
द्वेष्य जगति नैवात्र, वास्तुतोऽहं न द्वन्द्वभाक् ॥ १०३ ॥

અર્થ-મારા ઉપર કોઈ પણ કોપ કરતુ નથી મારે પણ કોઈ જગત જીવો ઉપર દ્વેષ કરવા યોગ્ય નથી, કારણ કે હુ વસ્તુસ્વરુપે શબ્દસ્વરૂપની રહિત છુ ॥૧૦૩॥

વિવેચન-મારા ઉપર જગતના કેઈ પ્રાણી કે જડ વસ્તુઓ કદાપિ પણ કોપ કરતી નથી મારુ કોઈ બગાડવા સમર્થ નથી જ અને મારા આત્માનો કોપ થશે નિશ્ચયનયે સભવતો નથી વસ્તુરૂપે વિચાર કરીએ તો આત્મા સ્વરૂપમા રમણતા કરનારો હોવાથી અન્યને કોપ કરાવતો નથી હુ કોઇ આત્માવડે કોપ્ય કોપવા યોગ્ય પણ નથી જ તેમજ જે જડ-અચેતન છે તેઓમા મારા ઉપર કોપ કરવાનુ સામર્થ્ય નથી જ આત્મા ક્રોધ કરનારો કે કોઇને કરાવનારો નથી પણ વ્યવહારમા પ્રત્યક્ષ ઇન્દ્રયથી જોતાં પોતે કોપ કરનારો અને કરાવનારો દેખાય છે તેનુ કેમ ? ઉત્તર વ્યવહારનયથી વિચારતા આ જીવ અનાદિકાલથી મોહ માયા અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ કષાય અને અશુભ યોગો વડે નિરતર શુભાશુભ કર્મને આઠ વા સાત પ્રકારે બાધતો છતો નવા નવા ભવને પ્રાપ્ત કરતો આહાર ભય મૈથુન પરિગ્રહ નિદ્રા આદિ સજ્ઞા વડે અને જડ પદાર્થોના ભોગ ભાવના રાખતો છતો રાગદ્વેષ રૌદ્ર આર્ત્ત ધ્યાન કરતો અનેક જીવોનો ઉપર પોતાના ભોગ્ય સ્વાર્થ માટે મૈત્રી અને વૈર વિરોધ કરતો તેઓની પાસેથી પોતાને જે ઈષ્ટ લાગતુ હોય તેવી વસ્તુ

બંધન વિગેરે બળપૂર્વક દાવપૂર્વક લૂટનો હેવાથી અન્ય જીવો સાથે વૈર વા મત્રીને બાધે છે અને કર્મ-વિપાકને પરમ્પર વૈર વિશેષ ભોગવતો ચાર ગતિમા રખડે છે પણ વસ્તુ સ્વભાવે તે આત્મા સ્વ શુભ પર્યાયનો કર્તા ભોક્તા હોવાથી તેવુ કરવાનો સહજ સ્વભાવ નથી પણ કર્મનો જ તેવુ કરવાનો તેનામા સ્વભાવ છે તેમ સમજવુ શ્રી જ્ઞાનસારમા જણાવે છે કે

अज्ञाक सर्वोऽपि सामग्री निश्रान्तीव परितिष्ठति
विपाकः कर्मण॰ कार्यं पर्यन्तमनु धावति।

અર્થ —આપણા આત્માની પાસે અદૃશ્ય રુપે સર્વ કર્મદલની સામગ્રી થાકેલા મનુષ્ય ની પેઠે ના ઉધતા મનુષ્યની પેઠે પડેલી છે તે અનુદય અવસ્થામા હોવાથી પોતાનુ ફલ રૂપ કાર્ય કરવામા સમર્થ નથી પણ જ્યારે તેનો પરિપાક કાલ પ્રાપ્ત થાય છે ત્યારે એકદમ અકસ્માત્ જાગૃત થઇ તે પોતાનો વિપાક આપવા સમર્થ થાય છે અને તે વખતે બાહ્ય પુત્ર પુત્રી કુટુબ સ્વજન શત્રુ વિગેરે તે કર્મ વિપાક ને ઉપકાર કરવા અનુકુલ થાય છે પણ આત્માનુ સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપ આત્મ શક્તિનો વિનાશ કરવા સમર્થ થઇ શકતા નથી, તેથી સમજવુ કે કર્મ જો અનુકુલ સાત રૂપે અને પ્રતિકુલ દુ ખ રૂપે પરિણમે પણ તે પુદ્ગલો વસ્તુત આપણે જેવા અધ્યવસાયે ગ્રહણ કર્યા હોય તેવુ ફલ આપીને સ્વકાર્ય પૂર્ણ કરે છે તેથી તેઓ આપણા શત્રુ કે મિત્ર નથી આપણા ઉપર કોઈ ક્રોધ

કાર્ય નથી જ કરતુ તેમજ તેઓ ઉપર મારે પણ સમ્યગ્ જ્ઞાન હોવાથી કોપનુ કારણ નથી હર્ષનુ પણ કારણ નથી સર્વ પોતાના સ્વભાવ પ્રમાણે વર્તે છે હુ પણ મારા સ્વભાવમા વર્તતો હોવાથી મારો પણ કોઇ દ્વેષી રાગી નજ હોય વસ્તુ સ્વભાવે વિચારતા

હુ આત્મા અર્થાત જગતના સર્વ આત્માઓ સહજ ભાવે સત્તાથી નામરૂપ વિગેરે પુદ્ગલ પરિણામોથી ભિન્ન છે શ્રી દેવચદ્ર વાચક વર સુમતિનાથના સ્તવનમા જણાવે છે

જીવ નહિ પુદ્ગલી નૈવ પુદ્ગલ કદી,
જીવ પુદ્ગલાધાર નહિ તાસરગી
પરતણો ઇશ નહિ, અપર ઐશ્વર્યતા,
વસ્તુ ધર્મે કદા ન પર સગી ॥૬॥
સગ્રહે નહિ, આપે નહિ પર ભણી, નવી કરે,
આદરે ન પર રાખે,
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગી જીકે,
તેહ પરભાવ કેમ રાખે ॥૭॥

આમ હોવાથી જીવનો શુદ્ધ સ્વભાવ વિચારતાં જીવ પુદ્ગલ ન હોવાથી અનેક પુદ્ગલોનો તાદાત્મ્યભાવે આધાર પણ ન હોવાથી તેનો રગી-રાગી એટલે ભોક્તા નિશ્ચય નયથી નથી તેમ પુદ્ગલોનો સ્વામિ પણ નથી વસ્તુત તેની પ્રભુતા પુદ્ગલથી અન્ય છે આત્મ સ્વરૂપ જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ વિગેરે આત્મગુણ સ્વરૂપ અને તેના પરિણામો પર્યાયોનો સ્વામિ ઇશ્વર છે તેથી નિશ્ચય નયની અપેક્ષાએ કદાપિ પુદ્ગલ સગી નથી માટે ગીતા જણાવે છે કે,

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमा गतिम् ।
यय माप्य न निवर्तते तद्धाम परम मम ॥ १ ॥

અર્થ—આત્મા નિશ્ચયથી ઇન્દ્રિયોથી અવ્યક્ત છે અને નાશ નહિ પામનારો હોવાથી અક્ષર છે સ્વભાવથી પરમ શ્રેષ્ઠ શિવગતિનો સ્વામિ છે કે જેને પ્રાપ્ત કર્યા પછી ફરીને સસારમા આવવુ પડતુ નથી તે મારુ આત્મસ્વરૂપની પૂર્ણ સ્થિરતાનુ પરમ ધામ છે એટલે શબ્દ બ્રહ્મથી સપૂર્ણ પરજ છે તેથી શબ્દો જે પુદ્ગલના ગુણ પર્યાયો તે આત્માના સ્વરૂપમય નથી જ

शब्दसृष्टि मजानामि, शब्दसृष्टिः कदा न मे;
शब्दजाले न पाण्डित्य, वस्तुतो मे शुभावह. ॥ १०४ ॥

અર્થ હુ શબ્દ સૃષ્ટિને જાણુ છુ પણ હુ શબ્દ શુષ્ટિ રૂપ કદાપિ પણ નથી વસ્તુ સ્વરૂપે વિચારતાં શબ્દ જાલમાં જે પડિત પણુ રહ્યુ છે તે આત્માસ્વરૂપે હિતકર નથીજ

વિવેચન—હું જગતમાં બ્રહ્માંડમા શબ્દ ઉત્પત્તિ થવાનુ કારણ સારી રીતે જાણુ છુ જીવ જ્યારે અવ્યક્ત નિગાદે એકેન્દ્રિયતા વિગેરેના ભાવોમાં રહ્યો હતો ત્યા તેની શબ્દો ઉત્પાદ કરવા ની શક્તિ નહિ હતી છતા પણ વિકલેન્દ્રિયતા એઇન્દ્રયતા પામતા અવ્યક્ત નસમજાય તેવા શબ્દની તેને ઉત્પત્તિ કરવાની શક્તિ આવી હતી એમ ક્રમે ક્રમે વિકાશ પામતા સજ્ઞી પંચેન્દ્રિય થયો ત્યારે તે શબ્દ શક્તિ બહુ વધારે પ્રમાણમાં ખીલી દેવ નારક કે મનુષ્ય પણામા વ્યક્ત ભાવે આવુ બોલવુ

તે શ્રવણ કરવુ તેને પોતાનો અભિપ્રાય જણાવવો વિગેરે શબ્દ સષ્ટિનુ ઉપાદાન કારણ વાણીના પુદ્ગલો જ છે તે આત્માના ધર્મથી પર હોવાથી તે શબ્દ જાલનુ પંડિતપણુ વસ્તુત શબ્દા લંકાર શણગાર વિગેરે તથા તર્ક જાલમાં ભ્રમણતા કરાવે છે જોકે શબ્દવડે પૂજ્ય ગુરૂઓ આત્મ સ્વરૂપનો અનુભવ ભક્ષ્યા ભક્ષ્યનુ જ્ઞાન કર્તવ્યાકર્તવ્યનો ગમ્યાગમ્યનો બોધ તે શબ્દની રચના દ્વારા કરાવે છે તે ગ્રાહ્ય છે પણ તે જે શબ્દના પાંડિત્યનુ અભિમાન આત્મ સ્વરૂપનો વિનાશક થાય છે તેથી તે હિતકર નથીજ તેમાટે પૂજ્ય યશોવિજયજી પૂજ્ય પ્રવર જણાવે છે કે "

व्यापार सर्वं शास्त्राणा दिक् मदर्शन एवहि ।
पारस्तु प्रोपयत्येकोऽनुभवो भववारिधे ॥१॥

અર્થ-સર્વ શાસ્ત્રો ભણવા તે સબધી એક માત્ર મોક્ષ માર્ગની દીશા સુચનજ કરે છે પણ પારમર્થિક પાર તો એક ધ્યાનમય અનુભવ કરાવે છે શબ્દો નથી કરાવી શકતા માટે શબ્દ બ્રહ્મમા એકાતે રાચવુ હિતકરજ નથી વાણીવિના વ્યવહાર નથી શકે તેમ નથી એક બીજાને પરસ્પરના અભિપ્રાયની આપલે કરી શકાતી નથી, તેથી એક બીજાના અભિપ્રાયો માટે વાણીના વ્યાપારની જરૂર છે

योग्यजीवप्रबोधार्थम्, भाषे भाषां तु वैखरिम्,
शब्दब्रह्मप्रभिन्नोऽस्मि, परब्रह्माऽस्मि वस्तुत ॥ १०५ ॥

અર્થ—યોગ્ય જીવોના પ્રતિબોધવામા અત્યત ઉપકારક તેવી વૈખરી ભાષા બોલવામાં આવી શકે છે તે ભાષા

રૂપ શબ્દબ્રહ્મથી હુ ભિન્નછુ એટલે વસ્તુન પરમ બ્રહ્મ છુ

વિવેચન ભાષા એ જીવોને પરસ્પર એક બીજાના અભિપ્રાય હૃદયના વિચારોની આપલે કરવામા માનવ સંસારમા વ્યવહાર ચલાવવામા અત્યન્ત ઉપયોગી સાધન છે પશુઓ પણ પોતાની ભાષાવડે પરસ્પરના વિચારોની આપલે કરી શકે છે પરમપૂજ્ય શ્રી તીર્થંકરો કેવળીઓ ગણધરો આર્યો ઉપાધ્યાયો મુનિઓ જીવોને આત્મ વિકાશ કરવાનો પ્રતિબોધ કરવામા વૈખરી ભાષાને બોલે છે તેમજ સર્વ દ્વાદશાંગી શાસ્ત્રલિપીમય અક્ષરો વડે અને તેનો ઉપદેશ અધ્યયન પઠન પાઠન સ્વાધ્યાય વૈખરીથી જ બને છે જે જ્ઞાનનુ લક્ષણ પૂજ્ય આચાર્યવર્યોએ જણાવ્યુ છે કે स्वपर व्यवसायि विज्ञान प्रमाणम् । સ્વ અને પરનો નિશ્ચય કરનારૂ જ્ઞાન તે પ્રમાણ આ જ્ઞાન પાચ પ્રકારનુ છે

एव पञ्चविह णाण दव्वाण य गुणाण य ।
पज्जवाण च सव्वेसिं नाण नाणीहिं देसिय ॥ १ ॥

પોતાનો અને પર-પુદ્ગલનો નિશ્ચયિક બોધ કરનારૂ એવુ જે જ્ઞાન હોય તે જ્ઞાન પ્રમાણતાને પામે છે અને તેમાં પરસ્પરની ઇચ્છા અભિપ્રાયોની આપલે શ્રુતજ્ઞાન કરે છે તેથી વ્યવહારમા તે પ્રમાણતાને પામે છે બીજા મતિ, અવધિ મન પર્યવ, કેવલ જ્ઞાન બોલવાની ભાષા વિનાના છે તેનુ જ્ઞાન આત્મા પોતેજ જાણે, અને અન્યને સ્વાભિપ્રાય જણાવવા ભાષામય શ્રુતજ્ઞાન રૂપ શબ્દબ્રહ્મનો વ્યાપાર કરવોજ પડે છે તેથી પરજીવોને આત્મજ્ઞાન તરફ વાળવા માટે વૈખરી

ભાષામય શબ્દ બ્રહ્મ ઉપકારક થાય છે પરંતુ તે શબ્દ બ્રહ્મ આત્મ સ્વરૂપથી અવશ્ય ભિન્ન છે અને પુદ્ગલ દ્રવ્યના સમુહ નો બને છે તે પુદ્ગલથી હું આત્મા સમ્યગજ્ઞાન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપ ગુણ પર્યાયમય ચૈતન્યરૂપ સત્તાએ પરમ બ્રહ્મ હોવાથી શબ્દબ્રહ્મથી સર્વથા ભિન્નજ છુ કહ્યુ છે કે,

पश्यति ब्रह्म निर्द्वंद्व निर्द्वंद्वानुभव विना ।
कथ लिपीमयी दृष्टि र्वाङ्मयी वा मनोमयी ॥१॥

અક્ષરોની લિપીથી જાહેર કરાતી દૃષ્ટિવી વાણીવડે ઉચ્ચાર કરાતી વૈખરી ભાષારૂપ શબ્દ બ્રહ્મરૂપી બાહ્ય દૃષ્ટિથી અથવા મનથી ઉપજતી કલ્પનામય દૃષ્ટિથી પરમ બ્રહ્મનો બોધ થાય શબ્દ બ્રહ્મથી જણાય તેમ નથી તે માટે માત્ર રાગ દ્વેષ રૂપ કલેશમય જે પરિણામો તેનો ત્યાગ કરીને કેવલ એક ધ્યાનના અવલબન પૂર્વક અનુભવ કરતાં પરમાત્મ સ્વરૂપ આત્મબ્રહ્મ પ્રત્યક્ષ કરાય છે ॥૧૦૫॥

भाषाविचित्रवाच्योऽहं कथचित् सव्यपेक्षत'
अवक्तव्य स्वरूप मे, शब्दानां तत्र का गतिः ॥ १०६ ॥

અર્થ —ભાષાના સ્વરૂપથી મારી આત્માની અવસ્થા વિચિત્ર હોવાથી તેવી કોઇક સજ્ઞાવડે વા અપેક્ષાથી ભાષાવડે વાચ્ય ગણાયો છુ વસ્તુત મારૂ સ્વરૂપ અવક્તવ્ય છે તેથી મને જણાવવામા શબ્દોની કયાથી ગતિ થાય ? ॥ ૧૦૬ ॥

વિવેચન —જેટલી ભાષાઓ છે તેના યોગી લોકોએ ચાર ભેદ પાડયા છે તે પરા પશ્યન્તિ મધ્યમા અને વૈખરી તેમાં જે

પરા ભાષા છે તે તો પરમ જ્ઞાનીઓથીજ જ્ઞાત થાય છે તે આત્માના આધ્યાત્મિક અધ્યવસાય રૂપ હોવાથી અન્ય પ્રાણીઓને ગોચર થાય તેમ નથી તે લોપીમા ઉતરે તેવી પણ નથી પશ્યન્તિ ભાષા મન પર્યંવ જ્ઞાનીઓ જાણી શકે છે કારણકે તે મનોવર્ગણાને ઓળખે છે મધ્યમા ભાષા શ્રુત જ્ઞાનીઓ તે તે ભાષાને બોલતા સમજી શકે છે કેમકે તેઓને ચેષ્ટાનુ અનુભવિત જ્ઞાન હોય છે વૈખરી ભાષાના દેશોદેશ પ્રમાણે અનેક ભેદો હોવાય છે અરૂપી એવા આત્મ સ્વરૂપને પરા ભાષાના જ્ઞાતા કેવલીઓ જાણે છે પણ વૈખરી ભાષાવડે તે સ્વરૂપને જણાવવા માટે વચન ઉચ્ચારવ ત બની શકતા નથી તેથી પૂજ્યો જણાવે છે કે ભાષાથી આત્મ સ્વરૂપ કાઈક જુદા પ્રકારનુ વિચિત્ર છે તેથી ભાષાથી આત્મસ્વરૂપ વાચ્ય કહેવાય તેમ નથી આમ હોવાછના પણ આપણને તે અનિવાર્ય આત્મસ્વરૂપને આગળ કરીને ઘટ હ સ આત્મા જીવ સત્વ પ્રાણી ભૂત વિગેરે જ્યા જ્યા જે વ્યવહારથી બોધ થાય તે અપેક્ષાએ લક્ષ્યમા રાખીને અવાચ્ય આત્મા અને તેના સ્વરૂપને બતાવવા પ્રયત્ન કરાય છે પણ વસ્તુ સ્વરૂપે હુ અને મારૂ સહજ સ્વભાવમય શુદ્ધ સ્વરૂપના પર્યાયોને ભાષામય શબ્દ બ્રહ્મશાસ્ત્રો કહેવાને સમર્થ કેવીરીતે બને ! નજ બને તેમાટે સર્વશાસ્ત્ર સમુદ્ર પાર ગત ન્યાય વિશારદ પૂજ્ય યશોવિજયજી ભગવ ત જણાવે છે કે

अधिगत्याखिल शब्द ब्रह्म शास्त्रदशा मुनिः,
स्वसवेद्यपर ब्रह्मानु भवेनाधिगच्छति ॥ १ ॥

મુનિવરો સર્વ શાસ્ત્રરૂપ શબ્દ બ્રહ્મનો અભ્યાસ કરી પારગત થાય સર્વ દર્શન શાસ્ત્રોના જ્ઞાતા થાય તો પણ

સ્વાત્મ સ્વરૂપનો યથાર્થ બોધ પામી શકતા નથી પણ સ્વાધ્યાય ધ્યાન ધર્મ અને શુક્લધ્યાન વા પદસ્થ પિંડસ્થ રૂપસ્થ રૂપાતીત ધ્યાનના અભ્યાસથી બ્રહ્મપૌદ્ગલિક સ્વરૂપની અને આત્મ સ્વરૂપની હંસની પેઠે વિભાગી કરણ કરવાથી આત્માને યથાર્થ સ્વરૂપે ઓળખે છે પણ વૈખરી ભાષામય શબ્દ બ્રહ્મની ગતિ તેનો પ્રકાશ કરવામાં જરા પણ ચાલતી નથીજ ।૧૦૬।

निःक्रोधो निरहङ्कारो, निर्मायो लोभनाशकृत्,
बाह्यभावतमोहन्ता, ब्रह्मज्ञानदिनेश्वरः ॥ १०७ ॥

અર્થ —જે ક્રોધ વિનાનો હોય અહંકાર વિનાનો માયા અને લોભનો નાશ કરતો હોય તે બ્રહ્મજ્ઞાનરૂપી સૂર્યથી બાહ્ય ભાવરૂપ અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે અને તે સ્વ સ્વરૂપને પામે છે

વિવેચન —જે આત્માઓ આત્માની સાથે અનાદિકાલથી એકીભાવે કરેલા એવા મોહમય ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, રોગ વિગેરે દોષોને હણે છે અને પાંચ ઇન્દ્રિયોના વિષયોને નિર્વિકારી બનાવે છે તે બ્રહ્મજ્ઞાનરૂપ સૂર્યને પ્રગટ કરીને બાહ્યભવ ભ્રમણમય તમ—અંધકારને હણે છે તે માટે પરમ પૂજ્ય કલિકાલ સર્વજ્ઞ ભગવત હેમચંદ્રસૂરિ જણાવે છે કે,

अमन्दानन्दजनने साम्यवारिणि मज्जताम्
जायते सहसा पुंसां रागद्वेषमलक्षयः ॥ १ ॥

અત્યંત શ્રેષ્ઠ આનંદને પ્રગટાવવા માટે હે આત્માનું સામ્ય—સમભાવ રૂપ અમૃત સ્વરૂપ પાણીમાં એકાગ્રભાવે

અભિષેક-સ્નાન કર કે તેથી અલ્પકાળમા રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, માન, માયા, લોભ, કામરૂપ પાપમય કલેશકારી મલ ક્ષય થઇ જશે એટલે બાહ્ય ભાવમય પુદ્ગલની રમણતા તારી ચાલી જવાથી તેના કારણરૂપ મોહનો સમૂલ નાશ થવાથી સૂર્યના પ્રકાશથી પણ અધિક અપૂર્વ બ્રહ્મસ્વરૂપ આત્મજ્યોતનો પ્રકાશ કરનારો આત્મા થઇ શકશે ॥ ૧૮૭ ॥

दोपोपरागमुक्तोऽहं, मात्मारामसनातनः ।
अनन्तज्ञानपर्यायै, रनन्तज्ञानधारकः ॥ १०८ ॥

અર્થ —હુ સ્વરૂપ સત્તાથી આત્મા સર્વ દોષરૂપ પાપ ગ્રહણથી મુક્ત છુ તેથી પૂર્ણ સનાતન-પવિત્ર અને અનાદિ અનત છુ તેમજ અનત જ્ઞાન પર્યાયોનો ધારક હોવાથી અનત જ્ઞાનનો પણ ધારક છુ ॥ ૧૦૮ ॥

વિવેચન —હુ આત્મા સહજ સ્વરૂપે ચૈતન્યમય જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ વિગેરેથી શુદ્ધ ચિંતામણિ રત્ન સમાન છુ તેથી નિશ્ચય સગ્રહ નયથી વિચારતા સર્વ દોષો એટલે રાગ, દ્વેષ, મોહ, કામ ક્રોધ, માયા, માન ઇચ્છા મિથ્યાત્વ, અજ્ઞાન, શકા અને આકાક્ષા વિગેરે જે દોષો રહેલા છે તે રૂપી રાહુનો ઉપરાગ જેમ ચદ્ર સૂર્યને લાગે છે તેવા ઉપરાગથી હુ નિશ્ચયથી મુક્ત છુ તેમજ અનત કાલથી સનાતન અને પવિત્ર એવો હુ સ્વ સ્વરૂપમા રમનારો આત્મારામ છુ ગીતામા જણાવે છે કે

अविनाशी तु तद्विद्धि, येन सर्वमिदं ततम्
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १ ॥

અવિનાશી સનાતન સ્વરુપી આત્મા છે તેમ જાણુ આવા આત્માવડે સર્વ બ્રહ્માડ સદા વ્યાપ્ત છે તેમા વૃદ્ધિ કે ખોટ કોઇ પણુ કાલે આવતો જ નથી આવા અવ્યય નાશ નહિ પામનાશને કોઇ નાશ કરી શકતુ નથી. તે આત્મા જ્યારે સર્વ દોષ પાપથી મુક્ત થાય છે ત્યારે પરમ શુદ્ધ સ્વરૂપે જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગમય આત્મ સ્વરૂપથી સૂર્યની પેઠે ઝળકે છે તેને પ્રગટ કરીશ કારણુ કે તે તે ગુણોથી પુર્ણ પવિત્ર સત્તાથી છે જ તેવો હુ પણુ મારા આત્મ સ્વરુપનો સત્તાથી છુ તેમજ કેવલ જ્ઞાનથી જાણુવા યોગ્ય અનંત જ્ઞેયરૂપ દ્રવ્યો અને તેના અનંત પર્યાયોનો જાણુનારો પણુ સહજ સત્તાથી છુ તેથી અનંતજ્ઞાનનો કેવલજ્ઞાનનો ધારક હુ નિશ્ચયથી જ છુ

द्रव्यकर्मविनिर्मुक्त, भवकर्मविवर्जितम् ॥
नो कर्म रहित विंति निश्चयेन चिदा मनः ॥ १ ॥

દ્રવ્ય રૂપ જ્ઞાનાવરણાદિ આઠ કર્મથી મુકત થયેલા અને જે તેના વિપાક રૂપ રાગ દ્વેષમય ભાવકર્મથી પણુ મુકત થયેલા તેમ નોકર્મ શરીર ઇન્દ્રિય મન આદિથી પણુ મુકત થયેલા પરમત્મા સમાન સત્તાએ હોવાથી આત્મસ્વરૂપ જ્ઞાન દર્શન ચારિત્ર ગુણુમા રમનારો નિશ્ચયથી હુ છુ

પોતાના સ્વરૂપની પ્રાપ્તિ થવાનો ઉપાય બતાવતાં જણાવે છે

आत्मारामे परा भक्ति , परंब्रह्मणि मग्नता,
पूर्णानंदमयं पूज्यो, महादेवः स्वरूपभाक्. ॥ १०९ ॥

અર્થ—જે પોતાના આત્મારામમાં શ્રેષ્ઠ ભક્તિવંત હોય અને પરમ બ્રહ્મમાં મગ્નતા હોય તે આત્મા પૂર્ણાનંદ સ્વરૂપમય પૂજ્ય મહાદેવના સ્વરૂપનો ભોક્તા થાય છે ॥૧૬॥

વિવેચન—જે આત્માઓ સમ્યગ્ રીતે આત્મ સ્વરૂપનો સારો બોધ પ્રાપ્ત કરીને અનુભવ પૂર્વક સ્વ સ્વરૂપને જાણીને આવા અશ્ચર્યના સ્વામી છે તેમ જાણ્યા છતા તેઓ પોતાના સ્વરૂપને ભૂલી જઈને શા કારણે સંસારમાં કર્મરૂપ ભય કર કુરાજાના દાસ બનીને આવા અવાચ્ય દુખો ભોગવે છે? શુદ્ધ આત્મ પરમ શુદ્ધ સ્વપર્યાયો પરમાત્માના સ્વરૂપમય જે ગુણ પર્યાયો છે સ્મૃતિરૂપ જે સ્થાપના કરાયેલી પરમાત્માની પ્રતિકૃતિ-મૂર્તિ ઉપર જે પરમ ભક્તિ તેની પૂજા સ્તવના કરવી રૂપસ્થભાવે ધ્યાન કરતાં જે ધ્યાતા ધ્યાન અને ધ્યેયરૂપ પરમાત્મ સ્વરૂપની એકાગ્રતામય અભેદતારુપ પરા ભક્તિ થાય તે પરમ બ્રહ્મમાં મગ્નતામય પરાભક્તિને પ્રાપ્ત થયેલો આત્મા પૂર્ણ આનંદને નિત્ય ભોગવે છે તેજ પૂજ્ય મહાદેવ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત કરનાર થાય છે એટલે આત્માના સહજ સ્વરૂપને પ્રાપ્ત કરે છે શ્રીભગવદ્ ગીતા જણાવે છે કે,

अभ्यासयोगयुक्तेन, चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥ १ ॥

અર્થ—અભ્યાસ યોગથી યુક્ત મનવાલો એક પર બ્રહ્મ તથા અંતરાત્મમાં પરમ શ્રેષ્ઠ ભક્તિ યુક્ત થયેલો છતો પરમાત્મા વીતરાગ રૂપ બ્રહ્મમાં અનન્ય એકાગ્ર ભાવે રૂપસ્થ ધ્યાનથી મગ્ન લીન થયેલો યોગી પરમાત્મા મહાદેવ

સ્વરૂપ પૂજ્ય દશાને પામીને પરમાનંદનો પ્રત્યક્ષ ભોક્તા થયેલો આત્મદર્શી સમજવો ॥ ૧૦૯ ॥

परानन्दकरं शुद्धं, शुद्धव्यक्तिममासकम्,
धर्मदेवं सदापूज्यं, सद्गुरुं नौमि भावतः ॥ ११० ॥

અર્થ—જેઆત્માને શુદ્ધ પરમ આનંદ આપનારા છે આત્માની શુદ્ધતા પૂર્વક વ્યકિતને પ્રગટ દેખાડે છે તેવા ધર્મના દાતાર પૂજ્ય દેવ અને સદ્ગુરુઓને સદા ભાવથી નમસ્કાર કરૂં છુ ૧૧૦

વિવેચન—જેમના ચરણની નિરંતર સેવા ભકિત ભાવપૂર્વક કરતા પરમ ધર્મની પ્રાપ્તિ આત્મા કરે છે અને સ્વપર સ્વરૂપનો સમ્યગ્ બોધ કરીને આત્મ શકિતનો પ્રગટ ભાવ થવામાં જે પુષ્ટાવલંબન નિમિત્ત બને છે અને આત્માને શુદ્ધ પરમ આનંદને પ્રાપ્ત કરાવે છે તથા આત્માના સ્વરૂપની શુદ્ધતા કરાવીને વ્યકત ભાવે આત્માને પ્રત્યક્ષ પરમાનંદ ખેલતો દેખાડે છે તેવા ધર્મનું દાન જગતને કરનારા પરમ બ્રહ્મ પરમાત્મા વીતરાગ શ્રી અરિહંત સિદ્ધ અને પ્રત્યક્ષ સમ્યગ જ્ઞાન આપનારા ગુરૂવરો સદાય મારે પૂજ્ય આરાધ્ય છે તેમના ચરણમાં નિરંતર ભાવપૂર્વક નમસ્કર થાવ ! ॥ ૧૦ ॥

सद्गुरुस्तु स्वयशुद्ध स्वात्मारामो निगद्यते,
वस्तुत शब्दपर्यायैः, निर्वाच्यो रूपिद्रव्यत ॥ १११ ॥

અર્થ — સ્વયં શુદ્ધ આત્મારામ વસ્તુત સદ્ગુરુ

કહેવાય છે શબ્દપર્યાયથી તે વાચ્ય નથી કારણ અરુપી હોવાથી રુપમય દ્રવ્યથી કહી શકાય તેવો નથી જ ॥ ૧૧૧ ॥

વિવેચન :—આત્મા આત્માનો મિત્ર શત્રુ ગુરુ અને દેવ પણ અપેક્ષાથી વિચારતા બને છે જ્યારે બાહ્ય સ્વરુપ વાળો હોય આઠ કર્મનો નિરંતર ઉત્કૃષ્ટ બંધ બાંધતો હોય મિથ્યાત્વ અવિરતિ કષાય અને અશુભ યોગમાં તલ્લીન બનતો હોય ત્યારે તે જીવ બાહ્યાત્માને પામેલો હોય છે તેથી તે શરીર ઇન્દ્રિયો અને મનને આધિન થઇને પોતાને દુર્ગતિમાં પાડે છે તે સમયે તે પોતાનો શત્રુ-ઘાતક થાય છે અને શાસ્ત્ર ભણતા સ્વાધ્યાય કરતાં આત્મ સ્વરુપને વિચારતા દોષોને દુર કરતાં અનાદિનો અશુભ મોહને તથા પાંચ ઇન્દ્રિયોમાથી આત્મા બહાર કાઢતા આત્મા જ આત્માનો સદ્‌ગુરુ થાય છે અને તે શુદ્ધ સંયમ તપ જપ ધ્યાન રુપે ચારિત્ર યોગથી થાય છે તેથી તે આત્માનો જ શુદ્ધ સદ્‌ગુરુ કહી શકાય છે તેમજ આત્મા પોતાનુ દિવ્ય સ્વરુપ પ્રગટ કરવામા ઉપાદાન હોવાથી આત્મા જ આત્માનો દેવ છે એટલે શુદ્ધ અશુદ્ધ નિશ્ચય વ્યવહાર નયની અપેક્ષાએ અનેક ધર્મો પર્યાયો તેના નામથી કહેવાય છે પણ નિશ્ચયથી અપેક્ષાએ વિચારતાં રુપ રસ આદિ પુદ્‌ગલ દ્રવ્યના પરિણામોથી સ્વભાવ ધર્મવડે અરુપી એવો આત્મા પરમ પરમાત્મા વસ્તુત અવાચ્ય જ છે ગીતામાં જણાવે છે

' अनादित्वान्निर्गुणत्वात्परमात्मापमव्यय. ।

અનાદિ અને નિર્ગુણ-સત્વ રાજસ તામસ ગુણ પ્રકુતિથી

રહિત અવસ્થિત સ્વરૂપમય પરમાત્મા છે શબ્દથી તેમનુ સ્વરૂપ અવાચ્ય છે।૧૧૧।

ध्यानयोगेन गम्योऽहं सर्वशक्तिनिकेतन
मोहभावक्षय नीत्वा, स्वादे ज्ञानामृत स्वयम् ॥ ११२ ॥

અર્થ–હુ આત્મા ધ્યાન યોગથી જાણવા યોગ્ય છુ, સર્વ શક્તિનુ મદિર છુ, મોહભાવનો ક્ષય કરીને સ્વયં હુ જ્ઞાનરૂપ અમૃતનુ પાન કરી રહ્યો છુ ॥૧૧૨॥

વિવેચન–હુ આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપ યોગમય અનેક ગુણુ પર્યાયવત અને સહજાનદ સ્વરુપ મય છુ, તેથી ઇન્દ્રિય શરીર મન અને વાણીથી અગોચર અગમ્ય છુ, નામરુપથી પર છુ સર્વ શકિતનો સ્વયભૂરમણ છુ આવુ મારુ સ્વરુપ નિજ સત્તાએ હોવા છતા પણ અનાદિ કાલથી મોહ આદિ કર્મરુપ આવરણથી મારુ ચૈતન્ય ગુપ્ત થયેલુ છે, ફક્ત કાંઇક કર્મના ક્ષયોપશમ ભાવવડે અક્ષરનો અનતમો ભાગ એકાદ કિરણરુપે ચૈતન્ય રહેલુ છે, અને તે પણુ મોહ અજ્ઞાન મિથ્યાત્વ અવિરતિ વડે અશુભ ક્રિયામા જોડા વાથી સ્થાન ભ્રષ્ટ થયેલા ઇન્દ્રની દશાને પ્રાપ્ત થયેલુ છે પુરાણોમા એક ઇન્દ્રની કથા છે તેમાં જણાવેલુ છે કે,

ઇન્દ્ર શાતિથી પોતાનુ રાજ કાર્ય કરતો હતો પણ જે અસુરોથી તે અસતુષ્ટ રહેતો હતો. એક સમયે તે સર્વ અસુરોએ એકત્વ સાધીને ઇન્દ્ર ઉપર અકસ્માત્ હલ્લો કર્યો તે વખતે પૂર્ણ તૈયારી ઇન્દ્રની ન હોવાથી સર્વસ્વ કુટુબને

છોડી ભય પામેલો ઇન્દ્ર મનુષ્ય લોકમાં આવી સર્વથી અતડો રહેવા માટે કોઈ પર્વતની ખીણમા ભુંડનુ સ્વરુપ સજીને રહ્યો હતો અને ત્યા ભુંડણી સાથે રહેતા તેવા આહાર પાણી વડે પોતાના સત્ય સ્વરુપનુ ભાન પણ ભુલી ગયો પોતાને એક સામાન્ય પ્રાણી ભુંડ માનતો ભુંડણ સાથે વિષય ભોગવતો હતો કાલક્રમે ભુંડણીને અનેક બચ્ચાઓ થયા તેનો પ્રેમરૂપ મોહ પણ લાગ્યો ઇન્દ્રના દેવસ્થાનમા તે અસુરોએ કેટલોક કાળ ધાધલ કર્યું ઇન્દ્રાણી વિગેરે અપ સરા ઉપર બલાત્કાર કર્યો દેવોને સતાવ્યા આમ કેટલોક કાળ કરીને અસુરો ત્યાથી ચાલ્યા ગયા એટલે દેવોનો પ્રધાન વર્ગ ઇન્દ્રની શોધ કરવા લાગ્યો કોઇ જ્યાએ જ્યારે તેઓને સિધો પતો ન લાગ્યો ત્યારે સૂક્ષ્મ દૃષ્ટિથી દરેક ગુફા લોયરા ખાડા ખાબોચીયા સમુદ્ર તલાવ વૃક્ષાદિક સ્થાનોમા તપાસ કરવા લાગ્યા તેમ કરતા ભુંડના ટોળા પાસે આવતા તપાસ કરતા ભુંડના આકારમા રહેલા ઇન્દ્રને તે દેવામાત્યોએ ઓળખ્યો પણ ઇન્દ્ર તો પોતાનુ સહજ સ્વરૂપ ભુલી ગયેલો હોવાથી કાઇ પણ માન તો જ નથી ત્યારે તે દેવોએ તેના બાલબચ્ચાને તેની નજરે મારી નાખ્યા તે દૃશ્યને જોતો ઇન્દ્ર ભુંડની દશામા તેનો પુત્ર પુત્રીનો શોક કરતો આખમાથી દુ ખના આસુ કાઢતો રૂદન કરી રહ્યો હતો પણ દેવોએ તેની સ્ત્રી ભુંડણીને પણ કાપી નાખી તેથી ભુંડ બહુ જ દુ ખથી રૂદન કરવા લાગ્યો દેવોએ જ્યારે ભુંડના શરીર ઉપર તરવારનો ઘા કરીને તેને પણ કાપી નાખ્યો જ્યારે તે શરીર દૂર થયુ એટલે ઇન્દ્ર પોતાના સ્વરૂપને

પ્રાપ્ત થયો એટલે બુડપણા રૂપ આવરણ દુર થતાં ઇન્દ્ર પોતાના સ્વરૂપને પામી હર્ષ પામ્યો પોતાના પ્રધાન દેવોની સાથે પોતાના નગરમા જઇને પૂર્વની પેઠે સારી રીતે રાજ્ય કરવા લાગ્યો આ પુરાણુની કથાનો ઉપનયથી એ સમજવાનુ છે કે આત્મા સહજ ભાવે સચ્ચિદાનંદ સ્વરૂપમય છે તો પણ અનાદિકાલથી મોહ અજ્ઞાન આદિ આઠ કર્મ સમુહના આવરણથી કાર્મણ શરીરથી ઘેરાયેલો ઇન્દ્રની પેઠે આત્મ સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન ન હોવાથી પુદ્‌ગલના ભોગોનો ભોક્તા કર્તા જ પોતાને સદા માનતો હતો અને સહજ ભાવની સર્વ જ્ઞેય શક્તિનો સ્વામિ હોવા છતા દીન દુ:ખી રહેતો હતો પણ જેમ અનેક ગુણ પર્યાયવાળુ કચન જ્યારે માટીમા અપ્રગટતાને પામ્યુ છતા માટીરૂપે હોય તેમ અનુભવાય છે પણ જ્યારે પાણી ક્ષીર અગ્નિનો સયોગ પામીને પરમ શુદ્ધ નિરાવર્ણ કચન રૂપે પ્રગટતાને પામે છે તેમ આત્મા પણ તપ સયમ જ્ઞાનાભ્યાસ વડે ગુરુઓની ઉપાસના કરતા પોતાના સત્ય સ્વરુપની પ્રતીતિ પામીને પિંડસ્થ સ્વરુપ રૂપાતીત ધ્યાન કરતા કર્મમલનો ઉપશમન કરતા પોતાના સહજ સ્વરૂપને સર્વ શક્તિનુ મહાસ્થાન છે તેવુ સત્ય ભાન થાય છે અને ત્યારે જ મોહ આદિ સર્વ કર્મ મલનો ક્ષય શુકલ ધ્યાન વડે કરીને પોતે પોતાની શક્તિથી જ સચ્ચિદાનંદ રૂપ પોતાના સ્વરૂપના જ્ઞાનરૂપ અમૃતનુ પાન કરતો પૂર્ણ આનંદનો પ્રત્યક્ષ અનુભવ કરે છે ॥ ૧૧૨ ॥

निन्दन्तु के स्तुवन्तु के, गालिदान ददन्तु के,
साक्ष्यात्मा सर्ववस्तूना, मात्मज्ञानेन सर्वदा ॥ ११३ ॥

અર્થ —જગતના પ્રાણીઓ પોતાથી વિચિત્ર લાગતા એવા મનુષ્યો કોઈ યોગી જેવા મહાત્માની નિંદા પણ કરે છે કેટલાક સ્તુતિઓ પણ કરે છે કેટલાક ગાળો અને માર પણ આપે છે તેમાં આત્મા પોને પોતાને સાક્ષીરૂપે જાણે છે ॥ ૧૧૭ ॥

વિવેચન —જગતમાં અનેક પ્રાણીઓને પોતાના કર્મનો ક્ષયોપશમ એક બીજાથી જુદા જુદા પ્રકારનો હોય છે તેમજ ક્રિયા અનુષ્ઠાનો પણ સર્વ જીવોના સરખા નથી જ હોતા કેટલાક સમુહની એક બીજા સમુહથી પણ જુદી જુદી પ્રવૃત્તિઓ હોય છે તેથી અલ્પ જ્ઞાનવતો બીજાની તે તે ક્રિયાઓ પોતાની ક્રિયાથી જુદા જુદા પ્રકારની જોઈને તેઓની નિંદા કરે છે માર પણ મારે છે દેહનો ઘાત પણ કરે છે. આવુ આપણે નજરે દેખીએ છીએ શ્રી ઇસુકાઇષ્ટ વિશે પણ તેના જાત ભાઈઓએ તેને પોતાનાથી જુદા અભિપ્રાયોને પ્રકાશતો જોઈને તેને મારી નાખવાના પ્રયત્નો કર્યા હતા એમજ ભારત વર્ષમા પણ ભગવાન મહાવીર વિષે અનાર્ય મનુષ્યો અને સગમાદિ કેટલાક સુર વ્યતરોએ તેવા ઉપસર્ગ કરવા રૂપ આચરણ કરેલ છે તેમાં ભગવાન માત્ર સાક્ષી રુપે રહ્યા છે પણ પોતાને તે પીડક છે તેવો આર્તધ્યાનનો ભાવ તે પીડકને શિક્ષા કરવા રુપ રૌદ્ર ભાવ નથી જ સેવ્યો તેવી રીતે તુ આત્મ સ્વરુપમા મગ્ન થઈને બહારના અનુકુળ કે પ્રતિકુલ વિષયોમાં માત્ર દૃષ્ટા સાક્ષીરૂપે બન તેના અભ્યાસથી તુ પણ તારા કર્મના અનુકુલ કે પ્રતિકુલ કર્મ ઉદયમા સર્વ વસ્તુ

ઓના દેખવામા સાક્ષી બન, શરીર ઇન્દ્રિય મનના ભોગોની આસક્તિનો ત્યાગ કર અને પરમાત્મ સ્વરુપનો ભોક્તા બન તે ઉપર પરમ પૂજ્ય શ્રી યશોવિજયજી વાચકવર જણાવે છે કે

साम्य बिभर्ति य कर्म-विपाक हृदि चिन्तयन् ।
स एव स्याच्चिदानन्द-मकरंद मधुव्रतः ॥ १ ॥

જે આત્માના અર્થિ મુનિઓ હોય છે, તે શુભાશુભ કર્મ વિપાકોનો વિચાર કરતા જે જીવે જેવા અધ્યવસાયથી કર્મ કર્યું હોય તેવા શુભાશુભ રસ યુક્ત કર્મ વિપાકો અવશ્ય તેને ભોગવવા પડે જ છે એમ ચિંતવતાં શરીર ઈન્દ્રિય મન અને લોકનિંદાના ભયની વૃત્તિઓ ત્યાગ કરીને સમભાવ પૂર્વક રાગદ્વેષ વિના તે કર્મને ભોગવતા સાક્ષિ ભાવે માનતા પોતાના આત્મસ્વરુપ ચિદાનંદરૂપ મકરંદને ભમરાની પેઠે ભોગવે છે ॥ ૧૧૩ ॥

अस्पृश्योऽहमदाह्योऽह-मच्छेद्योऽह निरञ्जन
मन॰ परोऽहमात्माऽस्मि, सूक्ष्मात् सूक्ष्म परात् पर' ॥ ११४ ॥

અર્થ —હુ આત્મા અસ્પર્શ અદાહ્ય અછેદ્ય નિરંજન છુ મનથી પર છુ સૂક્ષ્મથી સૂક્ષ્મ અને પરથી પર છુ

વિવેચન —હુ આત્મા પુદ્ગલના જે ગુણો છે તેથી જુદા પ્રકારના ગુણ પરિણામવાળો છુ પુદ્ગલના પરમાણુઓ સ્કંધોનુ ક્ષણે ક્ષણે સમુહરુપ ઉત્પાદ વિખરણ છે અને દ્રવ્યત્વ રુપે સ્થિરતા રહેલી છે ને પુદ્ગલો જડ-ચેતન વિનાના છે તેમા સ્પર્શ રૂપ રસ ગધ દાહ્યત્વ છેદનત્વ ભેદનત્વ, વિગેરે

ધર્મ રહેલા છે તેના શરીર ઇન્દ્રિય મન વાચા કર્મ વિગેરે બનતા હોવાથી તેને સ્પર્શ દાહન છેદન ભેદન શીજાવુ સુકાવુ વિગેરે સભવે છે પણ તેથી હુ ભિન્ન ગુણ પર્યાયોને ધરનારો છુ હુ આત્મા શુદ્ધ ચૈતન્યનો સત્તાથી ધારક હોવાથી સ્પર્શ્ય દાહ્ય છેદ્ય ભેદ્ય વિગેરે નિર્મૂલ નાશ રુપ ધર્મના અભાવવાળો છુ તેથી આત્મા અસ્પર્શ્ય અદાહ્ય અછેદ્ય છે તેમજ કર્મરુપ લેપ ન હોવાથી સહજ ભાવે આત્મા નિરજન છે. તે મનવાણીથી જુદો છે સૂક્ષ્મ દ્રવ્યોથી પણ અત્યત સૂક્ષ્મ છે અને શ્રેષ્ઠ ગણાતા પદાર્થોથી પણ આત્મા સર્વ શ્રેષ્ઠ છે ભગવાન શ્રી યશોવિજય વાચકવર પરમાત્મ દર્શનમાં જણાવે છે કે,

न स्पर्शो यस्य नो वर्णो, न गन्धो न रस श्रुति'
शुद्धचिन्मात्रगुणमान्, परमात्मा स गीयते ॥ १ ॥

જેને સ્પર્શ નથી, વર્ણ રુપ નથી, ગધ નથી રસ અને શબ્દ નથી તેવા પુદ્ગલ ગુણોના અભાવવાળો છતા શુદ્ધ અને એક ચિન્માત્ર જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ આનદમય ગુણો અને તેના પર્યાયોને તાદાત્મ્યભાવે અભેદ ભાવે પ્રગટાવનારો આત્મા છે તેમજ નિરજન કર્મ મેલરુપ અજન લેપ જેમને નથી તેવુ વીતરાગનુ સ્વરુપ છે તેવી રીતે હુ આત્મા છુ તેમજ મન વચન કાયા ઇન્દ્રિયોથી પણ હુ નિશ્ચય નય ભાવે રહિત છુ, કર્મનો મેલ જેને હેય તેને રજનત્વ સ્પર્શત્વ વર્ણ ગધ શબ્દાદિનો સબધ હોય છે નિરજનને તેનો સભવ નથી જ શ્રી ગીતા જણાવે છે કે

नैन छिन्दन्ति शास्त्राणि नैनं दहति पावकः,
न चैनं क्लेदयन्त्यापो न च शोषयति मारुतः ॥ ९ ॥

જે આત્માને શસ્ત્રો છેદી શકતા નથી અગ્નિ બાળી શકતો નથી પાણી -ભીંજવી શકતુ નથી, પવન શોષવી શકતો નથી

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते,
तस्मादेवं विदित्वैनानुशोचितुमर्हसि ।

અવ્યક્ત હોવાથી ઇન્દ્રિયોથી અગ્રાહ્ય છે અચિંત્ય હોવાથી મનથી અગ્રાહ્ય છે પુદ્ગલ સંબંધ ન હોવાથી અવિકારી છે તેથી હોવાથી આત્મા સૂક્ષ્મ છે જે સૂક્ષ્મ છે વા પુદ્ગલ સંબંધી તો બીજા યંત્રો થી પણ ગ્રહણ કરાય છે પણ આત્માના સ્વરૂપને કોઈ યંત્ર મંત્ર તંત્રથી ગ્રહાય તેમ નથી કારણ કે તે અરૂપી છે જગતમાં પૌદ્ગલિક પદાર્થોમાં મહાન પદાર્થ ચિંતામણિ રત્ન કહેવાય છે તેમજ સ્વયંભૂરમણસમુદ્ર મહાન ગણાય છે પર્વતોમાં મેરૂ મહાન ગણાય છે સુખોમાં સર્વાર્થસિદ્ધ દેવોનુ સુખ મહાન ગણાય છે પણ તેના કરતા પણ અનંતગણુ મહાન સુખ સહજાનંદમયતા રૂપ આત્મામાં હોવાથી તે સર્વ પદાર્થોથી પણ પરમ શ્રેષ્ઠ છે તેથી પરમાત્મા ધન્ય છે

यतो वाचो निवर्तन्ते न यत्र मनसो गतिः,
शुद्धानुभवसंवेद्यं, तद्रूपं परमात्मनः ॥ १ ॥

જેનુ સ્વરૂપ કહેવામા વાણી પાછી ફરે છે જેને

નિશ્ચય કરવામા મન કુઠિન થઈ જાય છે, માત્ર તેના સ્વરુપને શુદ્ધ બોધ અનુભવ જ્ઞાનથી જ જાણી શકાય છે તેવુ પરમાત્મા પરમ બ્રહ્મનુ સ્વરૂપ છે સત્તાથી આત્માનુ તેવુ સ્વરૂપ હોવાથી તે શુદ્ધાત્મ અનુભવથી ગ્રહણ કરાય તેમ છે ॥ ૧૧૪ ॥

पञ्चाक्षेषु ममत्वं किं, तत्कृत्ये नैवमात्मता;
कर्मपङ्कनिवृत्तत्वात्, प्रकाशे सर्ववस्तुनि. ॥ ११५ ॥

અર્થ —પાચ ઇન્દ્રિયોમાં તારે શા માટે મમત્વ છે? તેના કાર્યોમા જરા પણ આત્મત્વ નથી જ માત્ર કર્મ પકથી જે તેની ઉત્પત્તિ છે તે સર્વ કેવલીઓ તે વસ્તુઓનો યથાર્થ પ્રકાશ કરે છે ॥૧૧૫॥

વિવેચન —પાચ ઇન્દ્રિયોમા અને શરીર મન તેમજ તેના સર્વ કાર્યોમા હે આત્મા તારૂ સ્વરુપ નથી તો પછી તારે મારાપણુ શા માટે કરવુ જોઇએ? ઇન્દ્રિય મન અને શરીરમાં જરા પણ આત્મત્વ રાખવુ યોગ્ય નથી ગીતામા કહ્યુ છે કે,

'वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरो, पराणि।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यानि संयाति नवानि देही ॥ ९ ॥

જેમ માણસો જુના વસ્ત્રો જીર્ણ થઇને ફાટી ગયેલાનો ત્યાગ કરીને નવા પહેરે છે તેમ આત્મા શુભાશુભ કર્મનુ મૂલ્ય આપીને ગ્રહણ કરાયેલા નવા શરીર ઇન્દ્રિય મન વિગેરેને ધારણ કરે છે તેથી નવા નવા દરેક ભવમા ગ્રહણ કરાતા શરીર ઇન્દ્રિયોને અને પુણ્યથી મળેલા બીજા અનુકુળ સાધનોમા શા

માટે મમત્વ ધરવો જોઇએ? વસ્તુ સ્વરૂપે તેના સર્વ કાર્યો અને તેમા આત્માનુ કશું છે જ નહિ સર્વ વિભાવ પરિણામો જ છે અને તે કર્મરૂપ કાદવથી જ આત્માએ અજ્ઞાનતાથી જ ઉપજાવ્યા છે તેમા શા માટે મારાપણુ ધરવુ જોઇયે જ શરીરમાં મારાપણુ કરવા યોગ્ય નથી ભગવાન હેમચન્દ્રસૂરિ જણાવે છે કે

रसासृग्मांसमेदोऽस्थि मज्जा शुक्रान्त्रवर्चसाम् ।
अशुचिपदं काय शुचित्वं तस्य च कुतः । ॥ १ ॥

અર્થ —માતાના આહારના પરિણામથી પ્રવાહિ બનેલો નાડી વડે વહેતો રસ લોહિ માસ મે૰ હાડકા ચરબી વીર્ય આંતરડા અને વિષ્ટાથી ભરેલી આ કાયા-શરીરમાં અશુચિના મહાન ભડારમાં પવિત્રતાનો જે મમત્વ તે મિથ્યાત્વ જ છે તેને મારૂ કરીને માનવુ પણ ખોટુ જ છે તેમા આત્માપણું ક્યા દેખાય છે? તેના કાર્યો પણ આત્માને કો લાભ આપનાર છે? જો લાભ નથી જ થતો તો તેમાં મારાપણુ ન જ માનવું જોઈએ, તેની ઉત્પત્તિ આપણે અજ્ઞાનતાથી કર્મરૂપ કચરા કાદવથી જ કરી છે તેમાં કર્મના સબધથી રહેલો આત્મા તેથી ભિન્ન સ્વરૂપનો પ્રકાશ કરનારો છે કહ્યુ છે કે

'आया सभाव नाणी सोई रमई त्तिवत्थु धम्मंमि ।
આ માટે જ્ઞાનમજરી ટીકા જોવાની છે
'सो उत्तमो महप्पा, अवरे भव सूअरा ॥ १ ॥

અર્થ.—વસ્તુ સ્વરૂપે આત્મા સહજ સ્વભાવથી જ્ઞાની ભોગી રમણ સ્વરૂપ છે એટલે પોતાના અને પર સ્વરૂપનો

જ્ઞાતા છે તેનો જ કર્તા ભોક્તા તે આત્મ સ્વરૂપમા રમણુ કરનારો છે આનો આત્મા ધર્મ સ્વરૂપને જાણીને વિભાવમય પુદ્ગલના ભોગકર્તૃત્વ રમણુત્વનો ત્યાગ કરીને સ્વ સ્વરૂપમા રમનારો છે તેજ મહાત્મા પૂજ્ય વખાણુવા યોગ્ય જાણુવો અન્ય પુદ્ગલ ભોગી તો સ સારમા ભુ ડ જેવા એહ વિષ્ટા ભક્ષણુ કરનારા છે તેમ જાણુવુ ! આત્મા કર્મપ કથી મુક્ત થતા સર્વ વસ્તુઓ સ્વગુણુ પર્યાય વિગેરે અન ત ગુણુ પર્યાયનો ભોક્તા છે અને કેવલજ્ઞાન વડે સર્વનો પ્રકાશ કરે છે ॥ ૧૧૫ ॥

नटवद् भवगेहेऽस्मिन्, नाटित चित्रचेष्टितै
ज्ञात निजात्मसामर्थ्यं, जाग्रदात्मा प्रभासते. ॥ ११६ ॥

અર્થ —હુ આજ સુધી ભવરૂપ ર ગ મ ડપમાં નટની પેઠે અનેક પ્રકારની ચેષ્ટા પૂર્વક નાચ્યો છુ હવે મે મારૂ આત્મસ્વરૂપનુ સામર્થ્ય જાણ્યુ છે તેથી જાગૃત થએલો આત્મા સ્વરૂપને પ્રકાશે છે ॥ ૧૧૬ ॥

વિવેચન —હુ આજ સુધી અજ્ઞાનતા અને મિથ્યાત્વ આદિ પ્રમાદના યોગે શુભાશુભ અધ્યવસાય કરતો આઠે કર્મના દળોને ક્ષણે ક્ષણે ગ્રહણુ કરતો મહામોહરૂપ નટરાજની ઈચ્છાને આધિન થઇને નટની પેઠે સ સારૂપ ર ગ ભુવનમા નવા નવા રૂપોને વિચિત્ર પ્રકારના આકારોને સજતો તેમાં લયલીન બનીને અનેક પ્રકારની વિચિત્ર ચેષ્ટા ચેનચાળા કે તો નાચી રહ્યો હતો શ્રી યોગશાસ્ત્રમા હેમચદ્ર પ્રભુ જણુાવે છે કે

श्रोत्रिय श्वपच स्वामी पत्तिर्ब्रह्मा कृमिश्वग'
ससारनाट्ये नटवत् ससारी हन्त चेष्टते ॥ १ ॥
न याति कतमा योनिं कतमा वा न मुञ्चति,
ससारी कर्म सम्बन्धादवक्रय कुटीमिव ॥ २ ॥

અર્થ —આ સસાર રૂપ રગમડપમા જીવો પોત પોતાના નવા નવા કર્મ વિપાકોના ઉદયને ભોગવવાને અર્થે તેના ઉદયકાલમા એક વખત શ્રોત્રિય મહાબ્રાહ્મણ હતો તે બીજી વાર કુતરાદિના માસને પકાવનારો ચડાલ બન્યો હોય છે કોઈવાર ધનપતિ તો કોઈવાર નિર્ધન બને છે કોઈવાર સ્વામી તો કોઇ વાર સેવક કોઈવાર બ્રહ્મા કોઈવાર સૂક્ષ્મ કીડારૂપે બનીને નટની પેઠે નાચ નાચ્યો છે અનેક પ્રકારની યોનિમા અનેક પ્રકારના વિચિત્ર નાટકોને ધરતો અનતકાલથી અનતી વખત ઉત્પન્ન થઇને વિનાશ પામે છે અને મોહથી અનેક પ્રકારની ચેષ્ટાઓ અને ચેનચાળાઓ કરે છે એવી કોઈ યોનિ નથી કોઈ સ્થાન નથી કે ત્યા આ જીવો અનતી વખત ઉત્પન્ન થયા અને મર્યા ન હોય આમ કર્મના જોરથી સસારી આત્મા અનેક શરીરને ભાડાની કોટડીની પેઠે લેતો મુકતો આજ પર્યંત ભમ્યા કર્યો છે જ્યા સુધી સ્વસ્વરૂપનુ ભાન નહિ થાય ત્યાં સુધી અનતકાળ પણ ભમશે જ પણ મે હવે મારૂ સહજ સ્વરૂપનુ જ્ઞાન સદ્ગુરૂની ઉપાસના કરતા પરમાત્માના ચરણની સેવા કરતા મેળવ્યુ છે તેથી જાગતો થયેલો છુ હુ સહજ સામર્થ્ય વીર્ય શક્તિનો જ્ઞાતા થયો હોવાથી મારા સ્વરૂપને નિર્મલ બનાવીને જાગૃત દશાની પ્રાપ્તિ વડે જાગતો થઇશ ૧૧૬

यादृक् सम्यक् स्वरूप मे, तादृग् ज्ञात गुरोर्गिरा,
अनादिकालमिथ्यात्व-स्वप्न नष्ट समुत्थितः ॥ ११७ ॥

અર્થ—જેવુ મારુ સ્વરૂપ છે તેવુ મે પૂજ્ય ગુરુદેવની વાણી વડે જાણ્યુ તેથી અનાદિકાલનુ મિથ્યાત્વ સ્વરૂપ મારૂ નષ્ટ થયુ અને હુ સમ્યગ્ ભાવે જાગૃત થયો છુ ॥૧૧૭॥

વિવેચન—પૂજ્ય ગુરુદેવની ઉપાસના કરતા સુદેવની પૂજા ભક્તિ કરતા સઘ ભક્તિ વાત્સલ્ય કરતા વ્રત, તપ, જપ સ્વાધ્યાય કરતાં નવા નવા જ્ઞાનમય શાસ્ત્રોનો અભ્યાસ કરતાં જે સમ્યગ્ જ્ઞાન અને પૂજ્ય ગુરૂદેવની કૃપાથી પ્રાપ્ત થયુ છે તે વડે જડ ચેતન પદાર્થોના ગુણ ધર્મ સ્વભાવનો બોધ મળ્યો છે તેના યોગે મે મારા આત્મસ્વરૂપને યથા સ્વરૂપે નિહાળ્યું છે અને યથા સ્વરૂપે તે આત્મ અને પર પુદ્ગલ તત્ત્વનો સ્વભાવ વિભાવ સ્વરૂપનો નિશ્ચય થયો છે તેજ કારણથી અનાદિ કાલના મોહ માયામય મહા મિથ્યાત્વ જે સસાર પર પરાનુ મૂલ હતુ તે નષ્ટ થયુ છે અને હવે હુ સમ્યક્ત્વ ભાવે આત્મસ્વરૂપમય નિત્યાનદનો ભોક્તા બન્યો છું કહ્યુ છે કે,

सम्मदिट्ठी जीवो तत्तरोहइ आयभावरमणपरा।
विसये भुजतो निहु नो रज्जइ नो मज्जइ ॥ १ ॥

જેને સ્વ પરત્વનો યથાર્થ બોધ શ્રદ્ધા રૂચિમય ભાવે થયો છે તેવો સમ્યગ્દૃષ્ટિ આત્મા કર્મના યોગે અનુકુલ વિષયોમા પડેલો હોય તેને ભોગવે છે શાતા અને અસાતાને

પણ ભોગવે છે પણ અનુકુલતામાં રાચતો કે વિષયોમાં તદાકાર બનતો નથી પ્રતિકુલતામાં હાયવરાળ ખેદ કરીને નાશી જતો નથી પણ સમભાવે રતિ અરતિ વિના ભોગવે છે તેમ મે પણ સર્વ ભોગો પ્રત્યે સમત્વ ધરીને આત્મસ્વરૂપમા રમણ કરવુ તેવો નિશ્ચય કર્યો છે ॥ ૧૧૭ ॥

आत्मस्वभावधर्मे य, साधयिष्यामि यत्नतः
वस्तुत' सिद्धरूपोऽहं, सर्वसिद्धिमहालय ॥ ११८ ॥

અર્થ —આત્મસ્વભાવરૂપ ચૈતન્યધર્મ છે તેને હું પ્રયત્ન પૂર્વક સાધ્ય કરીશ જ કારણ કે હું વસ્તુ સ્વરૂપે સિદ્ધ સ્વરૂપ જ છુ અને હું સર્વ સિદ્ધિઓનુ મહાલય ભુવન છુ ॥ ૧૧૮ ॥

વિવેચન —જે આત્મસ્વરૂપનો ધર્મ છે તે સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગરૂપ આત્મામાં તદાત્મ્ય ભાવે સ્વરૂપ સબધથી કથચિત્ અભેદરૂપે નિત્ય અપ્રગટ ભાવે રહેલો છે તેને પ્રગટ કરવા વ્યવહાર ધર્મ સુદેવગુરૂ અને ધર્મનુ સેવન કરવુ જોઈએ તેમાં દેવ તે વીતરાગ સર્વજ્ઞ પરમાત્મા છે યોગશાસ્ત્રમાં કહ્યુ છે કે

"सर्वज्ञो जितरागादिदोषस्त्रैलोक्यपूजित' ।
तथा स्थितार्थवादी च देवोऽर्हन् परमेश्वरः ॥ १ ॥

જેઓ સર્વ જગતના સર્વ પદાર્થોના ગુણ પર્યાયના પૂર્ણ જ્ઞાતા હોવાથી સર્વજ્ઞ તેમજ રાગદ્વેષ મોહ માયા લોભ કામ અજ્ઞાન મિથ્યાત્વ કષાય નિદ્રા વિગેરે દોષોનો

સર્વથા ક્ષય કર્યો છે ત્રણ જગતના લોકો અને તેના સ્વામિઓ દેવ દેવે દ્ર મનુષ્ય માનવેન્દ્રોને પૂજ્ય તથા સર્વ દ્રવ્યો અને તેના ગુણ તેમજ જગતના સર્વ વાચ્ય પદાર્થોને જેવા સ્વરૂપે જોયા છે અનુભવ્યા છે તેનુ તેવુ સ્વરૂપ યથાર્થ ભાવે કરે છે તે દેવ કહેવાય પરમેશ્વર કહેવાય તે અરિહતો સર્વ કર્મનો ક્ષય કરીને સિદ્ધ થાય છે તે પરમાત્માઓ આરાધ્ય ભાવે હોવાથી દેવાધિદેવ પરમેશ્વર ભગવાન્ કહેવાય છે

'महाव्रतधराधीरा भैक्षमात्रोपजीविन' ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मता ॥ १ ॥

અર્થ—અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અકિંચનતા રૂપ પાચ મહાવ્રતને ધારણ કરનારા શુદ્ધ બેંતાલીશ દોષ રહિત મળેલી ભિક્ષાવડે દેહનો જીવન વ્યવહાર ટકાવનાર સર્વ પાપમય વ્યપારના ત્યાગ પૂર્વક સામાયિકમા વર્તનારા અને વીતરાગ સર્વજ્ઞપ્રણિત ધર્મનો યથાર્થ સત્ય ઉપદેશ આપનારા આચાર્યો ઉપાધ્યાયો સાધુઓ અને સાધવીઓ ગુરૂસ્થાનમાં સમજવા

दुर्गति प्रपतत् प्राणि धारणाद्धर्म उच्यते ।
सयमादिर्दशविध, सर्वज्ञोक्तो मुक्तये ॥१॥

નરક તિર્યંચ આદિ દુર્ગતિમાં પતન પામતા પ્રાણી ઓને પડતાને રક્ષણ કરીને સદગતિમાં પહોંચાડે તે ધર્મ કહેવાય તે સયમાદિ દશ પ્રકારે છે ક્ષમા આર્જવ માર્દવ મુક્તતા તપ સયમ સત્ય શૌચ અકિંચન બ્રહ્મચર્ય એ દશ

પ્રકારનો શ્રેષ્ઠ ધર્મ મુક્તિ માટે ઉપાદાન કારણ થાય છે કહ્યુ છે કે

घातव्योऽप्युपास्योऽयमय शरणमिष्यताम्,
अस्यैव प्रतिपत्तव्य शासन चेतनाऽस्ति चेत्,

જો તમે ચૈતન્યને ઓળખ્યુ હોય શુદ્ધ ચેતના શક્તિ રૂપ સમ્યગ્ જ્ઞાન દર્શન ચારિત્રને પ્રગટાવ્યા હોય તો તમો આ દેવગુરુ-ધર્મરૂપ રત્નત્રયીનુ ધ્યાન-ઉપાસના કરો અને તે દેવગુરૂ અને ધર્મનુ શરણ અને જ્ઞાન-શાસન સ્વીકારો તેથી તમને આત્માના શુદ્ધ સ્વરૂપનુ અનુભવ જ્ઞાન થાય ત્યારે તમે પોતે જ એવા નિશ્ચયમા આવશો કે હુ મારો આત્મ ધર્મ જે પૂર્ણ સચ્ચિદાનદમય છે તેને સાધીને પ્રત્યક્ષભાવે અનુભવુ કારણ કે આત્મા જ સહજ સ્વભાવે શિવકલ્યાણ સ્વરૂપ જ છે,

ज्ञान दरूप परमात्मतत्व, समस्तसस्ल्पविकल्पमुक्तम्।
स्वभावलीना निवसति नित्य,जानाति योगी स्वयमेव तत्त्वम् ॥ १२ ॥

જ્ઞાન દર્શન ચારિત્રમય જે આનદાત્મક પરમાત્માનુ સ્વરૂપ છે અને સર્વ સકલ્પથી મુક્ત છે તે સ્વસ્વભાવમાં નિત્ય લીન હોવા પૂર્વક સ્વસ્વરૂપમા નિત્ય વસે છે તેવા સ્વરૂપને ધ્યાન કરનાર યોગીઓ સ્વયમેવ જાણે છે દેખે છે

चिदानन्दमय शुद्ध परापायनिरामयम्,
अनन्तसुखसपन्न सर्वसगविवर्जितम् ॥ २ ॥

लोकमात्रप्रमाणोऽस्ति, निश्चयेन हि तत्त्वतः ।
व्यवहारो देहमात्रेण कथयन्ति मुनीश्वरा ॥ ३ ॥

આત્મા ચિદાનંદમય શુદ્ધ અને અપાયથી રહિત રોગથી રહિત અને અનંત સુખથી યુક્ત તેમજ સર્વ સંગથી રહિત એવો આત્મા નિશ્ચયથી લોક પ્રમાણે વ્યાપક છે છતાં વ્યવહારથી દેહ પ્રમાણે વ્યાપક છે તેમ મહામુનીશ્વરો જણાવે છે તેમજ તે આત્મા સર્વ સંપત્તિ લબ્ધિ સર્વ સિદ્ધિઓનુ મહાન સ્થાન છે તેમા જરાપણ સંશય નથી આત્મા અનેક સિદ્ધિઓ લબ્ધિઓનુ સ્થાન છે

चारणाशी विषाद्यधिमन पर्यायसम्पदः,
योगकल्पद्रुमस्यैता विकासिकुसुमश्रियः ॥

ચારણ, જંઘાચરણ, આશીવિષ લબ્ધિઓ છે અવધિજ્ઞાની મન પર્યાય જ્ઞાની વિગેરે યોગરૂપ કલ્પવૃક્ષની ઉપાસનાના વિકસ્વર પુષ્પોની શોભા છે તે સર્વ લબ્ધિઓની સિદ્ધિઓનું મહાન સ્થાન યોગ છે ॥ ૧૧૮ ॥

आत्मा चैतन्यरूपोऽहं, शुद्धनिश्चयतः स्मृतः
आत्मवीर्यं समाधाय, योगनिष्ठो भवाम्यहं ॥ ११९

અર્થ —હુ આત્મા ચૈતન્ય સ્વરૂપ નિશ્ચયથી શુદ્ધ છુ તેનુ મને સ્મરણ થયુ હોવાથી હુ સ્વીય આત્મ વીર્યને પ્રગટ કરીને યોગને સિદ્ધ કરનારો થઇશ ॥ ૧૧૯ ॥

વિવેચન :—હું ચૈતન્ય-જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ સ્વરૂપ આત્મા છુ પણ શરીર ઇન્દ્રિય મન કર્મરૂપ

પુદ્ગલ સમુદાય જડ પદાર્થ નથી નિશ્ચયનયની અપેક્ષાએ પરમ શુદ્ધ સત્તાથી હું શ્રી ગીતા જણાવે છે કે

"अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।

આ ચૈતન્યમય આત્મા ઇન્દ્રિયોથી મનથી સંકલ્પ વિકલ્પોથી અવ્યક્ત-અગ્રાહ્ય છે તેમજ સત્તા સ્વરૂપે શુદ્ધ નયની અપેક્ષાથી અવિકારી પણ છે તેના સ્વરૂપની કદાપિ પણ હાની થતી નથી પરન્તુ અનાદિકાલના પર પુદ્ગલના સંબંધથી સત્વ રજસ તામસ પ્રકૃતિમય કર્મનો સંસર્ગ હોવાથી મૂલ સ્વરૂપ માટીની મધ્યે રહેલા સુવર્ણની પેઠે અવ્યક્ત-અગ્રાહ્ય થયું છે વાચકવર યશોવિજયજી જણાવે છે કે

कर्म जीवं च संश्लिष्टं सर्वदा क्षीरनीरवत् ।

કર્મની સાથે જીવનો અનાદિકાલથી પાણી અને દૂધની જેમ એકાકાર સંબંધ છે તેને હું સરૂપ વિવેકથી આત્મા ભેદ કરે છે પરન્તુ જ્યારે કર્મ તથા તેના ફલરૂપ શરીર મન ઇન્દ્રિયો અને ભોગ્ય ભોગો મારા કે હું પણાથી મુક્ત થાય છે ત્યારે મોક્ષ માર્ગની ગવેષણા કરી તેમાં જોડાય છે એટલે યોગના અભ્યાસથી મન અને કાયાનો સંયમ કરીને યોગ નિષ્ઠ થયેલો યોગી આત્મશક્તિને પ્રગટ કરીને સર્વ મોહાદિક કર્મનો ક્ષય કરી પરમાનંદનો ભોક્તા થાય છે હું પણ આત્મા હોવાથી તે માર્ગે ગમન કરી સચ્ચિદાનંદનો ભોક્તા હું એ અન્યનો અવશ્ય માનીશ જ ॥ ૧૧૯ ॥

अपूर्वं योगसामर्थ्यं, सर्वशास्त्रे प्रकीर्तितम्
सर्वसंग परित्यज्य, स्वात्मोत्कर्षं करोम्यहम् ॥ १२० ॥

અર્થ—યોગનુ અપૂર્વ સામર્થ્ય છે તેમ સર્વ શાસ્ત્રોમાં જણાવ્યુ છે તેથી હુ આત્મા સર્વ સગનો સપૂર્ણ ત્યાગ કરી આત્માની ઉન્નતિ કરીશ ॥૧૨૮॥

વિવેચન—યોગ એટલે મોક્ષમા સબધ કરાવે તેવી જે ક્રિયા હોય તેને યોગ કહેવાય છે તેમજ મન વચન અને કાયાની ક્રિયાને યોગ કહે છે પણ તે શુભ અને અશુભ બે પ્રકારે હોય છે મન વચન કાયાની જે અશુભ પ્રવૃત્તિ જીવોને સમયે સમયે સાત વા આઠ કર્મનો સબધ કરાવે છે તેવી યોગ પ્રવૃત્તિનો ત્યાગ કરીને આત્માને મોક્ષ માર્ગમાં ગમન કરાવે અથવા પહોચાડે તે ક્રિયા શુદ્ધ યોગ કહેવાય છે કહ્યું છે કે, 'मोक्षेण योजनाद्योगो' એવી યોગ પ્રવૃત્તિ તે આત્મામા તાદાત્મ્ય ભાવે કરાતી હોવાથી તે ક્રિયાને યોગ કહેવાય છે યોગ તે આત્મસ્વરૂપ જ છે તેનુ સામર્થ્ય અપૂર્વ જ હોય તેમા જરાપણ આશ્ચર્ય નથી જ આત્મા શુદ્ધ પ્રવૃત્તિ કરતો આત્મસ્વરુપ યોગને આરાધતો મારૂદેવી માતાની પેઠે ગજ સ્કધ ઉપરજ યોગ શક્તિનો વિકાશ કરતા સર્વ કર્મના સમુહનુ દહન કરીને અપૂર્વ યોગથી મોક્ષની પ્રાપ્તિ મેળવાં છે આત્મામા સહજભાવે સત્તાએ અપૂર્વ વીર્ય-સામર્થ્ય, રહ્યુ છે તે કર્મનાક્ષય થતા પ્રગટ થાય છે શ્રી હેમચદ્ર પ્રભુ જણાવે છે કે,

अहो योगस्य महात्म्य प्राज्यमाम्राज्यमुद्वहन् ।
अवाप कवलज्ञान भरतोऽपि भरताधिप ।

અહો આશ્ચર્ય છે યોગનુ સામર્થ્ય તો જુવો મોટા

સામ્રાજ્યને ધારણ કરતો ભરત દેશનુ રાજ્ય ભોગવતો મહારાજા ચક્રવર્તિ ભરત સર્વ સગને ત્યાગ કરતા આરિશા ભુવનમા યોગની આરાધનાથી કેવલ લક્ષ્મીને પ્રગટ કરી હતી હુ પણ સર્વ જડ ચેતન વિગેરે ધન્ય ધાન્ય પુત્ર પુત્રી કુટુબ સ્ત્રી મિત્ર વિગેરે પરિવારનો સગ ત્યાગ કરીને અભ્યતર ભાવે કષાય રૂપ રાગ દ્વેષ વિગેરેનો રાગ સબધ છોડીને એકાતમાં આત્માના સ્વરૂપની શુદ્ધતાકારક આત્મ સામર્થ્યને પ્રગટાવીને ધ્યાન સમાધિયોગવડે આત્માની ઉન્નતિને સાધીશ

ઉત્તરાધ્યયનમા કહ્યુ છે કે

घणेण किं धम्मधुराहिगारे सयणेण वा कामगुणेहिं चेव,
समणो भविस्सामो गुणोहधारी, बहिं विहारा अभिगम्म भिक्खु ॥ १ ॥
न तस्स दुक्ख विभजन्ति नाइओ न मित्तवग्गा न सुआ न बान्धवा
इक्कोसय पच्चणुहोइ दुक्खं कत्तारमेव अणुजायकम्मं ॥ २ ॥

જે આત્મા ધર્મ–મોક્ષનગર તરફ ગમન કરનારો છે તેને ધનધાન્ય કે કામગુણો શુ કામમાં આવવાના છે ? તેથી તે સર્વનો સગ સબધ તથા મોહ રાગ અને દ્વેષનો ત્યાગ કરીને જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપ આત્મગુણોના સમુહને ધારણ કરનાર–પ્રગટ કરનારા અહિંસા સત્ય અચૌર્ય બ્રહ્મચર્ય અપરિગ્રહતા સમિતિ ગુપ્તિ જ્ઞાનાદિ આચારમય ચારિત્રને ધારણ કરીને શ્રમણ થઇશ બાહ્ય સર્વ સગનો શરીર ઇન્દ્રિ, યના સુખની લાલચ છોડી દઈને ઘરબારનો ત્યાગ કરીને વિહાર

કરીશ પણ તેમા હુ મારા આત્માને દુઃખ છે તેવુ નહિ માનુ કારણ કે જે જીવે શુભ વા અશુભ કર્મ કર્યા છે તેનો વિકાશ કે વિનાશ મિત્રો પુત્રો બાન્ધવો કે કોઈ કાઇ કરી શકતા નથી જ તે સર્વ સગનો ત્યાગ કરીને આત્મધ્યાનમા વીર્યબલને ઉત્કૃષ્ટતા પૂર્વક પ્રગટ કરીને મોહાદિક સર્વ કર્મના આવરણોનો વિનાશ કરીને આત્મસ્વરૂપની ઉત્કૃષ્ટ દશાને પ્રગગાવીશ જ શ્રી હેમચદ્રાચાર્ય પ્રભુ યોગશાસ્ત્રમા જણાવે છે કે

बहिरन्तश्च समन्तात् चिन्ता चेष्टा परिच्युतो ।
तन्मयभाव प्राप्तः कलयति भृशमुन्मनीभावम् ॥ १ ॥

બાહ્ય શરીર અને અભ્યતર મનની સર્વ ચેષ્ટારૂપ ક્રિયાનો ત્યાગ કરીને એક પરમાત્મ સ્વરૂપમાં અભેદ ભાવે તન્મય–એકાગ્રતાને પ્રાપ્ત થયેલો યોગી ધ્યેયમાં અભેદ ભાવમા લીન થયો છતા આનદઘન યોગીરાજની પેઠે ઉન્મની ભાવને પામે છે અને આત્મસ્વરુપની ઉત્કૃષ્ટતાને સાધે છે

व्यक्त्याऽसख्यप्रदेशैर्हि, जीवोऽह सर्वधर्मभाक्,
नित्यानन्दनिधानोऽह, बाह्यानन्द त्यजाम्यहम् ॥ १२१ ॥

અર્થ —વ્યક્તિ ભાવે હુ આત્મા અસખ્યાતા પ્રદેશ વડે યુક્ત અને જ્ઞાનાદિ સર્વ ધર્મનો ધારક છુ તેમજ નિત્ય આનદનો નિધાન એવો હુ બહારનો સર્વ આનદ છે તેનો ત્યાગ કરૂં છુ ॥ ૧૨૧ ॥

વિવેચન —હુ જીવ આત્મા વ્યક્તિથી અસખ્યાતા

પ્રદેશોમાં વસનારો છુ પ્રત્યેક પ્રદેશે અનતજ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ આદિ આત્મધર્મનો ધારક પાલક છુ

यत्र जीवाद्यो वर्तन्ते सलोकः असङ्ख्यप्रदेशप्रमाण

(નયચક્ર) લોકમાં જીવાદિ દ્રવ્યો જ્યા વર્તે છે તે પ્રત્યેક જીવો લોકાકાશ પ્રમાણ અસખ્ય પ્રદેશમા વસે છે અને તે સર્વ જ્ઞાનાદિ ધર્મના ધારક છે

चेतना लक्षणो जीव' तत्र चेतना च ज्ञानदर्शनोपयोगी अनन्तपर्याय परिणामिक कर्तृत्वभोक्तृत्वादिलक्षणो जीवास्तिकाय.

(નયચક્ર) જીવ ચેતના લક્ષણવત છે તે ચેતના એટલે વસ્તુતત્વનો બોધ શુદ્ધ નયથી જાણવો અશુદ્ધ વ્યવહારનયથી શુભાશુભ સ્વ કર્મનો કર્તા ભોક્તા જીવ છે હુ નિશ્ચય નયથી સર્વ આત્મ ધર્મનો કર્તા ભોક્તા રૂપ વ્યાપારવત છુ જ્ઞાનસારમાં યશોવિજયજી મહોપાધ્યાય વાચકવર્ જણાવે છે કે

"वस्तुवस्तु गुणै' पूर्णमनन्तैर्भापिते स्वतः ।

વસ્તુ સ્વરૂપે અનત જ્ઞાનાદિ ગુણથી પૂર્ણ આત્મા સ્વ ભાવથી પોતાનો પોતે જ પ્રકાશક થાય છે આમ અનત ધર્મનો સ્વામી હોવાથી નિત્ય આનદનો નિધાન હુ છુ, આવો યથાર્થ સમ્યક્ સ્વરૂપનો બોધ-થવાથી હુ બાહ્ય દૃષ્ટિવાળા વિષય ભોગના આનદને તિલાજલિ આપુ છુ, ત્યાગ કરુ છુ કહ્યુ છે કે

जे परभावे रत्ता मत्ता विसयसु पावबहुलेसु
आसा पासनिबध्धा भमन्ति चउगईमहारन्ने ॥ १ ॥

જે જીવો પર પુદ્ગલ ભાવમા રકત આશક્ત થયા છે વિષય ભોગરૂપ દારૂનુ મદિરા પાન કરીને મોહથી મત્ત-છકેલા છે અને તે કારણથી અઢારે પ્રકારના ભય કર પાપો કરી રહ્યા હોય છે તે પાપ કર્મથી પોતાને અનુકુલ સર્વ સુખ સહિત બીજા સાધનો સત્તા પ્રભુતા મળશે તે આશાથી બધાયેલા હોવાથી આવા પાપકર્મ કરતા આર્ત રૌદ્ર ધ્યાન કરતા કૃષ્ણાદિક ભયકર લેશ્યાવત થતા હોવાથી ચારગતિ ચોરાશી લાખ યોનિમાં નિરતર ભમે છે માટે બાહ્ય પુદ્ગલ ભોગના સુખનો ત્યાગ કરીને આત્મધર્મની ઉપાસનામાં વીર્ય ફોરવીને આત્માનદનો ભોકતા બનીશ ॥ ૧૨૧ ॥

देहमदिरसस्थोऽपि, देहाद् भिन्नो न सशय
सत्तातः सिद्धरूपोऽह, देहे जीव जिनेश्वर. ॥ १२२ ॥

અર્થ—હુ આત્મા દેહરૂપ મદિરમા વસતો છતા પણ દેહથી સર્વથા ભિન્ન જ છુ તેમા જરાપણ શકા શસય નથી જ અને સત્તાથી હુ સિદ્ધ સ્વરૂપવત છુ, દેહમા જીવ સત્તાથી જીનેશ્વર સ્વરૂપે વર્તે છે ॥૧૨૨॥

વિવેચન—દેહ શરીર રૂપ મ દિરમા હુ આત્મા અના દિકાલથી પરપરાએ વાસ કરુ છુ, દેહનો ત્યાગ કરીને થોડો સમય પણ રહ્યો નથી તો પણ હુ નિશ્ચયથી તે જડ પુદ્ગલમય શરીર ઇન્દ્રિયો મન અને કર્મ આદિથી સર્વથા ભિન્ન જ છુ, મારા અને તે પુદ્ગલના બનેલા શરીરાદિમાં સ્વભાવગુણ ક્રિયા-પર્યાયોનો ભેદ પ્રત્યક્ષ અનુભવાય છે તેમા જરા

પણ સશય શકા કરવા જેવુ નથી જ શ્રી પરમપૂજ્ય યશોવિજય વાચક ભગવાન કહે છે કે

परमानन्दसम्पन्न, निर्विकारनिरामय,
ध्यानहीना न पश्यन्ति निजदेहे व्यवस्थितम् ।

પરમાનદની સપદાવત નિર્વિકારી નિરામય આત્મા પોતાના શરીરમા સદા વિદ્યમાન હોવા છતા પણ તેનુ ધ્યાન નહિ કરનારા શ્રદ્ધા વિનાના નાસ્તિકોને તેના દર્શન થાય તેમ નથી જ પણ તે આત્મ સ્વરુપનુ ધ્યાન કરનારા ગુરુની ઉપાસના તથા પરમાત્માની રુપસ્થ રુપાતીત ધ્યાનથી ભક્તિ કરનારાઓ તેનો પ્રત્યક્ષ અનુભવ પ્રાપ્ત કરે છે જ જેવી રીતે

नलिन यथा नीर, भिन्न तिष्ठति सर्वदा
अयमात्मा स्वभावेन देहे तिष्ठन्ति सर्वदा ॥

કમલ જેમ પાણીમા રહે છે છતા પાણીથી નિર્લેપ છે તેમ આત્મા પણ કર્મયોગથી દેહમા વસતો છતા પણ દેહથી જુદા સ્વભાવથી રહે છે, આત્મામા સર્વ ગુણો પર્યાયોથી યુક્ત અનત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય અગુરૂલઘુ અવ્યાબાધના અનવગાહત્વ વિગેરે સિદ્ધ સ્વરૂપ સત્તાથી રહેલા છે તેમ આ દેહમા જીવ સ્વરૂપની સત્તા યોગ્યતાથી જીનેશ્વર પણ થાય છે

जीवो वै शिवो जायते

જીવને જ નિજ સ્વરૂપની પ્રાપ્તિ થયે શિવ મહેશ્વર બ્રહ્મ પરમાત્મા બને છે ॥ ૧૨૨ ॥

सन्तो ज्ञानक्रियानिष्ठा' पूजयन्ति महेश्वर,
साम्यवारिकृतस्नाना, भक्तिपुष्पैर्यजन्ति हि ॥ १२३ ॥

અર્થ —સમ્યગ્જ્ઞાન ક્રિયામા નિષ્ઠાવ ત સ તો સમતા-રૂપ શુદ્ધ જલથી અભિષેક કરીને ભક્તિ રૂપ પુષ્પોથી મહેશ્વરની પૂજા કરીને આત્માનુ સમર્પણરૂપ યજન કરે છે ॥૧૨૩॥

વિવેચન –સ તો કે જેમણે સર્વ અઢાર પાપમય વ્યાપારનો સર્વથા ત્યાગ કરેલ છે તેવા સ ત યોગીશ્વરો સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન વડે સ્વ સ્વરૂપ અને પરપુદ્ગલ સ્વરૂપની વહેચણી કરીને બાહ્ય લૌકિક દૃષ્ટિનો ત્યાગ કરવા પૂર્વક પાચમહાવ્રત મહરૂપે અને આઠ પ્રવચન માતા પાચ જ્ઞાનાદિ આચાર વિગેરે ગુણ શિક્ષારૂપ વ્રતોને આરાધના જ્ઞાનના શુદ્ધ અનુભવ પૂર્વક અપ્રમત્ત શુદ્ધ ક્રિયામા નિષ્ઠાવાળા થયેલા યોગી મુનિવરો સમતા ભાવમય શુદ્ધ જલથી સ્નાન કરીને પવિત્ર થયેલા હોવાથી મહેશ્વર એટલે મહાન સમર્થ ઈશ્વર અરિહ ત સિદ્ધ ભગવ તોના રૂપસ્થ ધ્યાન વડે આત્મભાવમા એકાગ્રતા પૂર્વક લીન થઈને આત્મ સમર્પણતા પૂર્વક ભાવ પૂજા કરે છે અને તેમા નવધા ભક્તિરૂપ પુષ્પોથી પૂજન કરે તો આત્મા પરમાત્મ સ્વરૂપને ભજે છે તે માટે પરમ પૂજ્ય શ્રીયશોવિજયજી વાચકવર જણાવે છે કે

"ब्रह्माऽध्ययननिष्ठावान् परम ब्रह्म समाहितः॥
ब्राह्मणो लिप्यते नाघैर्नियाग प्रतिपत्तिमान् ॥ ८ ॥

બ્રહ્મ સ્વરૂપનુ અધ્યયન કરનાર અને બ્રહ્મચર્યને દ્રવ્ય ભાવથી પાલનાર બ્રાહ્મણ મુનિ યોગી જગતના કોઈ પણ પાપ

કાર્યમા જોડાતો નહી હોવાથી મન વચન કાયાની પૂર્ણ પવિત્રતા હોવાથી પાપથી જરાપણ લેપાતો નથી અને આચારાંગ આદિનુ અધ્યયન કરતો પવિત્ર પરમ બ્રહ્મનુ ધ્યાન કરતો તેની ભાવનામા એકત્વ ભાવે નિષ્ઠાવાન થતો છનો સર્વ જ્ઞાનાવરણાદિ મોહાદિક કર્મનો ક્ષય કરીને અભેદભાવે પરમ બ્રહ્મમા લીન થાય છે પરમાત્મા દશાને રૂપાતીત ધ્યાનથી પામે છે ॥ ૧૨૩ ॥

यजन्ति ज्ञानदीपेन, शुद्धरूपफलेन च,
परात्ममङ्गलप्राप्त्यै, कुर्वन्ति भावमङ्गलम् ॥ १२४ ॥

અર્થ —જ્ઞાનરૂપી દીપક વડે જે પરમાત્માને પૂજે છે તેમજ શુદ્ધ સ્વરૂપમય ફલવડે પૂજા કરે છે તેમજ આરતિ મ ગલ-દીપક વડે પરમાત્માનુ જે યજન પૂજન કરે છે તે આત્માને ભાવ મ ગલની પ્રાપ્તિ માટે થાય છે ॥ ૧૨૪ ॥

વિવેચન —જે ધ્યાન યોગી આત્મ દર્શનની અભિલાષી હોવાથી સમ્યગ્ જ્ઞાન વડે સ્વ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યનો જ્ઞાનાનુભવ રૂપ દીપક પ્રગટાવીને સર્વ બાહ્ય અને અભ્ય તર આશ્રવોને દૂર કરતો બાહ્યાભ્ય તરથી પવિત્ર થઈને પ્રભુ પરમાત્માને અને અ તરાત્માને એકત્વ ભાવે નિરખતો પરમાત્મા સ્વરૂપમા આત્મ જ્ઞાન રૂપને સમર્પે છે એટલે આત્મ અર્પણ રૂપે પૂજક કહેવાય છે અને આત્માના શુદ્ધ નિરાવર્ણ સ્વરૂપ જે પરમાનંદમય ફલ રૂપ આત્મ સ્વરૂપને અભેદભાવે પરમાત્માના ચરણમા સમર્પે છે વળી આત્માની પરા-શ્રેષ્ઠ દશાને પ્રાપ્ત કરવાનો મ ગલમય ઉદ્દેશ રાખીને જે ભાવગુણ સ્તવના રૂપ પદસ્થ ધ્યાન રૂપ, ભાવ

सन्तो ज्ञानक्रियानिष्ठाः पूजयन्ति महेश्वर,
साम्यवारिकृतस्नाना, भक्तिपुष्पैर्यजन्ति हि ॥ १२३ ॥

અર્થ —સમ્યગ્જ્ઞાન ક્રિયામા નિષ્ઠાવત સતો સમતારૂપ શુદ્ધ જલથી અભિષેક કરીને ભક્તિ રૂપ પુષ્પોથી મહેશ્વરની પૂજા કરીને આત્માનુ સમર્પણરૂપ યજન કરે છે ॥૧૨૩॥

વિવેચન –સતો કે જેમણે સર્વ અઢાર પાપમય વ્યાપારનો સર્વથા ત્યાગ કરેલ છે તેવા સત યોગીશ્વરો સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન વડે સ્વ સ્વરૂપ અને પરપુદ્ગલ સ્વરૂપની વહેચણી કરીને બાહ્ય લૌકિક દૃષ્ટિનો ત્યાગ કરવા પૂર્વક પાચમહાવ્રત મલરૂપે અને આઠ પ્રવચન માતા પાચ જ્ઞાનાદિ આચાર વિગેરે ગુણ શિક્ષારૂપ વ્રતોને આરાધતા જ્ઞાનના શુદ્ધ અનુભવ પૂર્વક અપ્રમત્ત શુદ્ધ ક્રિયામા નિષ્ઠાવાળા થયેલા યોગી મુનિવરો સમતા ભાવમય શુદ્ધ જલથી સ્નાન કરીને પવિત્ર થયેલા હોવાથી મહેશ્વર એટલે મહાન સમર્થ ઈશ્વર અરિહ ત સિદ્ધ ભગવ તોના રૂપસ્થ ધ્યાન વડે આત્મભાવમા એકાગ્રતા પૂર્વક લીન થઈને આત્મ સમર્પણતા પૂર્વક ભાવ પૂજા કરે છે અને તેમા નવધા ભક્તિરૂપ પુષ્પોથી પૂજન કરે તો આત્મા પરમાત્મ સ્વરૂપને ભજે છે તે માટે પરમ પૂજ્ય શ્રીયશોવિજયજી વાચકવર જણાવે છે કે

"ब्रह्माऽध्ययननिष्ठावान् परम ब्रह्म समाहितः॥
ब्राह्मणो लिप्यते नाघैर्नियाग प्रातिपत्तिमान् ॥ ८ ॥

બ્રહ્મ સ્વરૂપનુ અધ્યયન કરનાર અને બ્રહ્મચર્યને દ્રવ્ય ભાવથી પાલનાર બ્રાહ્મણ મુનિ યોગી જગતના કોઇ પણ પાપ

કાર્યમાં જોડાતો નહી હોવાથી મન વચન કાયાની પૂર્ણ પવિત્રતા હોવાથી પાપથી જરાપણ લેપાતો નથી અને આચારાંગ આદિનુ અધ્યયન કરતો પવિત્ર પરમ બ્રહ્મનુ ધ્યાન કરતો તેની ભાવનામા એકત્વ ભાવે નિષ્ઠાવાન થતો છતો સર્વ જ્ઞાનાવરણાદિ મોહાદિક કર્મનો ક્ષય કરીને અભેદભાવે પરમ બ્રહ્મમા લીન થાય છે પરમાત્મા દશાને રૂપાતીત ધ્યાનથી પામે છે ॥ ૧૨૩ ॥

यजन्ति ज्ञानदीपेन, शुद्धरूपफलेन च,
परात्ममङ्गलप्राप्त्यै, कुर्वन्ति भावमङ्गलम्. ॥ १२४ ॥

અર્થ —જ્ઞાનરૂપી દીપક વડે જે પરમાત્માને પૂજે છે તેમજ શુદ્ધ સ્વરૂપમય ફલવડે પૂજા કરે છે તેમજ આરતિ મ ગલ-દીપક વડે પરમાત્માનુ જે યજન પૂજન કરે છે તે આત્માને ભાવ મ ગલની પ્રાપ્તિ માટે થાય છે ॥ ૧૨૪ ॥

વિવેચન —જે ધ્યાન યોગી આત્મ દર્શનની અભિલાષી હોવાથી સમ્યગ્ જ્ઞાન વડે સ્વ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યનો જ્ઞાનાનુભવ રૂપ દીપક પ્રગટાવીને સર્વ બાહ્ય અને અભ્ય તર આશ્રવોને દૂર કરતો બાહ્યાભ્ય તરથી પવિત્ર થઈને પ્રભુ પરમાત્માને અને અ તરાત્માને એકત્વ ભાવે નિરખતો પરમાત્મા સ્વરૂપમા આત્મ જ્ઞાન રૂપને સમર્પે છે એટલે આત્મ અર્પણ રૂપે પૂજક કહેવાય છે અને આત્માના શુદ્ધ નિરાવર્ણ સ્વરૂપ જે પરમાન દમય ફલ રૂપ આત્મ સ્વરૂપને અભેદભાવે પરમાત્માના ચરણમા સમર્પે છે વળી આત્માની પરા-શ્રેષ્ઠ દશાને પ્રાપ્ત કરવાનો મ ગલમય ઉદ્દેશ રાખીને જે ભાવગુણ સ્તવના રૂપ પદસ્થ ધ્યાન રૂપ ભાવ

મંગલમય મંગલ દીપક પ્રગટાવીને આત્મ સ્વરૂપને પરમાત્મ ભાવમાં એકત્વ કરીને સમર્પે છે તે અવશ્ય પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ માટે જ થાય છે જ્ઞાનસાર ભાવ પૂજા પ્રકરણમાં કહ્યું છે કે,

स्फुरन् मङ्गलदीपं च स्थापयानुभवं पुरः ।
योगनृत्यपरस्तौर्यत्रिकं संयमवान् भव ॥

જ્ઞાનાનુભવમય દેદિપ્યમાન મંગલરૂપ દીપકને પરમાત્માની સન્મુખ સ્થાપન કરીને યોગ ત્રણની શુદ્ધતારૂપ સંયમમય નૃત્ય વડે પરમાત્માનું રૂપસ્થ ધ્યાન રૂપ વાજિંત્રિક વગાડનો ધ્યેય જે પરમાત્મા રૂપસ્થ ભાવનું ધ્યાન અને ધ્યાતારૂપ આત્મા એકત્વ અભેદભાવે ધ્યાન થવા રૂપ ધ્યેય ભાવમંગલ દીપક પૂજાને કરીને તું પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કર ॥ ૧૨૪ ॥

वादयन्ति परप्रेम्णा, सत्यघंटां मुहुर्मुहुः
समाधौ शुद्धतां प्राप्ताः परात्मानो भवन्ति हि ॥ १२५ ॥

અર્થ – શ્રેષ્ઠ પ્રેમરૂપ વાજિંત્ર અને સત્યરૂપ ઘંટાને વારંવાર વગાડનો તું આત્મ સમાધિમાં શુદ્ધતા પ્રાપ્ત કર જેથી તું પરમાત્મા ભાવને પ્રાપ્ત કરીશ ॥૧૨૫॥

વિવેચન – જગતના સર્વ જીવો મારા સમાન ગુણ ધર્મ સ્વરૂપવંત હોવાથી તેઓ અને મારામાં સમાનતા છે તેથી કર્મના યોગે ઉચ્ચ નીચ કુલમાં આવેલા હોય ઉચ્ચ કે નીચ કાર્ય કરતા હોય તો પણ સમાન ધર્મ સત્તાગત હોવાથી તે સર્વ પ્રાણીઓ મારા બંધુઓ છે તેમાં અને મારામાં કોઈ ભેદ નથી માટે

પરમ પ્રેમથી આત્મ ભાવે તેમને માનવા તેમનુ હિત થાય તેઓ ઉન્નતિને પ્રાપ્ત કરે તેવી સમ્યગ્જ્ઞાન યા દાનની ઘંટાથી ઉદ્‌ઘોષણા કરવી વારવાર તેમને આત્મધર્મમા જોડવા તેવી સત્યનામય આત્મ ઉપદેશ રૂપ ઘંટા વારવાર દેશોદેશ વગડાવવી જોઈએ તે વસ્તુત પરમાત્માની ઘંટારવ પૂજા છે અને તે મૈત્રી પ્રેમ ભાવનાથી આત્મ સમાધિમાં અપૂર્વ શુદ્ધતા પ્રાપ્ત થાય તે પરમાત્મભાવને પ્રાપ્ત કરાવે છે શ્રી યશોવિજય મહોપાધ્યાય જ્ઞાનસારમા જણાવે છે કે,

उद्गम–मनस सत्य घण्टां वादयत स्तव ।
पूजामानरतस्येत्य, करक्रोडे महोदय ॥ ७ ॥

આમ ભાવ પૂજામા માનસથી અત્યન્ત ઉલ્લાસને પામતો આત્મા સત્ય મનોલ્લાસમય ઘંટાનાદને વગાડતો સત્ય આત્મ સ્વરૂપમા પરાયણ થયો છતો પરમાત્માના સ્વરૂપમય એકત્વ ભાવ પામે છે તેને આત્મસ્વરૂપની સર્વ શક્તિ વીર્યનો પૂર્ણ પ્રકાશ થવાથી આત્માનો મહોદય મૈ ક્ષમાસિમય શક્તિ હાથમાં આવેલી જણાવી એટલે આત્મા સમભાવમય શુદ્ધ સમાધિમા પરમાત્મ સ્વરૂપને પ્રત્યક્ષ કરનારો થાય છે જ

साकार च निराकार, सत्तातो व्यक्तित स्वय,
आत्मरूप सदा रम्य, पार हि नैव प्राप्यते ॥ १२६ ॥

અર્થ —આત્મા સત્તાથી નિરાકાર છે અને વ્યક્તિથી સાકાર સ્વય પોતે છે તેનુ સ્વરૂપ સદા આનદદાયક છે તેના સ્વરૂપને કોઇ પણ પાર પામી શકતુ નથી ॥૧૨૬॥

વિવેચન—આત્મા કર્મ સંયોગથી અનાદિકાલના પ્રવાહથી વ્યક્તિ રૂપે નવા નવા શરીર ઇન્દ્રિયો કર્મ મન પુદ્ગલો વિગેરેમા ક્ષીરનીરની પેઠે પ્રાય એકાકારતા પામેલો હોવાની અપેક્ષાએ સાકાર આકારવંત છે તેમજ તેના સહજ મુખ્ય સ્વભાવનો વિચાર કરતા રૂપ રસ વર્ણ ગંધ સ્પર્શ શબ્દ લઘુ ગુરુ વિગેરે જે પુદ્ગલ ધર્મનો સ્વરૂપથી તેમાં અભાવ હોવાથી અને આત્માનો જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપગુણો આકાર વિનાના હોવાથી આત્મા નિરાકારતા સ્વરૂપની સત્તાથી પણ છે તેમજ સર્વ કર્મનો ક્ષય થતા પરમ શુદ્ધ આત્મ સ્વરૂપ વ્યક્ત ભાવે પ્રગટ થાય છે તેજ રૂપ આપણુ સંસારીનુ શરીર કર્મ ઇન્દ્રિય વિગેરેના સહકારથી ચારગતિમાં રહેલા સર્વ પ્રાણીઓનુ વ્યક્તિભાવે સાકાર રૂપ હોય છે અને સત્તાની અપેક્ષાથી મૂલ આત્માના સ્વરૂપની અપેક્ષાથી નિરાકાર છે તે આત્મારૂપ નિજ સત્તા વડે સદા આનંદ આપનારૂ સુંદર છે તે આત્મા સ્વરૂપનુ વર્ણન કરતા કોઈ કેવલી તેનો પાર પામી શકતા નથીજ ગીતામા જણાવે છે કે,

नान्तोऽस्ति मम दिव्याना विभूतिनां परंतप ॥

આત્માની જે દીવ્ય મહાશક્તિઓ વિભૂતિઓ રહેલી છે તેનો કોઇ પણ અંત એટલે સંખ્યાનુ માપ કાઢી શકે તેમ નથી ॥ ૧૨૬ ॥

रजस्तमोविनिर्मुक्त, निर्भय च निरामय,
रूपातीतं च निस्सङ्ग, ब्रह्मरूप मदीयकम् ॥ १२७ ॥

અર્થ – રાજસ તામસ રૂપ જે પ્રકૃતિઓ છે તેથી

મુક્ત થયેલા એવા મારૂં ભય અને રોગવિનાનું સગવિનાનું રૂપાતીત-રૂપવિનાનું શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ છે ॥૧૨૭॥

વિવેચન – આત્માનું સહજ સ્વરૂપ સત્તાગત ભાવે પુદ્ગલ રૂપ રાજસ તામસ અને સત્વરૂપ ત્રણ પ્રકૃતિ વિનાનું છે

'सत्त्व रजस्तम इति गुणा प्रकृतिसम्भवा'।
निबध्नाति महाबाहो देह देहिनमव्ययम् ।६।

હે મહાબાહુ ! સત્વ રાજસ તામસ એ રૂપ ત્રણ પ્રકૃતિના ગુણો દેહિ આત્મા દેહમા વસતો છતો સત્તાથી અવિનાશી હોવા છતા અનાદિ કાલના મિથ્યાત્વ અજ્ઞાન આદિ દોષના યોગે ઉપજાવે છે તેમાં રજસ પ્રકૃતિથી પુદ્ગલ મયવિષય ભોગના રાગથી તેની પ્રાપ્તિની અત્યન્ત તૃષ્ણા વડે અશુભ કર્મનો બધ કરે છે અને તામસથી અજ્ઞાન મોહ પ્રમાદ આળસ નિદ્રા કરતો અશુભ કર્મ બાંધે છે તથા સત્વપ્રકૃતિથી તપ સયમ જ્ઞાનાભ્યાસવત હોવાથી દેવગુરૂ ભક્તિ કરતો નવા જ્ઞાનને પ્રાપ્ત કરતો સાતા વેદનીય શુભ કર્મના બધ કરે છે તેમજ આત્માને નિર્મલ પ્રકાશ કરે છે ગીતામા જણાવ્યુ છે કે,

"रजो रागात्मक विद्धि, तृष्णासङ्गसमुद्भवम् , ॥
तमस्त्वज्ञानज विद्धि, मोहन सर्वदेहिनाम् ,
प्रमादालस्यनिद्राभि , तन्निबध्नाति भारत ।

રજસ રાગ રૂપ હોવાથી જીવો રજસ વડે પાચઇન્દ્રિ

યના વિષયના ભોગમા પ્રેમ કરીને તેની પ્રાપ્તિની તૃષ્ણા કરતો તિર્યંચ યોનિનુ કર્મ ઉપાર્જે છે, તેમ તામસ પ્રકૃતિવાળો અજ્ઞાન મોહ આળસ પ્રમાદ નિદ્રાને ભોગવતો આર્ત રૌદ્ર ધ્યાનથી નરક તિર્યંચ યોનિમા જવા યોગ્ય અશુભ કર્મ પ્રકૃતિને બાંધે છે અને સત્વપ્રકૃતિવત માયાવિનાનો સરલ હોવાથી દેવ ગુરૂ ધર્મની ભકિત કરતો પવિત્ર જ્ઞાન વડે આત્મ સ્વરૂપનો પ્રકાશ પામતો શુભ કર્મનો સાતાવેદનીય કર્મનો બધ બાધે છે દેવાયુષ્યનો ગીતામા કહ્યુ છે કે,

' तत्र सत्वनिर्मलत्वात्मप्रकाशकमनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चाऽनघ ।

એમ હે નિષ્પાપ અર્જુન સરલતાવડે માયા રહિત હોવાથી ગુરૂની ઉપાસના કરતા જ્ઞાનની પ્રાપ્તિ સાથે ઇંદ્રિય સયમ કરતો સર્વ જીવોની અહિસા પાળતો, રોગ વિનાનો થયો છતો સુખ પૂર્વક સાતાથી ભોગવાય તેવા શુભ પુણ્ય કર્મને બાધતો આત્મસ્વરૂપનો પ્રકાશ પામે છે અને નિરતર આત્મ સ્વરૂપનુ પદસ્થ પિડસ્થ રૂપસ્થ ધ્યાનવડે આત્માને ત્રણે પ્રકૃતિથી રહિત કરીને શુદ્ધ પરમાત્મ સ્વરૂપ નિર્મલ નિરામય રોગરહિતચિર જીવ બનાવે છે, શરીર ઇન્દ્રિય મન કર્મનો ક્ષય કરીને પરમાનદનો પ્રત્યક્ષ ભોક્તા બને છે તેથી તે રૂપથી રહિત રૂપાતીત અને કર્માદિના સગ-સયોગ વિનાનો થયો છતો શુદ્ધ પરમ બ્રહ્મ સદાશિવ બને છે હું પણ નિજ સહજ સ્વભાવથી શુદ્ધ બ્રહ્મ સત્તા એ જ છુ ॥૧૨૭॥

अह रज नैव यत्राऽस्ति, दु खवह्निर्न यत्र च,
नचायुय निप्राणाश्च, तद्धाम परम मम. ॥ १२८ ॥

અર્થ —જ્યા હુ અને તુનો ભેદ નથી જ્યા દુખ વેલીની પરપરા નથી જ્યા આયુષ્યની મર્યાદા નથી યોનિ નથી પ્રાણો નથી તેવુ પરમ ધામ મારૂ છે ॥ ૧૨૮ ॥

વિવેચન —સસારમા પ્રાણીમાત્ર કર્મના સબધે સદા બધાયો હોવાથી મોહના જોરથી જે પૂર્વે કરેલા શુભાશુભ કર્મના ફલરૂપે પ્રાપ્ત થયેલા શરીર ઇન્દ્રિયો મન વિગેરેમા અજ્ઞાન મોહ મિથ્યાત્વવડે જીવ હુ ગોર છુ હુ કાળો છુ આ રાજ્ય ધન સ્ત્રી દાસ સર્વે મારૂ છે હુ ઉચ્ચ મહા બ્રાહ્મણ આચાર્ય છુ, તુ નોકર શિષ્ય કે ગુલામ છે તેવો ભેદ જ્યા કર્મ શરીર ઇન્દ્રિય નથી, તેવુ જે ક્ષેત્ર હોય તેમજ દુઃખની પરપરાનો જ્યા સર્વથા અભાવ છે તે પરમધામ મારૂ જ છે તેથી અન્ય શરીર અને કર્મ છે તે જ દુઃખનુ કારણ છે તેનો જ્યા અભાવ હોય ત્યા દુખની અશ જેટલી પણ સત્તા રહેલી જ નથી, તેમજ સકલ્પ વિકલ્પનો અભાવ થતા નવા કર્મ બધનો અભાવ થવાથી આયુષ્ય અને પ્રાણોનો પણ બધ કે સત્તા નથી, સર્વ અહિયા ત્યાગ કરીને પરમ શુદ્ધ થયેલ આત્મા બ્રહ્મ સ્વરૂપ પરમાનદ મેળવે છે તે જ મારૂ સહજ ધામ અને સ્થાન છે તે માટે પૂજ્યો જણાવે છે

उपाधिजनिता ये ये भावा जन्मनरादिकाः
तेषा निषेधेन सिद्धरूप परमात्मन ॥ १ ॥

જે જે કર્મ સયોગી રાગદ્વેષની પરિણતિથી આઠ કર્મના વિકાર યોગે જન્મત્વ, બાલત્વ, યુવાનત્વ, વૃદ્ધત્વ, રોગ, વ્યાધિ,

ચિંતા, ક્રુદ્ધ બકલક, શત્રુનું બલ વિગેરે ભાવો આત્માને મોહજન્ય ઉપાધિથી થાય છે વસ્તુતઃ આત્મા નિશ્ચયભાવે તેથી ભિન્ન છે, સર્વ પૌદ્ગલિક ભાવોનો ત્યાગ થવાથી જ પરમ શુદ્ધ સ્વરૂપ બાકી રહે તે આત્માનું સહજ શુદ્ધ સ્વરૂપ છે તેવા પરમાત્માઓ મુક્તિમાં વસે છે તે કેવા છે તે જણાવતા કહે છે કે જ્યાં જન્મ મરણ આદિ પુદ્ગલનો ગ્રહણ મોચન રૂપ વ્યાપાર નથી સહજાનંદ ભોગવાય છે તે જ આત્માનું ઉત્કૃષ્ટ શાશ્વત ધામ છે પરમાત્મજ્યોતિમાં પૂજ્યશ્રી જણાવે છે કે

यतो वाचो निवर्तन्ते, न च मनसो गतिः ।
शुद्धानुभवसंवेद्य तद्धाम परमात्मनः ॥ १ ॥

અર્થ—જેનું સ્વરૂપ કહી શકાય તેવું નથી મન પણ તેના સ્વરૂપનો બોધ પામી શકતું નથી એક માત્ર શુદ્ધ અનુભવ વડેજ રૂપાતીત ધ્યાનયોગે પ્રાપ્ત થાય છે તેમજ અનુભવથી જેનું સ્વરૂપ જણાય છે તે પરમ ધામ પરમાત્માનું છે વળી ગીતા જણાવે છે કે,

निर्मान मोहजित सगदोषा अध्यात्मनित्या ।
विनिवृत्तकामाः द्वन्द्वै र्विमुक्ता' सुखमक्षै ।
गच्छन्त्यमूढा' पदमव्यय तद् ॥ १ ॥
न तद् भासयते सूर्यो न च शशांको न पावक ॥
यद् गत्वा न निवर्तन्ते तद् धाम परम मम ।

માન મોહ જેને નથી અને સગા સબંધી મિત્રાદિનો સગ અથવા કર્મરૂપ મોહમય મમતાનો ભોગવૃત્તિનો સગ જેમણે સદા મનથી દૂર કર્યો છે વળી સદા અધ્યાત્મ ભાવમા વર્તતા છતાં સર્વ પુદ્ગલ સુખની આશાઓનો ત્યાગ કર્યો છે રાગદ્વેષ રતિ અરતિ સુખ દુ ખ શત્રુ મિત્ર વિગેરેનો ત્યાગ કરીને પુર્ણ જાગૃત્ થયેલા આત્મજ્ઞાની યોગીઓ અવશ્ય મોક્ષની અવિચલિત લક્ષ્મીને પ્રાપ્ત કરે છે મોક્ષને પામે છે કે જ્યા સૂર્ય ચન્દ્ર કે અગ્નિ પોતાનુ કાર્ય કરી શક્તા નથી વળી જે સ્થાનને પામીને યોગી પાછો સસારના આવર્તમા પડતો નથી તેવુ પરમ પવિત્ર સહજાનદમય મારૂ આત્મ સ્વરૂપનુ સહજધામ છે તેમજ સર્વ કર્મનો સમૂળનાશ થયેલો હોવાથી તેવા કર્મબધનો અભાવ થાય તેથી આયુષ્ય ચારગતિ દશપ્રાણની ઉત્પત્તિ કે વિનાશ પણ નથી જ જયા કર્મનુ બીજ હોય ત્યા જ શુભ કે અશુભ કર્મના બધન અને મોક્ષની પરપરા હોય છે પરમાત્માઓ સિદ્ધ સ્વરૂપ હોવાથી તેનો સર્વથા અભાવ જ છે કહ્યુ છે કે,

अदहा दर्शनज्ञानोपयोगममूर्तय ।
आकाल परमात्मान' सिद्धा सन्ति निरामया ।

શરીર રહિત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગથી યુક્ત છતા અમૂર્ત-આકાર અને કર્મ લેપ વિનાના સદા કાલ પરમાનદના ભોક્તા સિદ્ધ પરમાત્માઓ રોગ શોક રહિત નિરામય વર્તે છે ॥ ૧૨૮ ॥

निर्लेश्य क्षायिक भव्य, भव्याऽभव्यस्वभावकम्
आधिव्याधिविनिर्मुक्त, तन्मे स्थानं सनातनम् ॥ १२९ ॥

અર્થ – લેશ્યા વિનાના તથા સુંદર ક્ષાયિક ભાવવંત તથા ભવ્યાભવ્યત્વ સહજ સ્વભાવવાળા આધિવ્યાધિથી સદા મુક્ત એવું સિદ્ધ પરમાત્માનું અને મારૂ સ્થાન છે

વિવેચન – સંસારી આત્મા કૃષ્ણ નીલ કાપોત તેજો પદ્મ શુકલ લેશ્યાવંત હોય છે જ્યાં સુધી શુભાશુભ મનનો વ્યાપાર થાય ત્યાં સુધી તે લેસ્યાની ઉત્પત્તિ વર્તે છે શુભ કાર્ય કરનારાને તેજો પદ્મ શુક્લ લેશ્યા હોય છે અશુભ કાર્ય કરનારાને નરક ગામી જીવોને કૃષ્ણાદિ ત્રણ અશુભ લેશ્યા હોય છે તેનો મોક્ષ સ્થાનમાં અભાવજ છે તેમજ સર્વ કર્મ આવરણોનો ક્ષય થવાથી અનંત જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય નિરાબાધત્વ અનંત જીવન અગુરૂલઘુત્વ અનામિત્વ વિગેરે ક્ષાયિક ભાવે સદા વર્તે છે તેમજ ભવ્ય સુંદર અનોપમ પરમાનંદનો ભોક્તા છે અચલત્વ ભાવ હોવાથી ભવ્યાભવ્યત્વ ભાવ પણ વર્તે છે જેવી જે સ્વભાવ પ્રગટ થયો છે તે અવિચલિત સદા શાશ્વત ભાવે વર્તે છે તેમ કર્મ શરીર ઇન્દ્રિય મનનો અભાવ હોવાથી સર્વ આધિવ્યાધિ ઉપાધિથી પણ સદા મુક્ત જ છે એવું જે સ્થાન સિદ્ધ પરમાત્માનું છે તે જ સ્થાન પ્રાપ્ત કરવાની મારી સહજભાવે શક્તિ હોવાથી સત્તારૂપે તે મારૂ ધામ અંતે છે તેને હું ભવ્ય હોવાથી જાગેલો હોવાથી અલ્પ વખતમાં પ્રાપ્ત કરીશ જ જ્યારે મારો તેવી જાગૃતિ આવી છે ત્યારથી હું અપુનર્બંધક થયો છું ॥ ૧૨૯ ॥

तन्प्राप्त्यर्थमुपास्योऽय, सर्वतीर्थप्रकाशक'
आत्माऽनन्तगुणस्थान यत्र सर्वं हि मीयते. ॥ १३० ॥

**અર્થ** – તે આત્મસ્વરૂપની પ્રાપ્તિ જ્ઞપ્તિ માટે આ પરમાત્માના સ્વરૂપની ઉપાસના કરવી કારણકે તે સવ તીર્થોના પ્રગટ કરનારા છે આત્મા અનત ગુણોનુ સ્થાનક હોઇને સર્વ જગતના પદાર્થોનુ પ્રમાણુ જ્ઞાન કરનારો છે ॥ ૧૩૦ ॥

**વિવેચન** —તે આત્મ સ્વરૂપના અનુભવ પ્રાપ્ત કરવા માટે તે સર્વ દોષ મુક્ત સર્વ આત્મગુણુ વ્યક્ત કરવા વીત રાગ પરમાત્મા અરિહત સિદ્ધ રૂપ પરમ બ્રહ્મની ઉપાસના અવશ્ય કરવી જોઈએ જે વસ્તુની આપણે જરૂર હોય તેની પ્રાપ્તિને અર્થે તેના પૂર્ણ કર્તાની પાસે જઈને માગણી કરતા મેળવી શકીએ છીએ પણ વન વગડામા પાણીની ઇચ્છાવાળા મૃગો મરૂ મરિચીની ઝાઝવાના પાણીની ઉપાસના કરતા હોવાથી સત્ય જલનો લાભ નથી પામતા તેમ આત્મ સ્વરૂપ જેઓનુ મહામોહથી અવરાયુ હોય તેવા શરીરના પણ બળવાળા કોઇ ક્ષુદ્ર દેવની ઉપાસના કરવા લાગીએ તો તેમા નાશીપાસ થવુ પડે છે માટે આત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવાના અર્થિઓએ પરમ બ્રહ્મ વીતરાગ દેવની જ ઉપાસના કરવી જ્ઞાનસારમા જણાવ્યુ છે કે

" निर्विकार निराबाध, ज्ञानसारमुपेयुषाम् ।
विनिवृत्तपराशाना, मोक्षोऽत्रैव महात्मनाम् ॥ १ ॥

સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રનો પરમ પરમાર્થ જેમને પૂર્ણ પ્રગટ થયો છે તેવા પરમાત્મા વડે જેમા શરીર ઇન્દ્રિય

મનના વિકારવંત ભાવોનો અભાવ છે અને વેદનીય કર્મનો અભાવ હોવાથી નિરાબાધ બાધા-પીડાથી રહિત છે મોહ અને જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય કર્મનો ક્ષય થયો હોવાથી જેમનો ઉપદેશ પૂર્ણ પ્રમાણિક હોવાથી બાધ દોષ વિનાનો હોય છે તેવા મહાત્માઓ જ્ઞાનસાર રૂપ હોવાથી તેમની ઉપાસના કરનારા તેવા જ્ઞાન સારને આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે જ સર્વ તીર્થરૂપ દ્વાદશાંગને તથા તેના ઉપાસક સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા રૂપ તીર્થને તે તીર્થ કરો પ્રગટ કરે છે તેની ઉપાસના કરનારને અહિંયા પણ પરમ અલ્હાદજનક મોક્ષ સુખની વાનગી પ્રાપ્ત થાય છે તેથી તે આત્મા અનંત ગુણોનું સ્થાન છે જો કે હાલમાં સત્તા રૂપે ગુપ્ત છે પણ પરમાત્માની ઉપાસના કરનારા સર્વ કર્મનો ક્ષય કરીને પ્રગટ કરે છે જ અને સર્વ જગતના સર્વ પદાર્થો દ્રવ્યત્વ ગુણત્વ પર્યાયત્વ રૂપે અનંત છે તેનુ યથાર્થ ભાવે પ્રમાણ જ્ઞાનને સમયે સમયે પ્રાપ્ત કરે છે અને સ્વ સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ કરે છે કહ્યુ છે કે

"एको भाव' सर्वथा येन दृष्ट', सर्वे भावाः सर्वथा तेन दृष्टाः।
सर्वे भावा सर्वथा येन दृष्टा, एको भाव सर्वथा तेन दृष्ट ॥१॥

જે મહાપુરૂષે એક પદાર્થને દ્રવ્ય પર્યાય ગુણરૂપે સર્વ સ્વભાવથી જાણે છે તે મહાત્મા જગતના સર્વપદાર્થોને પણ સર્વ સ્વભાવથી પૂર્ણ જાણે છે જે સર્વપ ાર્થોને સર્વથા જાણે છે તે જ એક પદાર્થને પણ પૂર્ણ સ્વભાવથી જાણે છે જે સર્વને સર્વથા જાણે છે તે જ એક પદાર્થ પણ પૂર્ણ સર્વ

ભાવથી જાણે છે એટલે આત્મા પોતાના સ્વરુપને યથાર્થ શુદ્ધ થતા સર્વનો જ્ઞાતા પ્રમાતા સ્વરૂપ રમણ ભોગી આત્મ દર્શી થાય છે

सम्यक्श्रुतेन सप्राप्यो दहस्थो चिद्घनो जिन
कैश्चिद् ध्यानक्रियानिष्ठै,-र्ज्ञानिभिर्दश्यते प्रभु ॥ १३१ ॥

અર્થ—દેહમા વસેલા ચિદ્ઘન જિન સમ્યગ્ શ્રુત જ્ઞાનથી જણાય છે અને કેટલાક ધ્યાન ક્રિયામા નિષ્ઠ થયેલા જ્ઞાનીઓ તે પ્રભુ આત્મ સ્વરુપ દેખે છે ॥ ૧૩૧ ॥

વિવેચન —આત્મા કર્મથી ઘેરાએલો હોવાથી શરીર મન અને ઇન્દ્રિયનુ ઘર કરીને તે અનાદિ કાલથી વસેલો છે આમ હોવા છતા પણ તેનુ ચિદ્ઘનત્વ પરમાત્મા જીનેશ્વર અને સિદ્ધની સમાન સત્તાએ શુદ્ધ ઠરેલુ હોવાથી તે અપેક્ષાએ જીનેશ્વર સગ્રહનયથી શુદ્ધ કહેવાય છે જેમકે જાતિવ ત પથ્થરમા જો સુ દર પ્રતિમા થવાની યોગ્યતા હોવાથી સત્તાએ ગૌણભાવે તે વસ્તુઓ તેમા ગણી શકાય છે ભવ્ય આત્મામા અરિહ ત સિદ્ધત્વ પામવાની યોગ્યતા સત્તાએ ગૌણ ભાવે રહેલી છે તેથી અરિહ ત તે આત્મા સ ગ્રહનયથી કહી શકાય છે જ સ વેગરગશાલામા જણાવે છે કે,

नाणाइ णत गुणोत्रवेय, अरुत्रमणह च लोगपरिमाण ।
कत्ता भोत्ता जीव मन हु सिद्धाण तुल्लमिण ॥ १ ॥

અર્થ —જીવ આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ વિગેરે ગુણ પર્યાયની અન તતાથી યુક્ત છે અને નિશ્ચયનયથી

રૂપરહિત તથા પાપરહિત છે તેમજ સત્તાથી લોકપ્રમાણ વ્યાપક છે લોકમા જે આકાશ ધર્મ અધર્મના જે અસખ્ય પ્રદેશો છે તેટલા જ પ્રમાણમા આત્મા પણ અસખ્ય પ્રદેશમય છે તેમજ નિશ્ચયનયના શુદ્ધ સ્વભાવથી જ્ઞાનાદિ ગુણ પર્યાયોનો કર્તા ભોક્તા છે વ્યવહારથી સસારીત્વભાવે અશુદ્ધ હોવાથી સ્વકર્મ શરીર ઇન્દ્રિય મનનો કર્તા ભોક્તા છે તે કર્મનો અને તેના ફલનો પણ તેજ ભોક્તા છે તે કર્મના આવરણથી યુક્ત હોવાથી દેહમાં વસે છે તો પણ ચિદ્ ઘન સ્વરૂપતા તેની સત્તાથી કાયમ જ છે તે આત્મા શ્રુતજ્ઞાનનો ચારિત્ર અને શ્રદ્ધાનો અભ્યાસ કરતા જપ તપ ધ્યાન કરતા આત્મ સ્વરૂપના ધ્યેય થઈને વ્યવહાર ધર્મની ક્રિયામાં એક નિષ્ઠાવત થયેલો જીવ-યોગી મુનિ રૂપસ્થ વા રૂપાતીત ધ્યાન કરતો આત્મ સ્વરૂપનુ પ્રત્યક્ષ દર્શન કરે છે તેમ વીતરાગ કેવલી ભગવતો જણાવે છે ॥ ૧૩૧ ॥

सन्यासिना पर माप्य., कुटस्थो निश्चलो विभु.,
ममत्वभावसन्यासा,दात्मा सन्याससत्ान् स्मृत' ॥१३२॥

અર્થ —સન્યાસીઓએ કુટસ્થ નિત્ય વિભુ એવા પરમાત્માને પ્રાપ્ત કરીને મમત્વ ભાવનો સન્યાસ કરવાથી આત્મા સત્ય સન્યાસી થાય છે ॥ ૧૩૨ ॥

વિવેચન —જેઓએ સસાર ભોગ વૈભવનો લોભ લાલચનો ત્યાગ કર્યો છે તેઓ સ્ત્રી ધન કુટુબ પુત્ર વિગેરેનો ત્યાગ કરે છે તેઓ સન્યાસી કહેવાય છે જે પુરૂષોએ માયા તૃષ્ણા અને કામાદિનો ત્યાગ કર્યો હોય તે સન્યાસી

હવે જેઓએ ઉપર જણાવેલી પુદ્ગલ માયાથી બનેલ વૈભવ ભોગની લાલચનો સન્યાસ કરેલો હોય તેઓનુ મન પરમાત્માના તથા આત્માના સ્વરૂપમાં શોધન કરવા તરફ વળે છે તેને ગુરૂ પાસેથી જે અનુભવ થયો હોય તેને ધ્યાનથી ધ્યેયમા Cતારતો સન્યાસી યોગી યતિ સાધુ સતો દ્રવ્યત્વની અપેક્ષાથી આત્માનુ અસખ્ય પ્રદેશિત્વ ચારિત્ર વીર્ય ઉપયોગ વતપણુ તે ગુણોથી સદા સત્તાવડે અવિચલિતત્વપણુ હોવાથી કુટસ્થત્વ કહેવાય છે એટલે ઘટ પટ શરીરાદિ જડ વસ્તુઓમાં જુ । સ્વરૂપમય ચૈતન્ય જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ ધર્મો છે તેથી આત્મા સ્વ સ્વરૂપી અવિચલિત હોવા છતા સત્તાએ સર્વ લોક વ્યાપક વિભુ છે ગીતા જણાવે છે કે

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च,
क्षर सर्वाणि भूतानि कूटस्थो, ऽक्षर उच्यते ।

આ જગતમા બે પ્રકારના પુરૂષો-પદાર્થો છે એક ક્ષર અળવુ-વિખરવુ-વિનાશ પામવો એવા જડ પદાર્થોનો પુદ્ ગલ રૂપ એક પદાર્થત્વ ધર્મવત્ જડ ભૂત રૂપ પુરૂષ ગણાવ્યો છે બીજો અક્ષર કોઈપણ કાલે જ્ઞાન દર્શન ચારિત્રાદિ ચૈતન્ય સ્વરૂપના નાશ નહિ પામતી હોવાથી સ્વ સ્વભાવમા નિજ સત્તાથી અવિચલિત હોવાથી અક્ષર નાશ નહી પામનાર એવો, છતા કર્મના બળથી કુટ—એટલે શરીર તેમા અનાદિકાલથી વસતો હોવાથી કુટસ્થ શરીરધારી આત્મા દ્રવ્યત્વ ભાવે અક્ષર જ છે, તેમજ જ્ઞાન શક્તિથી

સર્વ રાજ લોકમા રહેલા જડ ચેતન પદાર્થોનો જ્ઞાતા હોવાથી સવ જ્ઞેય પદાર્થોમા જ્ઞાન શક્તિરૂપ જ્ઞપ્તિથી પણ વ્યાપક હોવાથી વિભુ છે આત્મા પરમ બ્રહ્મનુ સ્વરૂપ જોવા ઈચ્છતો પરમ શુદ્ધ પરમાત્મા સ્વરૂપનુ આત્મા રૂપાતીત ધ્યાનવડે પ્રત્યક્ષ કરી શકે છે શ્રીહેમચદ્રાચાર્ય પ્રભુ યોગશાસ્ત્રમા જણાવે છે કે—

आत्मानमात्मना वेत्ति मोहत्यागाद् ययाऽऽत्मन'
तदेव तस्य चारित्र तज्ज्ञानञ्च दर्शनम् ॥२॥

આત્માને આત્માજ જોઈ જાણી શકે છે પણ તે જ્યારે મોહ અજ્ઞાન મિથ્યાત્વ મમતાનો ત્યાગ કરે ત્યારેજ જાણી શકે છે જેમ દુનિયામા ચશ્મા ઝીણી વસ્તુને સ્થુલ કરી દેખાડે છે તેમ આત્મા નથી આત્મા સ્વ શકિતથી મોહાદિનો ત્યાગ કરે ત્યારેજ તે રૂપસ્થ રૂપાતીત ધ્યાનવડે જાણી સકે છે તે ધ્યાતા ધ્યાન અને ધ્યેયનો એકત્વ ભાવ થાય તે જ તેનુ દર્શન, તેમાં રમણતા, તેની વિચારણા રૂપ જે આત્મ પરિણતિ તેજ સાચુ ચારિત્ર જ્ઞાન અને દર્શન છે એમ સમજવુ તેનુ દર્શન કરનારો તેજ સાચો સન્યાસી ફકીર યોગી સાધુ મહાત્મા સમજવા ॥ ૧૩૨ ॥

निर्ममो निरहङ्कारी, निरासक्तो जितेन्द्रियः ।
ज्ञानगर्भित वैरागी, सिद्धभूमाय कल्पते ॥१३३॥

અર્થ —જે નિર્મમ હોય, નિરહકારી હોય, નિરાશક્ત અને જિતેન્દ્રિય હોય તેનો જે વૈરાગ્યભાવ તેનેજ જ્ઞાન

અભિંત વૈરાગ્ય કહેવાય છે તેજ વૈરાગ્ય સિદ્ધિ ભૂમિ માટે યોગ્ય ગણાય છે ॥ ૧૩૩ ॥

વિવેચન —જે આત્માએ ભરત મહારાજની પેઠે શરીર ધન રાજ્ય સ્ત્રી અને ભોગને મમત્વ કે આ કાર્ય પણ મારૂ નથી જે જડ અને ચેતન વસ્તુઓ મારી પાસે વર્તે છે તે મારી નથી આ શરીર અને મન પણ મારૂ નથી એવી રીતે મારાપણા રૂપ મમત્વનો ત્યાગ કરી જે મદ અભિમાન તેનો પણ ત્યાગ કરે છે તે સર્વ આત્મા નિશ્ચયનયથી સમાન છે કોઇ ઉંચો કે નીચો નથી જ શ્રીમાન્ યશોવિજયજી વાચકવર જ્ઞાનસારમાં જણાવે છે કે—

अहं ममेति मन्त्रोऽय, मोहस्य जगदान्ध्यकृत् ।
अयमेवहि नञ्पूर्वं प्रतिमन्त्रो हि मोहजित ॥

હું અને મારૂ આવો મોહનો "अहं मम" મંત્ર આખા જગતને આંધળુ (સત્ય વસ્તુને પાસે છતા પણ ન જોઇ શકે તેવુ) બનાવ્યુ છે પણ તે શત્રુની સામે પરમાત્મા અરિહંત ભગવંતે નાહં ન મમ આ શરીર ઇંદ્રિયો મન તે હું સ્વરૂપે નથી તેમજ તે શરીર ઇન્દ્રિય મન દોલત વિગેરે જે ચક્ષુગોચર છે અને કેટલુંક અચક્ષુગોચર અન્ય ઇન્દ્રિય પ્રત્યક્ષ થાય છે જેને હું આજ સુધી અંધ બની મારૂ માનતો હતો તે સર્વે વસ્તુ સ્વરૂપે મારૂ નથી તેમાં મારે કાંઇ લેવાદેવા નથી આવા મંત્રનો જાપ કરતાં સર્વ પ્રાણીઓ મોહને અવશ્ય જીતી શકે છે તેથી તે પ્રતિમંત્ર સમજવો આવી રીતે અહંકાર મમકારનો ત્યાગ કરીને ભોગ્યભોગોની આસક્તિનો ત્યાગ કરનારો

પ્રતિકુળમાં રતિ અરતિ નહિ માનનારો મુનિ અનાસક્ત થાય છે

"तिण सथारनिसन्नो नट्ठ रागदोस मय मोहो,
ज पावइ मुत्तिसुह, कत्तो त चक्कवट्टी वि ॥ १ ॥
आयसहावविलासी, आयविसुद्धो वियोजिये धम्मे,
नरसुरेसुविमसयविलास, तुच्छ निस्सार गन्नति ॥ २ ॥

અર્થ —તૃણ કે ડાભના સથારામા બેઠેલ મુનિ મહારાજ કે જેમના રાગદ્વેષ અહકાર મોહ માયા કપટ વિગેરે ચાલ્યા ગયા છે તે જે મુક્તિનુ સુખ પામે છે તેની પાસે ચક્રવર્તિ ઇન્દ્ર નાગેન્દ્રનુ સુખ કોઈ પણ હિસાબમા નથી જ કારણ કે તે મુનિવર શરીરમાં વસતા હોય તાપ ટાઢ શરદી થાય થાય ભૂખ તરસ લાગે, પણ તે તો શરીરના ધર્મ છે તેથી આત્મ સ્વરૂપને ભિન્ન ગણુતા હોવાથી આત્મ સ્વરૂપના ધ્યાનમાં રમણુતા કરનારા હોવાથી પૂર્ણ ભાવે તેની રમણુતામા જે આનદ અનુભવાય છે તેની પાસે નરેન્દ્ર સુરેન્દ્રના સર્વ ભોગવિલાસો તૃણ સમાન તુચ્છ સર્વથા સાર વિનાના તેમ પૂજ્યો માને છે તેથી સર્વ ઇન્દ્રિયોના જે વિકારી ભાવ છે તેનો સર્વથા ત્યાગ કરીને વિજિતેન્દ્રિય થયા છે તેમને જે સ્વપર સ્વરૂપની વડે ચણી રૂપ વ્યાપાર તેજ વસ્તુન સમ્યગ્ પ્રકારનો જ્ઞાન ગર્ભિત વરાગ્ય છે તેજ સત્ય વૈરાગ્ય છે તેજ વૈરાગ્ય સિદ્ધિરૂપવિભૂતિની પ્રાપ્તિ માટે થાય છે ॥ ૧૩૩ ॥

साम्यमानस्थितो हृसो, न द्वेष्टि नैव काङ्क्षति,
भवे मुक्तौ समत्व हि, माप्य सिद्धोऽमिधीयते ॥ १३४ ॥

અર્થ —સામ્યભાવમા સ્થિર થયેલો આત્મરૂપ હંસ દ્વેષ અને કાંક્ષા વિનાની હોય અને સસાર અને મુક્તિમા સમત્વને પ્રાપ્ત થયેલો આત્મા સિદ્ધ જ કહેવાય છે ॥૧૩૪॥

વિવેચન —સમતામયભાવે-સ્વપરનો ભેદ છોડીને જે વસ્તુ આત્માથી પર છે તે ઉપર રાગદ્વેષ મારૂ તારૂ વિગેરે ભેદને ભૂલી જવુ, અનુકુળ કે પ્રતિકુળ સયોગોમાં, સન્માન કે નિર્ભર્ત્સનામાં સુખ કે દુ ખમા આરોગ્ય કે રોગીપણામાં પણ સમત્વ રાખવુ તે સામ્યાવસ્થાવાળો આત્મા કહેવાય છે સામાયિક વ્રત સાધુઓને પ્રથમ જ આપે છે શ્રાવકોને પણ નિત્ય બે ઘડીનુ સામાયિક કરવુ તેમ ઉપદેશ્યુ છે આત્માને સમતા ભાવમા પ્રવેશ કરાવવા માટે ગીતામા જણાવ્યુ છે કે

'विद्याविनयसपन्ने ब्राह्मणे गवि हस्तिनि,
शुनिचैव श्वपाके च पण्डिता समदर्शिन ।

વિદ્યા વિનયથી યુક્ત સદ્ચારિત્રવત પડિતો ગાય, કુતરા ચાડાલમાં પણ આત્મભાવની એક સમાનતાથી જોનારા હોય છે, તે મહાત્માઓ કોઈ ઉપર શત્રુ તથા મિત્ર ઉપર પણ વૈર પ્રીતિનો પક્ષપાત નથી જ રાખતા શાસ્ત્રોમા જણાવે છે કે

वंदिज्जमाणा न समुल्लसन्ति, हेछिज्जमाणा न समुज्जलन्ति
दन्तेन चित्ते न चलन्ति मुणी समुग्घा यय रागदासा॥१॥

અર્થ —મહાત્મા મુનીવરો કોઈ ભક્તજન વદન કરતો તેથી ઉલ્લાસ કે હર્ષ કરતા નથી અને ઘણા નિંદા કર નારાઓ પ્રત્યે ક્રોધ નથી કરતા પાચ ઈંદ્રિયો અને કષાયનુ

દમન કરીને ચિત્તને સ્થિર કરે છે અને સ્વ પ્રતિજ્ઞાથી જરા પણ ચલાયમાન થતા નથી કારણ કે તેમની રાગદ્વેષને સમ્યગ્ રીતે નાશ કરેલો છે તેમજ વિષયભોગ કે સાતા સુખની પણ કાંક્ષા ઇચ્છા નથી જ રાખતા કદાચિત્ સુંદર સૌભાગ્યરૂપ લાવણ્ય યુક્ત યુવાનબાળા સેવા કરવા ઇચ્છે વા સુંદર વસ્ત્રોની કોઇ ભેટ કરે અથવા સ્વાદુ મિષ્ટાન્ન પકવાન્ન વહોરાવે અથવા સુંદર સંગીતના ગાયન નૃત્ય કે પોતાની સ્તુતિઓ ગવાય તો પણ સમત્વ ભાવવંત મુનિઓ તે કામ ગુણો વિષયોની ભોગની અનુકુલતામા રાચતા નથી કે તે ઉપર દ્વેષ પણ કરતા નથી એવી રીતે કામ ભોગથી વા સર્વ સંસાર મોક્ષની ઇચ્છાથી રહિત થએલા એવા મુનિવરો તપ ઉપધાન (યોગ)મા નિરંતર પ્રવૃત્ત હોવા છતા શિયળશીલ ગુણોમા સ્વ આત્મ ધર્મમાં નિત્ય પ્રેમવંત સંધુ પુરૂષો હોય છે આમ સવ સંસારના સુખ દુખોમા અને મોક્ષ સુખોમા પણ ઇચ્છા વિનાના હોવાથી સમત્વ ભાવે રહેલા મુનિવરો સહજભાવે આજ શરીરમા રહેવા છતાં જીવન મુક્ત ગણાય છે સર્વ આત્મધર્મ કાર્યોને સાધ્યા કર્યો હોવાથી સિદ્ધ પણ કહેવાય છે ॥ ૧૩૪ ॥

बाह्यकर्माणि कुर्वन् सन्, कर्मणा नैव लिप्यते,
चेतसा मोहमन्न्यासात्, सवरीति प्रकथ्यते ॥ १३५ ॥

અર્થ —બાહ્યથી સર્વ કાર્યોને કરતા છતા પણ જે કર્મથી લેપાતો નથી કારણ કે તેઓએ મોહનો સમ્યગ્ રીતે ત્યાગ કરેલો છે તેથી તે મુનિ સંવરી કહેવાય છે ॥૧૫॥

વિવેચન —બાહ્યભાવે કોઈ કર્મયોગી કારણવશથી

સંસારના માત પિતા કુટુંબની પાલન પોષણ કરે રાજ્યસત્તા ભોગવે પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો અનુકુળતાએ ભોગવે, શત્રુના શત્રુઓ સાથે યુદ્ધ પણ ખેલતો હોય પણ તેઓ કર્મબંધનથી લેપાતા નથી શાસ્ત્રોમાં કહ્યું છે કે,

सम्मदिट्ठि जीवो तयत्थ, आयमारमणपरो
विसये भुजन्तो वि हु नो रज्जइ नोऽपिभज्जइ ।

જે આત્મા તત્ત્વરૂચિ શ્રદ્ધા પ્રિનિમય સમ્યગ્ દર્શન વંત હોવાથી આત્મ સ્વરૂપના જ્ઞાનાદિક ભાવમાં નિરંતર પરાયણ રહે છે તેવા આત્માને ગૃહસ્થ યોગે કુટુંબનું પોષણ સંસાર વ્યવહારમાં પ્રવૃત્તિ અને વિષયોનો ઉપભોગ થયા કરે છે તેમાં અનુકુળતામાં ખુશી થઈને રંજન ન બનેલ હોવાથી કર્મથી લેપાતો નથી કારણ એક જ છે કે તેણે ચિત્તમાંથી મોહ કષાય કામરાગ દૃષ્ટિરાગનો સર્વથા ત્યાગ કરેલો છે તેથી તે આત્મા સંવરી કહેવાય છે શાસ્ત્રમાં જણાવ્યું છે કે

गाइज्जन्ति सुरसुंदरिहिं, वाइज्जन्ति वीणाईहिं,
तहविहु सममत्ता जा चिट्ठन्ति मुणी महामाया ॥१॥

पब्बयसिलायलगया, मायसियेहिं फ्डुअ कासेहिं,
उज्झलरयणपचा समचित्ता हुति निग्गंथा ॥ २ ॥

असिसलुप्वेण वणे, सीहेण, ददा य चक्कसिंग गहियाय,
तईविहु समाहिपत्ता सररजुत्ता मुणि मईन्दा ॥३॥

જેઓની પાસે દેવદેવીઓ સુંદર સંગીત રાગ મય ગાયનો

વડે ગુણ ગાય છે, અને ઉત્તમ વાજિંત્ર વીણાવાદનસહ નૃત્ય કરે છે તો પણ તે મુનિવરો મહાભાગ્યવંત નિશ્ચયથી સમતા રસમાં રહેલ હોય છે તેમજ પર્વતોની ધારદાર શિલાની ઉપર શીતતાપ સહતો કઠણ અને ખરબચડી અને કોઇક જગ્યા અણીદાર હોય છતાં તેના ઉપર ઉજ્વલ ભાવમય આત્મ સ્વરૂપનું અને પરમાત્મ સ્વરૂપનું ચિંતવન કરતા તે નિર્ગ્રંથો બાહ્યથી દ્રવ્ય ધન દોલતના અને ઘરના ત્યાગી અંતરંગથી રાગદ્વેષના ત્યાગી એવા યોગીઓ તે સમાન ચિત્તવંત રહે છે તેમજ વનમાં રહેતા એવા સિંહાદિક પશુગણની મુખની અણીદાર દાઢાઓ અને શિંગડાઓથી શરીર વિદારતા છતાં ભય ખેદ દુઃખની ભાવનાનો ત્યાગ કરીને આત્મ ભાવની સમાધિમાં પ્રાપ્ત થયેલા તે મુનિવરેન્દ્રોને સંવર ભાવમય હોવાથી સંવરી કહેવાય છે તેવા મહાત્માઓ જ આત્મદર્શી થાય છે ॥ ૧૩૫ ॥

पूर्णव्यक्तिस्वरूपोऽय-मात्मा सिद्ध इति स्मृतः
एवंभूतनयेनैवं, ज्ञातव्य ज्ञानयोगिभिः ॥ १३६ ॥

અર્થ —પૂર્ણ વ્યક્તિ સ્વરૂપે આ આત્મા સિદ્ધ સ્વરૂપે છે એમ જણાવ્યું છે એવંભૂતનયવડે જ તે સિદ્ધ સ્વરૂપ થાય છે તે આત્મા જ્ઞાન યોગીઓ વડે જાણવા યોગ્ય છે ॥ ૧૩૬ ॥

વિવેચન :—આ આત્મા જ્યારે પોતાના આત્મા સ્વરૂપનો જ્ઞાતા થાય છે ત્યારે વસ્તુસ્વરૂપે સત્તાએ સિદ્ધ સ્વરૂપ છે તેના જ્ઞાનદર્શન ચારિત્રવીર્ય ઉપયોગ વિગેરે આત્મગુણો

સગ્રહ નયરૂપ સત્તાએ પૂર્ણ છે તેમાથી કાઇક અંશે જ્ઞાનાદિ ગુણો ક્ષયોપશમ ભાવે વ્યકત થયેલા છે તેના યોગે પોતાના સત્ય સ્વરૂપનો જ્ઞાતા થયેલ છે આત્માનુ સત્ય પૂર્ણ જ્ઞાન નય અને ચાર પ્રમાણુની વિચારણાથી થાય છે તે માટે આપણા પૂજ્ય પુરૂષોએ સાત નય સાત ભગ છ નિક્ષેપા અને ચાર પ્રમાણુ રૂપ જ્ઞાનનુ વિવેચન શાસ્ત્રોમાં બહુજ વિસ્તારપૂર્વક જણાવ્યુ છે પણ તે સમજવા આપણી શક્તિ ન હોય તો પણ સક્ષેપથી તે અવશ્ય જાણવુ જોઇએ આત્માનો વિચાર કરવા જે સાત નયો છે તેના નામ (૧) નૈગમ (૨) સગ્રહ (૩) વ્યવહાર (૪) ઋજુસૂત્ર (૫) શબ્દ (૬) સમભિરૂઢ (૭) અને એવભૂત તેમા નૈગમનય સર્વ વસ્તુઓ બે ધર્મ વાળી છે એક સામાન્ય ધર્મ અને બીજો વિશેષ ધર્મ તેમાં સામાન્ય ધર્મથી સર્વ જીવો સમાન ઇશ્વર રૂપે છે પણ વિશેષથી પરમ બ્રહ્મ અને બ્રહ્મ એમ જુદા ભેદો કરે છે, તેમા પરમ બ્રહ્મ અને અપર બ્રહ્મમા સર્વથા જુદાપણ માને છે મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી જણાવે છે કે

नैगमो मन्यते वस्तु तदेतदुभयात्मकम्
निर्विशेषं न सामान्यं, विशेषोऽपि न तद्विना ॥ १ ॥

નૈગમનયાભાસ કહે છે કે સર્વ પદાર્થો સામાન્ય અને વિશેષ ધર્મરૂપે નથી એક બીજાથી જુદા છે જે સામાન્ય છે તે વિશેષ રૂપે નથી થતો વિશેષ છે તે સામાન્ય બનતો નથી તેથી જીવ ઇશ્વર નથી બનતો ઇશ્વર જીવ નથી બનતો ત્યારે આપણે કહીએ છીએકે સામાન્ય રૂપે જે ચેતના લક્ષણો

જીવ છે તે ચેતનાનો પૂર્ણ વિકાશ કરે ત્યારે તે પણ ઇશ્વર પરમ બ્રહ્મ થાય છે એટલે સામાન્ય અને વિશેષ ધર્મ આત્મામા તાદાત્મ્ય ભાવે રહેલ જ છે (૧) હવે સગ્રહ નય કહે છે કે સર્વ જગત બ્રહ્માડ એક બ્રહ્મ સ્વરૂપ છે તેમા જરા પણ ભેદ નથી જ કહે છે કે •

मग्रहो मन्यते वस्तु सामान्यात्मकमेव ही,
सामान्यव्यतिरिक्तो न विशेषो खपुष्पवत्ः ॥ २ ॥

સગ્રહ નય સર્વ પદાર્થો એક સામાન્ય સ્વરૂપ જ છે વ્યક્તિરૂપ કાઈ નથી જેમ ગાય ગોત્વ વિના નથી તેમ જગતમા પશુ પક્ષી મનુષ્ય દેવ તે સર્વ બ્રહ્મત્વથી અભિન્ન એક રૂપ જ છે સામાન્ય વિના વિશેષ આકાશ પુષ્પ સમાન સમજવુ અદ્વૈતો માને છે કે

सर्वं वै खल्विद ब्रह्मनेह नानास्ति किञ्चन, ।
आरामं तस्य पश्यन्ति न पश्यन्ति कश्चन ॥ १ ॥

આ જે વસ્તુ ચૈતન્યમય છે તે સર્વ એક બ્રહ્મ જ છે તેમા નાના પ્રકારનુ જુ।પણુ જરાય નથી તે બ્રહ્મને જ્ઞાની –યોગી જોવે છે પ્રપચને જડપદાર્થોને જગત જીવો દેખે છે પણ બ્રહ્મને નથી જોઈ શકતા કારણ કે તે ઈંદ્રિયગ્રાહ્ય નથી એટલે એકમાત્ર બ્રહ્મ જ છે વ્યવહાર નય વસ્તુઓને અનેક ધર્મવાળી માને છે સામાન્ય અને વિશેષ એક બીજાના પરસ્પર સબધ વાળા છે કહ્યુ છે કે

विशेषात्मकमेवार्थं, व्यवहारश्च मन्यते,
विशेषभिन्न सामान्यमसत्खरविषाणवत् ॥ १ ॥

વ્યવહાર નય વિશેષ સામાન્ય ધર્મસ્વરૂપ સર્વ વસ્તુ ઓને માને છે વિશેષને છોડીને સામાન્ય, અને સામાન્યને છોડીને એકલુ વિશેષ નથી સભવતુ એટલે અસત્ બને છે ગધેડાના શિંગડા જેવુ અસત્ થાય છે જેમ કે સામાન્યરૂપે બ્રહ્મ છે તેમા પરમ શુદ્ધ બ્રહ્મ પરમ બ્રહ્મ બીજુ અપર બ્રહ્મ તેમા દેવ માનવ તિર્યંચ વનસ્પતિ એમ અનેક વિશેષ ભેદ ભેદો પ્રભેદો ગણાય છે તેથી સામા ય અને વિશેષ પ્રત્યેક વસ્તુઓમા ધર્મરૂપે રહેલ માને છે હવે ચોથો ઋજુ સૂત્રનય એક માત્ર વર્તમાન કાલમાં જે વિદ્યમાન સ્વરૂપ હોય તેને જ વસ્તુ માને છે ભૂત ભાવિનો અસ્વીકાર કરે છે તેમા પણ પોતાને જે વિદ્યમાન વર્તમાન અનુભવાતુ હોય તેને જ સત્ય માને છે

अतीतेनानागतेन, परकीयेन वस्तुत ,
न कार्यसिद्धिरित्येतद् सद्गगनपद्मवत् ॥ ४ ॥

અતીત અનાગત ભૂત ભાવી અને અન્યથી અનુભવિત કોઈ કાર્ય થતુ નથી માત્ર વર્તમાન કાલમા જે આત્મા જે અનુભવતો હોય તેજ આત્મ સ્વરૂપ વસ્તુ છે બાકી તો આકાશ પુષ્પરૂપ અસત્ છે તેમ કહે છે

नामादिषु चतुर्षेषु, भावमेव च मन्यते,
न नाम स्थापना द्रव्याण्येवमग्रेतना अपि ॥ ४ ॥

આ ઋજુસૂત્રનય નામ સ્થાપના દ્રવ્યરૂપ નિક્ષેપાને નથી જ સ્વીકારતો માત્ર વર્તમાનિક ભાવ નિક્ષેપાને જ માને

છે તેવી રીતે આગળના ત્રણ નયો પણ માત્ર એક ભાવ નિક્ષેપાનો જ સ્વીકાર કરે છે તેથી વર્તમાનકાલે જે આત્મા જેવા ભાવ સ્વરૂપમા વર્તતો હોય તેને તેવા વિશેષ ભાવે જણાવે છે તેથી સામાન્યનો અહિં આ અધિકાર જ થયો સમજવો એટલે જ્યારે ધર્મક્રિયામાં હોય ત્યારે ધર્મિ ગણાય છે यच्छत् तत्क्षणिक्म् જે સત્ છે પદાર્થ સ્વરૂપ છે તે સર્વ ક્ષણિક-ક્ષણે ક્ષણે વિનશ્વર છે તેથી જે ક્ષણે ધર્મક્રિયા કરતો હોય તે ક્ષણે જ ધર્મિ-અધર્મિ પાપમય ક્રિયા વખતે કહેવાતો હોય છે તેમ તેની માન્યતા છે, શબ્દનય જણાવે છે કે એક અર્થને કહેનારા સર્વ શબ્દો એક રૂપે જ હોય છે જેમ કે આત્મા જીવ સત્વ, ભૂત, ચેતન એ સર્વ આત્માના એકાર્થ વાચક પર્યાયો છે સામાયિક પૌષધ ધ્યાન ભક્તિ વિગેરે કરનારો ધર્મિ કહેવાય છે

अर्थं शब्दनयोऽनेकैः, पर्यायैरेकमेव वा,
मन्यते कुम्भकलशघटादेकार्थवाचका. ॥ ५ ॥

શબ્દનય જે એકજ અર્થ થતો હોય એકજ અર્થ-રૂપ પદાર્થ જણાવતા હોય તેવા ભિન્ન શબ્દોને એકજ માને છે જેમકે કુંભ કલશ ઘટ કુટ એક ઘટ એક અર્થના વાચક હોવાથી એક છે તેમજ આત્મા પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરવા ધ્યાનાદિક કરતો હોય એકત્વ ભાવનામા પ્રવૃત્તિ કરતો હોય તો યોગી કહેવાય છે કારણ કે યોગ પ્રવૃત્તિ છે સંયમ પાલતો હોય તેથી સાધુ ઘરબાર તે ત્યાગી હોય નિશ્ચય ભોગનો ત્યાગ કરતો હોય તેથી પરિવ્રાજક એમ સર્વે મોક્ષ માર્ગના પર્યાયો હોવાથી એકાર્થી જ છે એમ પૃથ્વીનુ પાલન કરતો હોય તે

પૃથ્વીપતિ મનુષ્યને પાલન કરનો નૃપનિ ન્યાય આપતો હોય તે ન્યાયાધિશ એક વસ્તુના વાચક હોવા છતા પણ ક્રિયાના ભેદ અને કાળ ભેદથી ભિન્નત્વ સમભિરૂઢ નય માને છે જેમ કે

"मृते समभिरूढोऽर्थं भिन्नपर्यायभेदतः।
भिन्नार्थाः कुम्भकुम्भ घटपटादिवत्।

અર્થ —સમભિરૂઢ નય શબ્દોના ભિન્ન પર્યાયો—અર્થોને ઉત્પત્તિથી ભિન્ન પડતા હોય ક્રિયામા ભિન્નતા આવતી હોય કાલથી ભિન્નતા આવતી હોય તે અર્થને જુદા જુદા પદાર્થ રૂપે માને છે જેમકે આત્મા સસારનો સકલ્પમા હોય ત્યારે સસારી છે જ સયમ યોગી કર્મનો ક્ષય કરવા ક્ષપક શ્રેણિમાં પ્રવૃત્ત થતા તેમા સફળતા પ્રાપ્ત કરવાનુ નજીક હોય તો મોક્ષમતિ આત્મા કરે છે તેઓ જણાવે છે કે

"यदि पर्यायभेदेऽपि न भेदो वस्तुनो भवेत्।
"भिन्नपर्यायोर्न स्यात् स कुम्भपर्ययोरपि ॥१॥

જો વસ્તુઓનો પર્યાયોના ભેદથી ક્રિયા ભેદથી વસ્તુનો ભેદ ન પડતો હોય તો કુભ અને ઘટ પણ એક પદાર્થ જ કહેવાય માટે ક્રિયા અર્થ ભેદે પર્યાય ભેદ વસ્તુ ભિન્ન ભિન્ન સમજવી એમ એવભૂતનય એક પર્યાય—અર્થ રૂપે કહેવાની વસ્તુને તે અર્થ સબધી ક્રિયામા અગે પરિણત હોય ત્યારે તે વસ્તુરૂપે કહેવાય પણ તેની પહેલા કે પછી તે સ્વરૂપે ન કહેવાય જ્યારે આત્મા પૂર્ણ શુદ્ધ થયો છતો સર્વ કર્મનો ક્ષય કરીને મોક્ષમા જાય ત્યારે સિદ્ધ કહેવાય સહજાનદિ

સચ્ચિદાનંદ કહેવાય છે ત્યારે પૂર્ણ વ્યક્તિ ભાવે સર્વ આવરણોના અભાવથી આત્મા સર્વ આત્મગુણને પ્રકાશતો છતો સિદ્ધ શિવ કહેવાય છે તે એવભૂત નયથી પરમાત્મા આત્મા પરમ બ્રહ્મ કહેવાય છે શ્રી હરિભદ્રસૂરીશ્વર જણાવે છે કે

"एकान्त क्षीणसंक्लेशो, निष्ठितार्थस्ततश्च सः
निराबाध सदानंदो मुक्तात्मात्रतिष्ठत ॥ १ ॥

જેમના સર્વ કિલષ્ટ કર્મોનો નિર્મૂલ સર્વથા ક્ષય થયો છે અને ઈષ્ટ એવા પદાર્થો જેમના સાધ્ય થાય છે પદાર્થની પૂર્વ પ્રાપ્તિ થવાથી કૃતકૃત્ય થયેલા નિરાબાધ સદાનંદને ભોગવનો મુક્તાત્મા મોક્ષમા વસે છે તેને યોગ સ્વરૂપના જ્ઞાતા જ્ઞાન યોગીઓ એવભૂત નયથી શુદ્ધ સચ્ચિદાનંદ પરમાત્મા કહે છે ॥ ૧૩૬ ॥

यस्मान्नोद्विजते लोकस्तस्मान्नोद्विजते स्वयम् ।
हर्षशोक विनिर्मुक्त. स च सर्वप्रिय' सदा ॥ १३७ ॥

અર્થ -જેઓથી સર્વ કોઈ લોકોને ઉદ્વેગ થતો નથી પોતે પણ લોકથી ઉદ્વેગ પામતા નથી હર્ષ અને શોકથી સદા મુક્ત રહે છે તે મહાત્મા સદા સર્વને પ્રિય હોય છે ॥૧૩૭॥

વિવેચન -જે મહાત્માઓ સર્વ જીવોનુ કલ્યાણ ઈચ્છતા છતા આત્મા ઇન્દ્રિય શરીર મનથી ભિન્ન હોવાથી શરીરના સુખ દુખને પોતાનુ માનતા નથી સર્વ ઇન્દ્રિયોનો વ્યાપાર વિષયોથી દુર કરીને આત્મસ્વરૂપના વ્યાપારમા જોડયો છે તેથી સર્વ જગતના ભોગ્ય પદાર્થની ઈચ્છાથી વિરામ પામતા હોવાથી

પૂર્ણ શાંત ભાવે આત્મ રમણતામા વિચરતા હોવાથી તેઓથી કોઇ પણ જીવ નાનો કે મોટો હોય ક્ષુદ્ર કે બ્રાહ્મણ હોય શેઠ કે નોકર હોય રાજા કે રંક હોય પણ તે મહાત્માઓથી ભય પામતા નથી ઉદ્વેગને પામતા નથી તેમજ તે લોકથી જીવોથી મહાત્માઓ પણ ઉદ્વેગ કે ભય પામતા નથી કારણ કે અન્ય લોકની પ્રવૃત્તિમા કે વિરૂદ્ધતામા તેઓ દૃષ્ટિ રાખતા ન હોવાથી તેઓ તરફથી ભય કે ઉદ્વેગ પામવાનુ રહેતુ જ નથી કહ્યુ છે કે,

परकीयप्रवृत्तौ ये मूकाधमधिरोपमा ।
स्वगुणार्जनसज्जास्ते परमांज्योतिराप्यते ॥

જે પર પુદ્ગલ અને પર મનુષ્યોની જે જે પ્રવૃત્તિઓ થતી હોય તેમા ઇન્દ્રિયોની પ્રવૃત્તિ ન જોડતા હોવાથી કે બોલતા ન હોવાથી મુગા આધળા કે બહેરાની જેમ રહેતા હોય અને આત્મ સ્વરૂપની એક પ્રવૃત્તિમા પાચે ઇન્દ્રિયોનો વ્યાપાર સમજણ પૂર્વક કરતા હોય તે પરમ જ્યોતિ રૂપ આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરે છે તેમને ઉદ્વેગ કે હર્ષ અન્ય લોકની પ્રવૃત્તિથી થતો જ નથી તેથી તે મહાત્માઓ સર્વ જગતને પ્રિય થાય છે કારણ કે સસાર દુઃખથી ઉદ્વેગ પામેલાઓને મહાત્માઓની પાસે આવીને તેમના ઉપદેશથી કાઇક રાહત શાંતિનો અનુભવ કરે છે ઉદ્વેગને દુર કરી શકે છે તેથી સર્વને તેઓ અતિ પ્રિય જ થાય છે ॥૧૩૭॥

અંતરનો ત્યાગ તે પણ તપ સ્વરૂપ જ છે તે જણાવે છે

काम्यभोग्यस्य सन्यास, मानसिक तप. स्मृत' ॥
सर्व कार्येच्छासन् त्यागी, सर्वोत्तमो महान्भवेत् ॥ १३८ ॥

અર્થ :—ઈચ્છિત ભોગ્ય ભોગનો ત્યાગ તેમ માનસિક તપ સમજવો તેમજ સર્વ કાર્ય કરતા છતા પણ તેના ફલની ઇચ્છાનો જે ત્યાગ થાય તે મહાન સર્વોત્તમ તપ સમજવો ॥૧૩૭॥

વિવેચન —સામાન્યતાએ અલ્પ પુન્યવત લોકો જીવો ખાવાનુ કે પીવાનુ ન મળે તો ઇચ્છા વિના પણ ભૂખ તૃષા ઓઢવાનુ ન મળે તો શિયાલાની શીત ઉહાળામા તાપ શોષ તૃશ્રા રોગનો પીડા વિગેરે વિગેરે ઇચ્છા વિના પણ સહન કરે છે તેઓથી જે બલવાન હોય તેઓ તરફથી થતી તાડના ઘાતો લાતો પણ અશુભ કર્મયોગે સહન કરે છે પણ તેથી શુદ્ધ તપ થઇ શકતો નથી કારણ કે મનમાથી ઇચ્છા સમાઇ નથી તેથી તે તપ કહી શકાતો નથી જ, સાચો તપ તો ઇચ્છાનો નિરોધ કરવો એટલે જે જે વસ્તુઓ પાચ ઇન્દ્રિયો વડે ભોગવાય છે તે આ ભોજન વિલેપન વસ્ત્ર સુગધ સગીત નૃત્ય વિગેરે દૃસ્ય ભોગ્ય વસ્તુઓની ભોગવા વાની કામના પ્રાય સર્વ સસારી જીવોમા હોય છે કહ્યુ છે કે

सुवन्नरूपस्स य पव्वया भवे, सिया हु केलास सामा सख या ॥
नरस्स विलुद्धस्स न हुन्ति किंचि इच्छा हु आगास समा अणन्तया ॥ १ ॥

चारमनन्तमुत्ता वन्ता चत्ता य घीर पुरुसेहि,
ते भोगा पुण इच्छइ भोत्तु तिण्हा उलो जीवो ॥ ७ ॥

અર્થના લોભીને સોના રૂપા અને જવાહીરના કૈલાસ પર્વત સમાન અસખ્ય ઢગલા પ્રાપ્ત થાય તો પણ લોભીયા મનુષ્યને ઈચ્છાની તૃપ્તિ નથી જ થતી કારણ કે ઈચ્છા સરા વલાની ઉત્પતિ સમાન વધતી સર્વ લોકાલોકના પ્રમાણુ સુધી પણ સમાપ્તિ પામતી નથી વિષય ભોગો અન ત ભવમા અન નિ વખત ભોગવ્યા પુન પામ્યા છતા પાછા ભોગવવાની ઈચ્છા નિત્ય જ કરે છે આમ ભોગ તૃષ્ણાકુળ જીવ તૃપ્તિ નથી જ પામતો આવા ભોગોનો ત્યાગ કરનારા ભોગ ધીર પુરુષો જ ધન્ય વાદને પાત્ર છે જો કે જીવોને ઇચ્છા ન હોય તોય કર્મના અશુભ વિપાકોના ઉદયથી ખાવાપીવા ઓઢવા પાથરવા અને ભોગો ભોગવવાની ઈચ્છા હોવા છતા ભુખ તૃષા સહવી પડે છે તે તપ સ્વરૂપતા પામતી નથી પણ જેને અનેક ભોગ્ય ભોગો વૈભવો સ્વાધિન છતા મન વચન કાયાથી ભોગની ઇચ્છાનો જે રોધ કરે છે તેને ત્યાગ સન્યાસ કહેવાય છે તેજ વસ્તુત તપ છે કહ્યુ છે કે

'सतेत्ति कोत्ति उज्झई, असत त्ति अहिलसई,
मोह चयइत्ति ट्टुणजवेण जह जतु' ॥ १ ॥

કેટલાકો પૂર્વ પુણ્ય યોગે પ્રાપ્ત થયેલા ભોગોનો ત્યાગ કરવા ઇચ્છે છે અને ત્યાગે છે ત્યારે કેટલાક અપુણ્ય વતો ભોગ્યની અપ્રાપ્તિ છતાં તેની અભિલાષા કરે છે

ત્યારે કેટલાક પ્રભવની પેઠે જમ્બુકુમારની ભોગ ત્યાગ વૃત્તિ જોઈને ભોગનો ત્યાગ કરે છે એટલે તે જ વસ્તુત તપ છે દશ વૈકાલિક સૂત્રમાં જણાવ્યુ છે કે,

जेय कन्ते पिये भोये लध्ये वि पिट्ठि कुव्वइ ।
साहिणे चयइ भोये सेहु चाइत्ति वुच्चइ ।

પ્રિય સુંદર ભોગો જેની પાસે હયાત હોવા છતાં તેની સામુ ભોગ્ય દૃષ્ટિથી જોતા નથી તેજ વસ્તુત સત્ય ત્યાગી છે તે ભોગો અને કામ્ય અન્ય પણ ઈચ્છાઓ આ ભવમા અમુક લાભ થાય વા પરભવે ઈન્દ્ર ચક્રિત્વ આદિની કામના પૂર્વક ભારે તપ કરાય શરીર શોષવીને અણુસણ કરાય તો તે તપાચાર પાર્માથિક તપ નથી જ ભોગ્ય અને કામ્ય ભાવનાનો મન વચન કાયાથી સ પૂર્ણ ત્યાગ કરી ઈચ્છાનો રોધ કરાય છે તેજ વસ્તુત મહાન શ્રેષ્ઠ તપ સમજવો આમ ધર્મના કાર્યો સદ્ ક્રિયા અનુષ્ઠાનો ઉજમણા સાધર્મિક વાત્સલ્ય વિગેરે પુદ્‌ગલ ભોગ યશોવાદની લાલચના ત્યાગ પૂર્વક કરાય ધર્મના કારણે શરીરનો ત્યાગ કરાય પણ જો મનમા પુદ્‌ગલ કામના ભોગ ઈચ્છાનો અશજ ન જ હોય તો તે તપ સર્વથી ઉત્કૃષ્ટ સુદર મોક્ષાનદનો લાભ આપ નાર આત્મ સ્વરૂપનો દર્શક થાય જ છે કહ્યુ છે કે,

निरणुहाण मय मोह, रहिय सुद्ध तत्त सजुत्तं
असम्भ भावणा चेय कम्मसुयहेउ ॥ १ ॥

જે તપ ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમ માસખમણ આદિ કરતા છતા તેના પુદ્‌ગલ ભોગમય આ ભવ કે પરભવે ફલ થાય

એવી ભાવનાથી અનુષ્ઠાન કરાય નિદાન કરાય નહિ એટલે કામ્ય ભોગ્ય વિષયોની ઇચ્છા વિનાનો જે તપ કરાય તેમજ શુદ્ધ તત્ત્વ આત્મ સ્વરૂપ પર સ્વરૂપનો વિભેદ કરાય અસદ્ ભાવનો ત્યાગ કરાય તેવુ જે તપ કર્મ આત્માના આનદ માટે થાય છે તેથી તેવો તપ મહાન શ્રેષ્ઠ તપ જણાવો ॥૧૨૮॥

आत्मधर्मस्य सद्रागाद्, बाह्यराग प्रलीयते ।
आत्मसाम्यसमालम्बात्, सुरागो पि विहन्यते ॥ १३० ॥

અર્થ —આત્મ ધર્મના રાગથી બાહ્ય રાગ નાશ પામે છે આત્મસ્વરૂપનુ સામ્યત્વ ભાવે આલબન કરતા મહાન રાગ પણ નષ્ટ થાય જ છે ॥ ૧૨૫ ॥

આત્માના જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપ જે ગુણનો રાગ કે જેને ગુણાનુરાગ કહેવાય છે આ રાગ જે આત્મામા હોય તે આત્મા પુદ્ગલ ભોગનો અશુચિમય સ્ત્રી કુટુબ ભોગ્ય ભોગોનો રાગ સારો રીતે સામર્થ્ય પૂર્વક ત્યાગી શકે છે કહ્યુ છે કે

"आया सभाव नाणी मोइ रमइ वत्थु धम्ममि ॥
सो उत्तमो महप्पा, अवरे भव सुयरा जीवा ॥

આત્મા નિજ સ્વભાવથી સહજ સ્વરૂપનો અવશ્ય જ્ઞાની છે જ તેમજ તેના ગુણ પર્યાયોનો જ નિશ્ચયથી ભોગી છે તેમજ તેમાં જ રમણ કરનારો છે તેથી આ સ્વભાવ હાલ આપણા માટે સત્તાગત છે કર્મથી અવરાયો છે તેથી તે આત્મગુણ સ્વભાવ

ઉપર પ્રેમ રાગ શુદ્ધતા પ્રાપ્ત કરવાની આવશ્યક્તા હોય છે જ કારણ કે તે જ આત્માનો વસ્તુત ધર્મ છે આ વસ્તુનો જે સ્વીકાર નથી કરતા તે ભવ-સસારમા વિષયરૂપ અશુચિતા ભોગી ભવમા ભ્રમણ કરનારા ભુડા છે તેમ સમજાવુ આવો આત્મરૂપનો જે રાગ પ્રેમ કે રૂચિ તે પુદ્ગલ ભોગની વૃત્તિનો જે રાગ છે તેનો નાશ કરે છે કહ્યુ છે કે

परसंगेण बन्धो मुक्खो परभावचायणे होइ ॥
सव्वदोसाण मूल परभावाणुभवपरिणामो ॥ १ ॥

પર પુદ્ગલનો સગ રાગ કરવો તે સસારનુ મૂળ કારણ છે તેથી તેવા રાગનો ત્યાગ કરવો તે જ મોક્ષપ્રાપ્તિનુ ઉપાદાન કારણ છે કારણ કે સર્વ દોષો અઢારે પાપનુ કારણ એક પરભાવમા રમણતાનો અનુભવ છે તેનુ પરિણામ છે તેથી આત્માને સામ્યભાવ સમતાનુ આલબન કરવુ એટલે અનુકુળ કે પ્રતિકુળ સર્વે પરભાવમય જે પદાર્થો છે તે રૂપ માધ્યસ્થ્ય ધરવુ તેથી સારો પણ રાગ નષ્ટ થઇ જશે શ્રી મહામુનિવર વાચકવર દેવચદજી જણાવે છે કે

**"પ્રિતીઅનતી પરથકી જે તોડે હોતે જોડે એહ કે પરમ પુરૂષથી રાગતા એકત્વતા હો દાખી ગુણ ગેહ ઋષભ જિણદ શુ પ્રીતડી.**

**પ્રભુજીને આવલબતા નિજ પ્રભુતા હો પ્રગટે ગુણ રાશ કે**

દેવચદ્રની સેવના આપે હો અવિચલ સુખવાસ કે ઋષભ જિણદસુ પ્રીતડી

જે આત્મા મોક્ષ તરફ ગમન કરતો આત્મ સ્વરૂપનો રાગી થયો છતો સર્વ પુદ્ગલ ભોગનો ત્યાગ કરે છે અને ચારિત્ર અનુષ્ઠાનસહ તપ કરતા સર્વ ઘાતી કર્મનો ઘાત નાશ થતા સર્વ શુભ કે અશુભ મોહ અને કર્મોનો નાશ કરે છે અને આત્માની સામ્ય દશા પ્રાપ્ત થતા શુભરાગ પણ નષ્ટ થાય છે ૧૩૯

सम्यक्त्वादि गुणस्थान, प्राप्योर्ध्वं गच्छन्ति ध्रुवम् ।
गुणस्थाने गुणप्राप्तिः, शुद्धिरन्तरेऽधिका ॥१४०॥

અર્થ –સમ્યકત્વ આદિગુણ સ્થાનકોને પામીને નિશ્ચયથી આત્મા ઉચ્ચ કોટિમા ગમન કરે છે કારણ કે જે જે ગુણસ્થાનકમાં જાય ત્યા ત્યા આત્મ સ્વરૂપની અધિક શુદ્ધતાથી તેવા તેવા ગુણો પ્રગટ કરે છે ॥ ૧૪૦ ॥

આત્મા અનાદિકાળથી સસારમાં ભટકાતો જ્યારે સજ્ઞી પચેન્દ્રિય મનુષ્યત્વાદિપણુ પામે છે ત્યારે અનુકુલ સામગ્રીની પ્રાપ્તિ થતા જો ભવ્ય હોય તો યથાપ્રવૃત્તિરૂપ કરણ અપૂર્વકરણ વિગેરે કરીને સમક્તિ પામે છે પછી આત્મા ઉર્ધ્વગતિ પામે છે શાસ્ત્રો જણાવે છે કે

श्रमणो वर्ष पर्याया, त्प्राप्ते परमशुक्लतां ॥
सर्वार्थ सिद्धदेवेभ्योऽप्यधिका ज्योति समुल्लसेत् ॥

શ્રમણપણામા અપ્રમત્ત ચારિત્રમા વર્તતા એક વર્ષ માત્ર પર્યાયવડે પરમ શુદ્ધતાને પ્રાપ્ત થયેલા શ્રમણો અપૂર્વ શ્રેણ ચઢતી પરિણતિવડે શુકલ લેશ્યાની શુદ્ધતાથી સર્વાર્થસિદ્ધના દેવો કરતા પણ અત્યન્ત આત્માની જ્યોતિ પ્રકાશ પામે

છે તેવી રીતે ગુણશ્રેણિમા ચઢતા આત્મશુદ્ધના વધતા પરમ શુદ્ધોની પ્રાપ્તિ થાય છે કર્મમલ વિનાશ પામે છે આત્મ શુકલ ધ્યાનથી સર્વ મોહદલનો ક્ષય કરીને યથાખ્યાત ચારિત્રને પામીને જ્ઞાનદર્શનોના આવરણનો ક્ષય કરીને આત્મા અપૂર્વ વીર્યોલ્લાસથી કેવલ જ્ઞાનદર્શન અને સર્વ લબ્ધિ સપન્ન થાય છે સ્વસ્વરૂપ પરસ્વરૂપના પૂર્ણ જ્ઞાતા થાયછે ॥ ૧૪૦ ॥

शुद्धव्यवहार मालम्ब्य,शुद्धात्मा भवति स्फुटम् ।
सर्वज्ञ सर्वदृष्टा च, सर्वं जानाति पश्यति ॥१४१ ॥

અર્થ:—શુદ્ધ વ્યવહારના આલબનથી આત્મ સ્વરૂપ પ્રગટ ભાવે શુદ્ધ થાય છે અને સર્વજ્ઞ સર્વદર્શી થઇને સર્વ જગતના પદાર્થોને જાણનાર અને દેખનારા થાય છે ।૧૪૧।

વિવેચન —શુદ્ધ વ્યવહાર એટલે સર્વ દ્રવ્યથી કરાતી બાહ્ય ક્રિયાઓ પ્રભુપૂજા સાધર્મિક ભક્તિ દેવગુરુની સ્તવના પૂજા ભક્તિ મહોત્સવ દેશવિરતિ ચારિત્ર શ્રાવકના બારવ્રતોની શુદ્ધિ સાધુની પાચ મહાવ્રત પાલન સર્વ જીવરક્ષા સત્ય વક્તૃત્વ અચૌર્ય બ્રહ્મચર્ય પરિગ્રહ ત્યાગ જ્ઞાનાદિ પચ સમિતિ ત્રણ ગુપ્તિ નવીન જ્ઞાનાભ્યાસ ઉત્તમ ભાવમય ધ્યાન શાસન પ્રભાવના સત્ય ધર્મનો ઉપદેશ વિગેરે શુદ્ધ વ્યવહારથી મન વચન કાયાની શુદ્ધતા થતા અપ્રમત્ત ચારિત્ર યોગી થાય છે એટલે અન્ય ભવ્યાત્માઓને મોક્ષ ગમનમા મહાન્ જહાજની પેઠે કે આલબન આપનારા બને છે તેમજ આત્મભાવે માન પૂજા ભક્તિથી ન લેપાય તો ગુણ શ્રેણીના

આલંબનથી અપૂર્વ કરણ અનિવૃત્તિ સૂક્ષ્મસંપરાય યથાખ્યાત અયોગી કેવલી અને સિદ્ધત્વને પણ પ્રાપ્ત કરે છે શ્રીમાન્ દેવચંદ્રજી જ્ઞાનમંજરીની ટીકામાં જણાવે છે કે

एवं प्रथम स्थानादिक विशुद्धिं कृत्वा इच्छादिपरिणत
क्रमेण स्वरूपावलम्बनादिं गृहित्वा प्रीत्याद्यनुष्ठानेन
असंगानुष्ठानेन गत
सर्वेगी भूत्वा अयोगी भूय सिद्धो भवति अत क्रमसमा-
राधना श्रेयस्करी

અર્થ —એ પ્રકારે પ્રથમ સ્થાનાદિકની વિશુદ્ધિ કરીને આલંબન નિરાલંબન એવા યોગના ક્રમમા એકાગ્રભાવે પ્રવૃત્તિ કરનારો યોગી ઈચ્છા પ્રીતી પ્રવૃત્તિ પાલનમા સ્થિરતા કરતો જે શુભશ્રેણિમા બાધક હોય તેવી અશુભ પ્રવૃત્તિનો ત્યાગ કરતો અનુક્રમે શુભશ્રેણિમાં ચડતો સર્વ બાહ્ય અભ્યંતર વ્યવહારની શુદ્ધતા કરતો પ્રતિક્રમણ પ્રતિલેખણ સમિતિ ગુપ્તિ જ્ઞાનાદિ આચારોને શુદ્ધ કરતો સાલંબન ધ્યાન વડે પરમાત્મ સ્વરૂપ અને આત્મસ્વરૂપનો વિવેક કરતો અને એકત્વ ધ્યાનમાં સ્થિરતા લાવતો રૂપસ્થ ભાવમય ધર્મ ધ્યાનવડે આત્માને શુદ્ધ સ્વરૂપમાં લાવતો યોગી તેમા સ્થિરતા પામતો સર્વ બાહ્ય પૌદ્ગલિક સંબંધોનો ત્યાગ કરીને અસંગ અનુષ્ઠાનમા નિરાલંબન ધ્યાન વડે આત્મ સ્વરૂપને અનુભવતો ક્ષપક શ્રેણિથી યથાખ્યાત પરમ શુદ્ધ શ્રેષ્ઠ ચારિત્ર યોગમાં પ્રવેશીને મહા મોહનો વિનાશ કરે છે અને કેવલજ્ઞાન દર્શનને પામીને સર્વજ્ઞ સર્વદર્શી થઈને જગતના સર્વ રૂપી અરૂપી પદાર્થોના દ્રવ્યત્વ

ગુણત્વ પર્યાયત્વની અનંતતાને પ્રત્યક્ષ જાણે છે દેખે છે તેમજ ભવ્યાત્માઓને ઉપદેશ કરી તેમને મોક્ષના માર્ગના ગતાગમન કરનારા બનાવે છે ॥ ૧૪૧ ॥

भवद्भूत भविष्यच्च, उत्पति व्ययध्रौव्यकम् ॥
ज्ञेयाकार जगद्यत्र, तस्मै सिद्धात्मने नम ॥१४२॥

અર્થ —જેમને જગતના સર્વ પદાર્થોમા ભૂતકાલ વર્તમાનકાલ અને ભવિષ્યમા ઉપજતા નાશ પામતા ધ્રુવતા ધરનારા પદાર્થો જેમના જ્ઞાનમા જ્ઞેયાકારરૂપે વર્તે છે તે સિદ્ધ પરમાત્માને વારવાર નમસ્કાર થાસ ॥ ૧૪૨ ॥

વિવેચન —જે પરમાત્મા સર્વજ્ઞ સર્વદર્શી થઈને જગતને મોક્ષ માર્ગમા ગમન કરનારા સંત મહાત્મા યોગી બનાવે છે તેવા અરિહંતો સામાન્ય કેવલીઓ અને સર્વ કર્મનો સમૂળ ક્ષય કરીને સિદ્ધાત્મા બન્યા છે તેવા સિદ્ધ ભગવંતોને મન વચન કાયાની શુદ્ધતા પૂર્વક સદા નમસ્કાર કરૂ છુ જગતના સર્વ અરૂપી ચેતન અચેતનમય ભાવરૂપ પદાર્થો કે જે સમયે નવા નવા આકારોને પર્યાયરૂપે કરે છે અને પૂર્વના આકારનો વિનાશ કરે છે તેમજ દ્રવ્યત્વરૂપે કાયમ રહેલા છે તેવા સર્વ પદાર્થોના દ્રવ્યક્ષેત્ર કાલભાવ નામ સ્થાપના વિગેરે પરિણામોનો પોતામા રહેલા શાશ્વત કેવળજ્ઞાનમા જ્ઞેયાકારે જાણે દેખે છે તે સિદ્ધ પરમાત્માને સદા નમસ્કાર થાવ શ્રી હેમચંદ્રાચાર્યપ્રભુ યોગશાસ્ત્રમા જણાવે છે કે

समाप्य केवलज्ञानदर्शने दुर्लभे योगी
जानाति पश्यति तथा लोकालोक यथास्थ ॥ १ ॥

सादिकमनन्तमनुपममव्याबाध स्वभावज सौख्यम्
प्राप्त स केवलज्ञानदर्शनो मोदते मुक्त ॥ २ ॥

અર્થ -અન્ય સામાન્ય યોગીઓને જે પ્રાપ્ત થવુ દુર્લભ છે તેવુ કેવલ જ્ઞાનદર્શન મહાન ઉત્કૃષ્ટ અધ્યાત્મ યોગીઓ ઘાતિકર્મનો વિનાશ કરીને કેવલ જ્ઞાનદર્શન કે જે અનત અવ્યાબાધ અનોપમ છે તેને પ્રાપ્ત કરીને જગતના અનત દ્રવ્ય ગુણ પર્યાયમય ભાવોને ભૂત ભાવી વર્તમાન તેમજ આપણા મનમાં ઉત્પન્ન થતા, નષ્ટ થાય એવા સર્વ અનત ભાવોને જાણે દેખે છે એમ યથાર્થ રૂપે સર્વ લોક અને અલોકની સર્વ વસ્તુ તેના જે સ્વભાવો પર્યાયો છે તેને જાણે દેખે છે સર્વ પૂજ્ય પ્રભુના જ્ઞાનમા જ્ઞેયાકારે અવસ્થિત રહે છે અને શરીર સબધી કર્મનો સર્વથા ક્ષય થતા તે કેવલી ભગવત મોક્ષમા આદિ સહિત અનતકાલ અને જગતમા પદાર્થોથી અનોપમ અને સર્વથા બાધા પીડા રહિત સહજ સ્વભાવમય જે સુખ છે તેનો નિત્ય અનુભવ કરે છે તેવા પરમાત્માઓ અરિહતો કેવલીઓ અને સિદ્ધોને મારો સદા સર્વદા નિત્ય મન વચન કાયાના યોગોની શુદ્ધ એકાગ્રતા પૂર્વક નમસ્કાર થાવ ॥૧૪૨॥ આત્મસ્વરૂપને જે પ્રાપ્ત થયા હોય તેમનામા નામ રૂપનો ભેદાભાવ છે

ब्रह्मा विष्णु महेशाश्च, देवा यत्र प्रतिष्ठिता
रत्नत्रयी स्वरूपेण, तस्मै शुद्धात्मने नम. ॥ १४३ ॥

અર્થ —જ્યા બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવો પ્રતિષ્ઠિત થયા છે તેવા રત્નત્રયી રૂપ જે પરમાત્મ સ્વરૂપ છે તેવા

શુદ્ધ સ્વરૂપમય આત્માને નિત્ય નમસ્કાર થાવ ॥ ૧૪૩ ॥

**વિવેચન** —જે આત્મા સર્વદા યોગનો અભ્યાસ કરતા આત્મસ્વરૂપને શુદ્ધ શુદ્ધતમ શુદ્ધતર કરીને તામસ રાજસ સત્વમય જે પુદ્ગલિક પ્રકૃતિઓ રૂપ મોહનીય કર્મનો ક્ષય કરીને પોતાનુ પરમ શુદ્ધ આત્મસ્વરૂપ ઉપજાવ્યુ છે તેજ બ્રહ્મા છે વિષ્ણુ છે અને મહેશ્વર છે શિવ છે શકર છે કારણ કે શ્રી હેમચદ્ર ભગવાન જણાવે છે કે:

" भवबीजाङ्कुर जनना, रागाद्याक्षयमुपागता यस्य,
ब्रह्मा वा विष्णुर्वा हरो, जिनो वा नमस्तस्मै ॥ १ ॥

જેમના સ સારના કલેશમય જન્મ મરણુના ઉપાદાન કારણુ રૂપ મોહનિય આદિ કર્મના બીજો ક્ષય થયા છે તેથી કરીને ભવપરપરા રૂપ સ સારનો ક્ષય કરવાથી મહાદેવ થયા છે આત્મ સ્વરૂપનો પ્રાગટ્ય ભાવ કરવાથી બ્રહ્મા બન્યા છે રાગદ્વેષમય આત્મ શત્રુનો સમૂલ વિનાશ કરવાથી જિન થયા છે તેવા નામથી બ્રહ્મા હોય વિષ્ણુ હોય મહાદેવ હોય મહેશ્વર હોય તેવા પરમાત્મા કે જેમને રત્નત્રયી-પરમ શુદ્ધ કેવલ જ્ઞાનદર્શન યથાખ્યાત શુદ્ધ ચારિત્રરૂપ રત્નત્રયીમય છે તેમને મારો નિત્ય ત્રિકરણુ શુદ્ધતા પૂર્વક નમસ્કાર થાવ શ્રી માન તુગ સૂરીશ્વર ભકતામર સ્તોત્રમા જણાવે છે કે

त्वामव्यय विभुमचिन्त्यमसङ्ख्यमाद्य ब्रह्माणमीश्वर मनन्त मनङ्गकेतुम्, योगीश्वर विदितयोगमनेकमेकं, ज्ञानस्वरुपममल मवदन्ति सन्त ॥ १ ॥ बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धि-

बोधात्, त्वं शङ्करो सि भुवनत्रयशङ्करत्वात् । धातासि धीर! शिवमार्गविधेर्विधानात् । व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥ २ ॥

( ભક્તામર સ્તોત્ર " )

હે ભગવાન્ તમે ત્રણેય કાળમાં પોતાના સ્વરૂપથી ચ્યવન ન થતા હોવાથી અવ્યય કહેવાઓ છે, જ્ઞાન સ્વરૂપથી ત્રણ જગતમાં વ્યાપક હોવાથી વિભુ કહેવાઓ છે હે ભગવાન તમારૂ મહાત્મ્ય મન ઇન્દ્રિયોથી ચિંતવી શકાય તેમ નથી તમે સર્વથા મોહ માયાના સંગથી અસંગ છો સંગ ચીરે રિત છો જે બીજા સત્સંગી છે તેમાં હે પ્રભુ તમે પ્રથમ નંબરમાં આવો છો, તમે બ્રહ્મા છો કારણ કે ત્રણ જગતને તમે સમ્યગ્ દ્દષ્ટિવંત બનાવો છો તેમ ઇશ્વર છો કારણ કે સંસારને તથા તેના બીજને તમે ત્રીજા જ્ઞાનરૂપ લોચ નથી બાળી નાખ્યા છે તમે અનંત છો કારણ કે શિવ સ્વરૂપથી કદાપિ વિનાશ પામવાના નથી જ અનંગહેતુ તમે છો. કારણ કે કર્મ હોય ત્યાં સુધી જ અંગ શરીર હોય છે તેના અભાવથી અનંગતાનું નિરાકાર સ્વરૂપ ચિન્હ વા હેતુ તમે ધારણ કર્યું છે સર્વ યોગીઓને ધ્યેયરૂપ હોવાથી તમો યોગીઓના ઈશ્વર રૂપ છો વળી સર્વ યોગરૂપ મોક્ષ માર્ગને જાણનારાને જણાવનારા છો તમે વ્યક્તિરૂપે અનંત છો અને સમષ્ટીરૂપે સમાન ધર્મી હોવાથી એક રૂપે છો તેમજ તમે નિર્મળ કેવલ જ્ઞાનને પામીને સર્વ સંતોને તેનું આત્મ સ્વરૂપ પર સ્વરૂપનું પ્રતિપાદન કરીને આત્મ સ્વરૂપનો વિવેક કરાવો છો, તમે હે ભગવાન બુદ્ધ છો, કારણ કે વિબુદ્ધો પંડિતો અને

દેવોથી સદા પૂજાઓ છે કેવલજ્ઞાનથી સર્વને સત્ય બોધનુ દાન કરો છો કારણ કે આખી દુનિયાને સુખી કરનારા છો હે ધીર પુરુષ ધાતા તમેજ બ્રહ્મા છો કારણ કે મોક્ષમાર્ગનો પ્રવાહ ઉપજાવો છો, વ્યક્તરૂપે તમે સર્વ પુરુષોમાં પુરુષોત્તમ છો કારણ કે તમોએ સર્વ ચાર પ્રકારના પુરૂષાર્થોને સાધીને તેના ફ્લનો જગતને યથાર્થ અનુભવ વ્યક્ત કરીને પ્રગટ કરી આપ્યો છે તમે રત્નત્રયીના સ્વરૂપને પ્રગટ કરીને આત્માને પૂર્ણ સહજાનંદિ સિદ્ધ સ્વરૂપ સચ્ચિદાનંદ બનાવ્યો છે તેથી વારવાર તમારા તે સ્વરૂપને અમે ત્રણ કરણ ત્રણ યોગવડે સદા નમસ્કાર કરીએ છીએ ધ્યાન કરીએ છીએ ॥૧૪૩॥

अद्वैतानां परं ब्रह्म, द्वैतानां द्वैत भावना ।
साङ्ख्यानां पुरुषो यत्र, सम्यक्ख्यातव्यमपेक्षया ॥१४४॥

અર્થ –અદ્વૈતોને પરમ બ્રહ્મ ઇષ્ટ છે દ્વૈતવાદિઓ પરમ બ્રહ્મ અપર બ્રહ્મની ભાવના કરે છે સાંખ્યવાદિ પુરૂષને ઇષ્ટ કહે છે તો પણ નયોની સર્વ અપેક્ષાએ કાઇક અંશે સમ્યગ્ ભાવને પામે છે ॥ ૧૪૪ ॥

વિવેચઃ અદ્વૈતવાદમા આત્મસ્વરૂપ પરમ બ્રહ્મ શુદ્ધતત્ત્વ રૂપ પ્રેમનાથ છે " ब्रह्म सद् जगत् मिथ्या ' " यदद्वैत तद् ब्रह्मणो रूपम्" બ્રહ્મ એકજ સત્ય સદ્ છે તેથી અન્ય જે દેખાય છે તે જગત માયા રૂપનો પ્રપચ મિથ્યાજ છે એમ જે માને છે સગ્રહ નયની તિર્યગ્ સામાન્ય નયની અપેક્ષાએ ઘટે છે અને અને દ્વૈતવાદિઓ પરમ બ્રહ્મ અપર બ્રહ્મ એમ બે વિભાગમા તત્ત્વને પહેચી નાખે છે એક ' द्वे ब्रह्मणि वेदितव्ये एक

પરમ મહા દ્વિતીય મપર બ્રહ્મ' એક પરમ બ્રહ્મ અને અપર બ્રહ્મ એ બે બ્રહ્મ છે તેમાં જે નિત્ય અવિનાશી અવિચલિત સ્વરૂપવત પરમ બ્રહ્મ છે અને નવા નવા શરીરને ગ્રહણ કરીને કર્મથી સસારમાં ભ્રમણ કરનારા જીવાત્માઓ અપર બ્રહ્મ છે તેઓ પરમ બ્રહ્મની ઉપાસના કરતાં પરમ બ્રહ્મ થાય છે અને કર્મરૂપ પ્રપચો નાશ પામે છે તેઓ કૃષ્ણ રામચદ્રને વિષ્ણુ સ્વરૂપે પૂજે છે તેમજ જગત્ કર્તૃત્વરૂપ કોઈ કૃષ્ણને કોઈ મહેશ્વરને અને કોઈ બ્રહ્માને માને છે તેની પૂજા ભક્તિ કરે છે તે નૈગમ નય પ્રમાણે એક અંશે અપેક્ષાએ સત્યતા પામે છે સાંખ્યમત પુરૂષ અને પ્રકૃતિ એ બન્નેનુ પ્રતિપાદન કરે છે પુરૂષ તે ઈશ્વર પ્રકૃતિરૂપ માયા બેના સયોગથી જગતનો પ્રપચ રચાયો છે તેમ માને છે વસ્તુત પુરૂષ અને પ્રકૃતિનો કચન અને માટીની જેમ પરસ્પર અનાદિ સબધ છે સમ્યગ્ જ્ઞાન થતા એ સબધ ક્ષય કરવા આત્મા પ્રવૃત્તિ કરે છે અને તે યોગ્ય કાલે છુટી પડે છે આત્મા પુરૂષ પરમ શુદ્ધ બ્રહ્મ થાય છે તે પણ અપેક્ષાથી સગ્રહનયની સત્તાએ સત્ય કરે છે, છદયોપનિષદ જણાવે છે કે –

"नहि वै सशरीरस्य प्रियाऽप्रिययोरूपहतिरस्ति,
अशरीर वा वसत प्रियाप्रिये न स्पृशत" ॥१॥

જેમને શરીરમાં વસવાનુ હોવાથી તેમા થતી મારા પણાની બુદ્ધિથી પ્રિય અને અપ્રિયતાવડે આત્મ શાંતિનો ઘાત થાય છે. પણ જેઓ શરીરને પોતાનુ માનતા નથી તે ઉપરનો મોહ ત્યાગ કરેલો છે તેમજ શરીરનો સયોગ

સર્વ સર્વજ્ઞ ભગવતોને કેવળ જ્ઞાનથી જ્ઞેય રૂપે છે અને શ્રુત કેવલીઓને શાસ્ત્રવડે જ્ઞેય રૂપે રહે છે મતિજ્ઞાની અવધિજ્ઞાની મનપર્યવ જ્ઞાનીને સખ્યાતા અસખ્યાતા રૂપ દ્રવ્યોની જ્ઞેયતા વર્તે છે આવુ આત્માનુ જ્ઞેયાકાર સ્વરૂપ જૈનસ્યાદ્વાદ–અનેકાતવાદના પ્રરૂપકો જણાવે છે '

स्वद्रव्य क्षेत्रकालभावै. व्याप्यव्यापकादि सम्बधि स्थिताना स्वपरिणामात् परिणामा तरागतहेतुः वस्तुत. सद्रुपता परिणतिः अस्तित्वस्वभाव ॥

પોતાનુ દ્રવ્યત્વ ક્ષેત્રત્વ કાલત્વ ભાવત્વ વ્યાપક વ્યાપ્યત્વ આદિ સબધી રહેલા પોતાના પૂર્વ પરિણામથી બીજા કાળના પરિણામમા પરિણમન થવા રૂપ જે કાર્ય તેના હેતુ રૂપ વસ્તુની સ્વસદ્ રૂપમય જે પરિણતિ તેજ અસ્તિસ્વભાવ અને જે અન્ય દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવમય વસ્તુમા પરિણતિનો જે અભાવ તે નાસ્તિતા એમ સાતે ભગોનુ સમજવુ તે સર્વે આત્માના ધર્મોમા અપેક્ષાથી હોય છે તેમ જે માન્યતા છે તે સ્યાદવાદ સમજવો ભગવાન યશોવિજયવાચકવર્ગ કહે છે કે –

नाप्रमाण प्रमाण वा सर्वमप्यविशेषितम् ।
विशेषित प्रमाण स्यादिति सर्वनयज्ञता ॥ ९ ॥

સર્વ વચનનો ઉપદેશ સામાન્યતાથી અવિશેષ રૂપ હોય તો પ્રમાણ કે અપ્રમાણ કહી શકાતા નથી એકાને પ્રમાણતા નથી આવતી તેથી અન્યોના સિદ્ધાતોમા જે સદ્ વચનો હોય ગ્રાહ્ય થતા હોયનો પણ તેના વિષયોની પૂર્ણ વિશેષ શુદ્ધતા કરવાથી પ્રમાણતા લાવવી પડે છે

તેમજ સ્વજૈનસિદ્ધાંતમાં પણ સર્વ ઉપદેશક વચનોમાં ચાર અનુયોગે કરીને શુદ્ધતા પૂર્વક વિશેષિત કરાય છે આમ સર્વ પદાર્થોના અનંત ધર્મો કે જેને અન્ય લોકો પરસ્પર વિરોધિ માને છે પણ તે સર્વે ધર્મો અપેક્ષાથી એકજ પદાર્થોમાં સદા વિદ્યમાન રહે છે જ તે સર્વ જ્ઞાનીઓને અવશ્ય જ્ઞેય– જાણવા યોગ્ય છે જ એ જ્ઞેયોના સમ્યગ્ જ્ઞાનથી આત્મા સ્વ સ્વરૂપનો અનુભવી જ્ઞાની થાય છે અને મોક્ષમાર્ગમાં ગતા ગમન કરનાર થાય છે ॥ ૧૪૫ ॥

दर्शनानि जिनाङ्गानि, सर्वाणि हि व्यपेक्षया ।
नद्योऽब्धाविव लीनानि, ज्ञेय स्याद्वाददर्शनम् ॥१४६॥

અર્થ – સર્વ દર્શનનો અપેક્ષાએ પરમાત્મા જીનેશ્વરના દર્શનના અંગો રૂપ બિરાજે છે નદીઓ જ્યાં સુધી સમુદ્રમાં વિલય ન પામે ત્યાં સુધી નદી રૂપે હોય છે અને વિલય થતાં સમુદ્ર બને છે તેમ સર્વ દર્શન સિદ્ધાંતો અપેક્ષાએ સ્યાદ્વાદ સિદ્ધાંતના અંગો રૂપે સમજવા ॥૧૪૬॥

વિવેચન —સર્વ દર્શનો નૈયાયિક વૈશેષિક સાંખ્ય યોગ મિમાંસક, બૌદ્ધ, નાસ્તિક, વૈદિક વિગેરેના તત્ત્વજ્ઞાનનો મૌલિક ભાવે વિચારીએ તો એક એક અંશે જૈન સિદ્ધાંત તત્ત્વના અંગો થાય છે શ્રી આનંદઘન મહારાજ જણાવે છે કે

षड् दर्शन जिन अंग भणीजे न्यासषड अंग जो साधेरे,
नमि जिनवरना चरण उपासक षडदर्शन आराधेरे, ॥१॥
जिन सुर पादप पाय वखाणु सांख्य योग दोय भेदेरे
आतम सत्ता विवरण करता लहो दुग अंग अखेदेरे ॥२॥

दोय भेद सुगत मिमांसक जिनवर दोय कर भारिरे,
लोकालोक अवलंबन भजीये गुरुगमथी अवधारीरे, ॥३॥
लोकायतिककूख जिनवरनी अंग विचार जो कीजेरे,
तत्त्व विचार सुधारसधारा गुरुगम विना केम पीजेरे ॥४॥

છ દર્શનો છે તે અંશે અંશે પરમાત્માના શાસનના અંગો ભિન્ન ભિન્ન અપેક્ષાથી બની જાય છે તે સર્વ દર્શનો પરમાત્માની આજ્ઞા પ્રમાણે જ્ઞાન ચારિત્રની–ચરણની સેવા કરતા છએ દર્શનની આરાધના થાય છે પરમાત્માનુ શાસન કલ્પવૃક્ષ સમાન છે તેના બે પગ સમાન સાંખ્ય અને યોગ દર્શન છે કારણ કે પગ ક્રિયા કારક છે તેમને પણ મોક્ષમાર્ગ તરફ ગામક આત્મ સ્વરૂપના ગવેષક છે આત્મ સત્તાનુ જે વિવેચન કરનારા છે તેની આરાધના થાય છે તેમ બૌદ્ધ અને મિમાંસક બન્ને દર્શનો હાથરૂપ સમજવા કારણ કે તે ક્રિયા અનુષ્ઠાનને કરનારા છે તેથી લોકાલોકના સર્વ પદાર્થો ગુરૂગમથી જ્ઞાનનો અનુભવ કરવા તેનુ અવલંબન ભારે ઉપકારક થાય છે અને લોકાયત નાસ્તિક દર્શન પણ અપેક્ષાથી જીનવર દર્શનની કુખ છે કારણ કે તે પ્રત્યક્ષાદિ પદાર્થોને માને છે આલોકના સુખને ઇચ્છે છે અને બાહ્ય વ્યવહારની આલંબનતા લે છે અને નીતિ નિયમનો સ્વીકાર કરે છે તેમજ અદ્વત વેદાંતીઓ સાંખ્યો, યોગિકો સંગ્રહનયની જે સામાન્ય ભાવમય સત્તા આત્મ સ્વરૂપની શુદ્ધતા જે મૂળ સ્વરૂપે છે તેનો સ્વીકાર કરે છે અને નૈયાયિક વૈશેષિકદર્શન તથા આત્માને અને ગુણોને સર્વથા જુદા માને છે સામાન્ય અને

વિશેષરૂપ પદાર્થોનો ભેદ કરીને જણાવે છે બૌદ્ધ દર્શન આત્માને ક્ષણે ક્ષણે પલટાતો માનીને ક્ષણિકત્વ વડે વૈરાગ્યને પોષણ આપનારો અપેક્ષાએ થાય છે અને મિમાંસકો ક્રિયા અનુષ્ઠાનથી આલોક પરલોકના સુખની ઇચ્છા રાખે છે તે ઋજુ સૂત્રનયની અપેક્ષાએ અંગરૂપે બને છે વળી નાસ્તિક લોકાયતિક દર્શન પ્રત્યક્ષ વ્યવહારને સ્વીકારતું હોવાથી વ્યવહારનયમાં અંશરૂપ બને છે બીજા પણ દર્શનો તેઓના પેટામા સમાય છે આત્મ તત્ત્વરૂપની ગવેષણા પૂજ્ય ગુરુની ઉપાસના કરતા અધ્યાત્માઓ સમ્યગ્જ્ઞાનાનુભવનું પાન કરીને પરમાત્માના શાસના સર્વ અંગોના આરાધક છે આથી સર્વ અંગોના આરાધક થાય છે આથી સર્વ આત્મસ્વરૂપના દર્શ-નને વાચ્છનારાઓ ભયભેદનો ત્યાગ કરવા પૂર્વક સર્વનય સર્વ ભંગ અપેક્ષાથી પરમાત્મ આત્મસ્વરૂપનો અનુભવ કરવામા ઉપાદાન કારણ થાય છે જેમ સ્વતંત્ર નદીઓ નદીઓ જ ગણાય છે પણ સમુદ્રના મુખ આગળ કાંઇક અંશે સમુદ્ર પણાને પામે છે અને સમુદ્રમા અભેદતા થતા નદીપણુ જુદાપણુ નથી જ રહેતુ તેમ સર્વ દર્શનોનુ સ્વરૂપ સમજીને અપેક્ષાથી સર્વમાં સમાનતા ભાવે રહેતાં આત્મ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે કહ્યુ છે કે

श्रेयः सर्वनयज्ञान, विपुल धर्मवादत,
शुष्कवादविवादाच्चा–परेषां दु ख कारणं ।

સર્વ નયનુ વિપુલ જ્ઞાન હોયતો ધર્મ વિચાર કરવામાં અત્યન્ત આનંદ દાયક થાય છે પરંતુ એકેક નયથી દર્શનનો

પક્ષ પકડીને અન્ય દર્શનોનુ ખડન કરવુ તેની અપેક્ષા સ્વિકારવી તે વાદ વિવાદ કલેશ રૂપ થાય છે સર્વ દર્શનોનો અપેક્ષાએ સમન્વય મુકાબલો કરતાં જૈન સ્યાદ્‌વાદ દર્શનને અખડ દેહરૂપ પૂર્ણ બને છે તે સર્વ દર્શન રૂપ નયનો અનુભવ સાપેક્ષ ભાવે આત્મદર્શનને ઉપકારક થાય છે ॥ ૧૪૬ ॥

सम्यगन्यपेक्षया ज्ञाते, वस्तुनि नैव विद्यते,
मिथ्यावादो ध्रुव यत्र, सम्यक्त्व तत्प्रतिष्ठितम् ॥१४७॥

અર્થ – સર્વ વસ્તુઓને અપેક્ષા વડે સમ્યગ્ ભાવે તેવા જ્ઞાનથી મિથ્યાત્વ વાદ નિશ્ચય નષ્ટ થાય છે અને સત્ય સમગ્ દર્શનની આત્મામાં પૂર્ણ પ્રતિષ્ઠા થાય છે ॥ ૧૪૭ ॥

વિવેચન – સર્વ નય દર્શન મત શાસ્ત્રના સિદ્ધાતની અપેક્ષાથી વિચારાય તો માધ્યસ્થ્યભાવે સર્વ દર્શનના સિદ્ધાતો અશ ત અપેક્ષાએ સમ્યગ્ ભાવે સમજાય છે વસ્તુ અપેક્ષાએ અનેક ધર્મ ધારણ કરતી હોવાથી વસ્તુઓમાં નિત્યત્વ અનિત્યત્વ અનેકત્વ એકત્વ સ્થિરત્વ ચલત્વ ભાવત્વ અભાવત્વ રૂપે અપેક્ષાથી ઘટે છે આવા સ્યાદ્‌વાદ મય સમ્યગ જ્ઞાનથી શુદ્ધ સમ્યક્ત્વ જ્ઞાન દર્શનમય અનેક આત્મ ધર્મથી પ્રતિષ્ઠિત થયેલ છે શ્રી અનુયોગમાં જણાવ્યુ છે કે

सव्वेसिं पि नयाण बहुविहवत्तव्वय णिसामित्ता ।
ज सव्वणयविशुद्ध त चरणगुणट्ठिओ साहू । ॥१॥

અર્થ – સર્વ જુદા જુદા નયોનુ પરસ્પર વક્ત વ્યમય

સિદ્ધાંત સાંભળીને કોઇ પણ ભવ્યાત્માને ગભરાવાની જરૂર નથી જ પણ દરેક નયવાદિઓનુ જે કહેવાપણુ છે તેને જુદી અપેક્ષાથી વિચારવુ જોઇએ અને માધ્યસ્થ્ય ભાવે તેનો ન્યાય તોલવામા આવેતો સર્વ નયોનુ કહેવાનુ અપેક્ષાએ યથાર્થ છે વિશુદ્ધત્વમયવાળુ સમ્યગ્ત્વ ગ્રહણ કરી શકાય છે અને સ્વ સ્વરૂપમય આત્મ ચારિત્રમા સાધુ પુરૂષો સ્થિરતા ને પામે છે, એથી સમ્યગ્ જ્ઞાન દર્શન ચરિત્ર રૂપ આત્મ દષ્ટિ પરમ શુદ્ધ અનુભવાય છે ॥ ૧૪૭ ॥

एकं जानाति तत् सर्वं, जानातीति विनिश्चय,
सर्वं जानाति तद्ध्येकं जानाति स्मृतौ स्मृतः ॥१४८॥

અર્થ –જે એક પદાર્થ જાણે છે તે જગતના સર્વ પદાર્થો પણ નિશ્ચયતાથી અવશ્ય જાણે છે અને જે સર્વ પદાર્થોને જાણે છે તે અવશ્ય એક પદાર્થને પણ જાણે છે એમ શાસ્ત્રોમા જણાવવામા આવેલુ છે તેનો આપણને અનુભવ થાય જ છે ॥ ૧૪૮ ॥

વિવેચન –જગતમા જીવ અજીવ આદિ દ્રવ્યો તેના ચતન્ય આદિ અને જડતા આદિ ગુણો છે તેનો ક્ષણે ક્ષણે ઉત્પાદ વ્યય તથા પરિણામમય પર્યાયો થાય છે તેને જે આત્મા મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મન પર્યવજ્ઞાનવાન એવા જ્ઞાનીઓ જાણે છે તેનાથી જે આત્મયોગી એક પદાથને તેના દ્રવ્યત્વ ગુણત્વ પર્યાયત્વ ( ક્રિયાત્વ )ને યથાર્થ સ્વરૂપે જ્ઞેયભાવે જાણે દેખે

જીવમા ચૈતન્યાદિ, પુદ્ગલમા રૂપ રસાદિ ગુણો સહજભાવ રૂપે સદા વર્તે છે તેમા અનત પર્યાયો પણ અનુક્રમે થયા કરે છે તેથી પૂર્વકાલમા જે સદ્ વિદ્યમાન હતા તે વર્તમાનમાં અસત્ અભાવરૂપે હોય છે વર્તમાનમા જે સત્ હોય તે ભવિષ્યમાં અસદ્ રૂપે થાય છે જે વર્તમાનમા વ્યક્તિ ભાવે હોય તે ભૂતભાવીમા અસત્ થાય છે તેથી એકાંત સદ્ કે અસદ્પણુ કોઇ પણ પદાર્થોમાં સમજાતુ નથી આનો વિશેષ વિશેષાવશ્યક, સ્યાદ્વાદ રત્નાકર, અનેકાંતજયપતાકામાંથી સમજવા યોગ્ય છે ॥ ૧૪૯ ॥

આ સર્વ ઉપનયનુ જે ફળ છે તે પૂજ્ય શ્રી જણાવે છે.

सर्व सिद्धान्तसारोऽय, मुपादेयो विचक्षणै.,
ज्ञानदर्शनचारित्र, रत्नत्रयीमयो विभुः ॥ १५० ॥

અર્થ —સર્વ જગતના સિદ્ધાન્તોનો અભ્યાસ કરીને તેનો પરમાર્થ અપેક્ષાએ વિવેકથી જાણીને સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્ર ગુણોનુ સ્થાન રત્ન ત્રયીથી યુક્ત આત્મા વિભુ છે ॥ ૧૫૦ ॥

વિવેચન —જગતમા અનેક દર્શનશાસ્ત્રો વિજ્ઞાન, શાસ્ત્રો, અર્થ શાસ્ત્રો, નીતિ શાસ્ત્રો, તર્કશાસ્ત્રો વિગેરેનો સારો અભ્યાસ કર્યો હોય તેના રહસ્યોનો પરમાર્થ જાણ્યો હોય તો તેણે અતરમા હેય ઉપાદેય કઈ વસ્તુઓ છે તેનો પૂર્ણ વિવેક કરવો જોઇએ આત્માનો અભ્યુદય કોનાથી થાય

તેનો અવશ્ય વિચાર કરવો જોઈએ તમોને જો બાહ્ય અર્થનો લાભ થતો હોય તો તે અર્થ કેટલોક કાલ લાભ આપનાર છે? તે વિચારશો મહોપાધ્યાય વાચકવર યશોવિજયજી જણાવે છે કે

व्यापार सर्वशास्त्राणां, दिक्प्रदर्शन एव हि,
पारन्तु प्रापयत्येकोऽनुभवो भवत्रारिधे ॥१॥

સર્વ શાસ્ત્રોનો વિદ્યાભ્યાસ કરનારને વિવેક હોય તો તેની બતાવેલી દિશા પારમાર્થિક લાભદાયી છે ક્ષણિક તેનો જો વિચાર થાય તો આત્મા સત્ય પરમાર્થનો લાભ પામે તેથી સર્વ વિચક્ષણોએ વિવેક કરવો જોઈએ યથા चिंतामणि दत्त, बदरी बदरीकहैं ॥ हाहा जहाति सद्‌ धर्मं तथैव जनरंजन ॥ જેમ કોઇ મૂર્ખો માણસ બોરા વીણતો હતો તેવામાં હાથમા બોરાને બદલે ચિંતામણિરત્ન આવી ગયુ પણ એનો પરમાર્થ નહિ જાણતો હોવાથી તેને બોરાની ઉપરના રાગથી પથ્થર સમજીને ફેંકી દીધુ તેમ અજ્ઞાની ધર્મ આત્મસ્વરૂપના બોધમય શાસ્ત્રો વાંચે ભણે તો પણ પુદ્ગલ ભોગનો અત્યન્ત આશક્ત થયેલો તે બઠર અર્થકામ શૃંગાર શાસ્ત્રોમા જ આનંદ પામતો આત્મદર્શનને નથી જ પામતો પણ સંસાર સુખમાં પામરોની પેઠે પામર બનીને રાચ્યોમાચ્યો રહે છે તેને તે સમ્યગ્જ્ઞાન નજ કરે તે તો એમજ માને છે કે

ज पुग्गल सुख, दुरा चेव त्ति जइ यतत्तस्स,
गिद्धे मट्टि लेवो त्रिड वणा सि सणा मूल ।

જે પુદ્ગલનું સુખ છે તે વસ્તુત દુઃખનું ઉપાદાન

કારણ થતુ હોવાથી દુ ખજ સમજવુ જેમ કે ગ્રીષ્મ ઋતુમાં તાપથી અકળાયેલો મનુષ્ય શરીર ઉપર માટીનો ગારો લગાવે છે તેને થોડો વખત જરા ઠડક થાય પણ માટી સુકાતા દુ ખમય વિડબના થાય છે અને લોકોમા હાસી પ્રાપ્ત કરે છે તેથી સારા વિચારક ભિક્ષુકોએ એ પુદ્ગલ ભોગથી વિરતિ પ્રાપ્ત કરીને સમ્યગ્જ્ઞાન દર્શન ચારિત્રમા પ્રવૃતિ કરવી જોઇએ કારણ કે તેજ તેના સત્ય ગુણો છે તેનો પોતે તાદાત્મ્યભાવે આશ્રય દાતા છે શ્રી મહોપાધ્યાય યશોવિજયજીએ જ્ઞાનસારમા કહ્યુ છે કે

चारित्रमात्मचरणाद् ज्ञान वा दर्शन मुने ।
शुद्धज्ञाननये साध्य तु क्रियालाभा तु क्रियानये ॥ १ ॥

સમ્યગ્દૃષ્ટિ વત આત્મા આત્મ સ્વરૂપમા મન વચન કાયાના યોગવડે અપ્રમત ભાવે જો પ્રવૃત્તિ કરતો હોય તો જ્ઞાનદર્શન ચારિત્રમા વર્તે છે તેમ જ્ઞાનનયથી સમજવુ અને તે પરમાત્માના ઉપદેશને અનુસારે શુદ્ધ ભાવમય હોય તો શ્રદ્ધારૂપ દર્શન પરમાર્થ બોધમય જ્ઞાન તેમા અપ્રમત ભાવના મય એકત્વતા હોવાથી ચારિત્ર છે તેમ શુદ્ધાદ્વૈત નયથી તે મુનિને તે રત્નત્રયથી વ્યાપક હોવાથી ભેદ નયથી જ્ઞાન દર્શન ચારિત્ર જુદા માને અને જ્ઞાન ફળરૂપ ક્રિયા શ્રદ્ધાનો પૂર્ણ લાભ થયો હોવાથી ક્રિયાનય-કર્મ યોગવડે ત્રણેને એકરૂપે ચારિત્ર સ્વરૂપે માને છે જ્ઞાનની અપેક્ષાથી જ્ઞાની ક્રિયાનયની અપેક્ષાથી ચારિત્ર તે કહેવાય છે તે સર્વ આત્મગુણો આત્માથી અભેદ હોવાથી તેનો અભેદ હોવાથી તેનો તાદાત્મ્યભાવે આશ્રય

આધાર છે તેમજ સર્વ જ્ઞાન દર્શન ચારિત્ર વડે જગતમા સર્વની સાથે સમત્વ ભાવે રહેનો હોવાથી વ્યાપકના ભાવે વિભુ છે ॥ ૧૫૦ ॥

આ એકાગ્રના ભાવથી જે લાભ થાય તે જણાવે છે

उन्मीनीभावमासाद्य, सर्वत्र ब्रह्मनिष्ठया,
योगिनी निश्चल नित्य प्राप्नुवन्ति शिव पदम् ॥ १५१ ॥

અર્થ —સર્વત્ર બ્રહ્મ ભાવની નિષ્ઠા વડે ધ્યાનમાં ઉન્મનીભાવને પામીને તે યોગીશ્વરો નિશ્ચલ નિત્ય ભાવે રહેતા શિવપ૦ને પ્રાપ્ત થાય છે ॥ ૧૫૧ ॥

વિવેચન —પરમાત્મ સ્વરૂપમા રૂપસ્થભાવે એકાગ્રતા થતા ધ્યાતા ધ્યેય અને ધ્યાનનો અભે૦ થતા સર્વત્ર એક આત્મ સ્વરૂપનુ દર્શન કરતાં એક બ્રહ્મત્વમય થાય છે તેથી આત્મા સર્વત્ર બાહ્ય અર્થો પડેલા છતા તે ઉપર દૃષ્ટિ ન કરતા સકલ્પો વિકલ્પોથી રહિત થયો છતાં ઉન્મનીભાવને પ્રાપ્ત થાય છે શ્રીમાન્ હેમચદ્રસૂરિ કહે છે કે

बहिरन्तश्च सम्मतात्, चिन्तानेष्टापरच्युतो योगी,
तन्मयभाव प्राप्त कल्पति भृशमुन्मनीभावम् ॥ १ ॥

બાહ્ય અને અભ્યતર ભાવે મનની ચિતાથી સર્વથા રહિત હોવાથી તેની ચેષ્ટા પણ ન હોવાથી યોગી તન્મય ભાવે એકાગ્રતા પામેલ હોવાથી અત્યન્ત ઉન્મનીભાવને પામે છે તેમા એક નિષ્ઠાથી અભેદના પ્રાપ્ત થતા નિશ્ચલતાના યોગે રૂપાતીત શુક્લ ધ્યાનની શ્રેણિએ ચડીને સર્વ મોહનીય

આદિ કર્મનો ક્ષય કરીને કૈવલ્યલક્ષ્મી અને મુક્તિ પ્રાપ્ત કરે છે ॥ ૧૫૧ ॥

गुह्याद् गुह्यतरं तत्त्वं, वच्मि शिष्यानामुपकृते ।
ज्ञानं भक्ति सामालम्ब्य, भजन्तु साम्यभावनाम् ॥१५२॥

અર્થ –ગુહ્યથી પણ ગુહ્યતર તત્ત્વ હું યોગ્ય શિષ્યના ઉપકાર માટે જણાવું છું કે સર્વ પ્રકારે જ્ઞાન તથા ભક્તિનું સમ્યગ્ આલંબન કરીને સર્વ આત્માઓ સામ્ય ભાવનાને ભજો ।૧૫૨।

વિવેચન —આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરવાના અનેક જાહેર રસ્તાઓનું સર્વ વિવેચન થયેલું છે પણ તે અત્યન્ત ગૂઢ છે અને તેની પ્રાપ્તિમાં મુખ્ય ઉપાદાન કારણ થાય તેવું સમત્વ ભાવ મહાન આત્મ દર્શનમાં અવલંબન છે તેને હે શિષ્યો હે મુમુક્ષુ હે સંતો તમારા હિત માટે જણાવું છું સર્વ રાગ દ્વેષ મોહ કષાય અઢાર પાપસ્થાનકોનો ત્યાગ મનવચન કાયાની શુદ્ધિ જગતના સર્વ પ્રાણીઓ ઉપર મૈત્રી ઇન્દ્રિયો ઉપર વિજય અશુદ્ધ મનોભાવ ઉપર વિજય અને અપકારી પ્રત્યે પણ મધ્યસ્થ ભાવ કરવો સર્વત્ર સમતા કેળવવી તે એક જ ગુઢમાં પણ ગુઢ તત્ત્વ છે તે સમત્વનો લાભ સમ્યગ્ શ્રદ્ધા પૂર્વકનું અનુભવ જ્ઞાન અને પૂજ્ય ગુરૂઓ, દેવાધિદેવો, ગુણ શ્રેષ્ઠ સંતોની શ્રેષ્ઠ પ્રવૃત્તિઓનું અનુમોદન, ગુણ, સ્તવન, સેવા ભક્તિ વડે થાય છે

उपशमस्वरूप उपयुक्तो मिथ्यात्वमपहाय यथार्थमासन 'पूर्वकचारित्र मोहोदयाभावात् क्षमादिगुणपरिणतिशम'

કષાયોના વિનાશ સુધ્ધા મોહનીય કર્મનો વિનાશ કરીને મિથ્યાત્વનો ત્યાગ કરવા પૂર્વક આત્મા સ્વરૂપનુ યથાર્થ અનુભવ કરવા પૂર્વક ચારિત્રાવરણમોહના ઉદયનો અભાવ થવાથી ક્ષમા આર્જવ માર્દવ આદિ ગુણોનુ જે આત્મામા પરિણમન થવુ તે શમ વા ઉપશમ સમતા કહેવાય છે તે જ જ્ઞાન અગ્નિ શ્રદ્ધાવડે સર્વ આત્માઓ અનુભવીને આત્મ સ્વરૂપના દર્શી થાય છે ॥ ૧૫૨ ॥

शुद्धस्थिरोपयोगेन, ध्यानं कृत्वा मूर्धनि ।
परमब्रह्मणि सल्लीनो, भुंजेऽहं, परमामृतम् ॥ १५३ ॥

અર્થ —સ્થિરતા પૂર્વક શુદ્ધ ઉપયોગથી ધ્યાન કરીને મસ્તકે ચિત્ત વૃત્તિને રોકીને જે યોગી પરમ બ્રહ્મમા સારી રીતે લીન થાય છે તેમ કરીને હું પણ પરમ અમૃતનો ભોક્તા થઉ ॥ ૧૫૩ ॥

વિવેચન —જેમ યોગીજનો મનના સર્વ સંકલ્પ વિકલ્પોનો ત્યાગ કરીને સ્થિરતા મય શુદ્ધ આત્મ સ્વરૂપનો નિત્યાનંદમય અનુભવ કરે છે તેમ હું પણ પરમાનંદનો આત્મ સ્વરૂપ અમૃતનો નિરંતર પાન કરનાર થઉં કહ્યુ છે કે

ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग् ब्रह्मसाधन,
ब्रह्मणाशुद्धिकृद् ब्रह्म, ब्रह्मणि ब्रह्म गुप्तिमान् ॥ १ ॥
ब्रह्माध्ययननिष्ठावान्, परम ब्रह्म समाहित,
ब्रह्मणो लिप्यते नाघै नियागप्रतिपत्तिमान्

અર્થઃ—જે યોગી બ્રહ્મને આત્માને જ્ઞાન દર્શન ચારિત્રવીર્ય ઉપયોગ રૂપસ્વત્વ સર્વનુ સમર્પણ કરનારો છે તેમજ પરમ

બ્રહ્મ ઉપર જ દૃષ્ટિ શ્રદ્ધારૂપના ત્રાટકરૂપ સ્થાન કરી છે એના વડે અંતરાત્માના સાધન વડે પરમ સ્વરૂપને સાધ્ય કરવામા પ્રવૃત્ત થયેલો સાધક આત્મા હોય પરમ બ્રહ્મરૂપ આત્મ જ્યોતની યજ્ઞ વેદિકામા અબ્રહ્મ પર પુદ્‌ગલોની નિવૃત્તિ રૂપ અબ્રહ્મ રૂપ ઇંધનને હોમી દઈને પૂર્ણ સ્વરૂપે આત્મ સ્વરૂપનુ રક્ષણ કરનાર યોગીશ્વરો હોય તેમજ બ્રહ્મ સ્વરૂપનો અભ્યાસ કરનારો દ્રવ્ય અને ભાવથી પૂર્ણ બ્રહ્મચર્યમા વર્તનારો કદાપિ પણ પાપકર્મ કરતો જ નથી તેથી તે પાપ કર્મનો લેપ તેને લાગતો જ નથી તેમજ પરમ બ્રહ્માનુ ધ્યાન કરનારો તેની જ એક નિષ્ઠા ચિત્તવૃત્તિ હોવાથી પરમ બ્રહ્મામા લય થાય છે તે જ બ્રહ્મ યજ્ઞ કરનારો વસ્તુત છે તે જ પરમ અમૃતનુ શુદ્ધાનંદ રૂપ અમૃતનુ નિરંતર પાન કરતો છતો પ્રત્યક્ષ ભાવે આત્મ સ્વરૂપનો અનુભવ કરે છે ॥૧૫૧॥

समाधिसन्निविष्टोऽह, मृत्युमीतिविवर्जितः
मृत्युर्हरति मार्णांश्च, जीवो नित्यसनातन ॥१५२॥

અર્થ —હું આત્મા સમાધિમા સમ્યગ્‌ ભાવે પ્રવેશેલો હોવાથી હવે મને મરણ આદિનો ભય રહ્યો નથી જ કારણ કે મૃત્યુ તો શરીરના પ્રાણોને હરણ કરે છે પણ આત્મા જીવતો નિત્ય સનાતન ભાવે શાશ્વત જ છે ॥ ૧૫૪ ॥

વિવેચન –હવે મે સ્વ સ્વરૂપ પર સ્વરૂપની વહેચણી કરી છે તેથી મે મારૂ સ્વરૂપ શરીર ઇન્દ્રિયો મન શ્વાસોશ્વાસ આયુષ્ય મનવચન કાય બલરૂપ નથી તે સર્વ કર્મ જન્ય જડ પદાર્થો મે અજ્ઞાન મિથ્યાત્વ કષાયના યોગે મેળવેલા

છે પણ તેમા તો મારૂ કાંઈ પણ નથી જ હું ચેતનરૂપસમ્યગ્‌ જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય ઉપયોગ રૂપ શુદ્ધ પરમ બ્રહ્મનો સત્તાવાળો છુ તેથી તે પર વસ્તુઓનો લાભ કે હાની થતા મારૂ કાંઈ પણ બગડવાનુ કે સુધરવાનુ નથી જ જે સયો ગથી પ્રાપ્ત થયુ છે તે અવશ્ય વિયોગને લાયક જ છે એટલે જે પર વસ્તુ આવી છે તે અવશ્ય જવાની જ છે जातस्य हि ध्रुवं मृत्यु , 'જ મેલાને અવશ્ય મરવુ પડે જ છે अजातस्यऽनो मृत्युमी '-અજન્મેલાને સિદ્ધ પરમાત્માઓને મ ણુનો ભય નથી

ગીતામા જણાવે છે કે

जायते म्रियते वा कदाचिन्नाय भवति भविता वा यभूत
अजो नित्य शाश्वतोऽय पुराणो न हन्यते हन्यमाने शरीर ॥१॥

આ આત્મા અજ હોવાથી જન્મતો નથી મરતો એ નથી ભૂતકાલ વર્તમાન કે ભવિષ્ય કાલમા પણ તે નિત્ય સના તન શાશ્વતો એટલે પુરાતન હોવાથી પુદ્‌ગલ દ્રવ્યનો શરીર ઇંદ્રિયો અને પ્રાણો જો કે હણાય કારણ કે પુદ્‌ગલ દ્રવ્ય સડન પડન વિનાશિ ધર્મવાલુ છે તેનો વિયોગ થાય પણ આત્મદ્રવ્ય જે અસખ્ય પ્રદેશનુ છે તે નિત્ય છે તેનો કોઈ પણ કાલથેત્ર નાશ કરી શકતુ નથીજ, જોકે તે પારિણામિક હોવાથી તેના પર્યાયોનો નાશ થાયછે નવા થાય છે તે ક્ષણેક્ષણે બદલાયાજ કરે છે આયુષ્ય કર્મનો ક્ષય પૂર્ણ થતા આત્મા કોઇ નિમિત્ત પામીને વા અનિમિત્તે પણ સહજભાવે મૃત્યુ પામે છે તે મૃત્યુ દશ પ્રાણોને ક્ષય કરે છે એટલે વિયોગ કરે છે

પણ આત્મ સ્વરૂપની જશાએ હાનીતે મૃત્યુ કરી શકતુ નથી જ જીવતો નિત્ય સનાતન શાશ્વત જ રહે છે તે કર્મ આવરણનો જ્યારે ક્ષય કરશે ત્યારે આત્મસ્વરૂપનો પૂર્ણ ભોકતા થઈને દશપ્રાણોને ગ્રહણ મોચન કરવાનુ ત્યાગ કરશે અને આત્મ સ્વરૂપમાંજ સદા વિચરશે ॥ ૧૫૪ ॥

बाह्य जानामि पश्यामि, तत्र न प्रतिबन्धता,
स्वच्छादर्शे स्वरूप मे, सर्वं तत्र प्रभासते ॥ १५५ ॥

અર્થ – બાહ્યભાવે હુ સર્વ દશ્યોને દેખુ છુ પણ તેમા મારો કોઇ રાગદ્વેષનો સબધ નથી જ જેમ સ્વચ્છ આદર્શમાં રૂપ તેમ શુદ્ધ જ્ઞાનમા મારૂ સર્વ સ્વરૂપ મને પ્રત્યક્ષ અનુભવાય છે ॥ ૧૫૫ ॥

વિવેચન – જગતમા રહેલા સર્વ ચરાચર બાહ્ય દ્રવ્યો પદાર્થોને કે જે દશ્ય રૂપે છે તેને હુ દેખુ છુ અને ગુણ પરિણામોને પણ જાણુ છુ તેના અનુકુલ સ્વભાવ અને પ્રતિકુળ સ્વભાવને પણ જાણુ છુ પણ તેમા હવે મને ભોગ્યભાવે રાગ મારાપણુ નથી તેમજ પ્રતિકુળ દુખ ઉપસર્ગ પણ પીડા રૂપે થાય તો પણ તેના દ્વેષ તિરસ્કાર બુદ્ધિ પણ થતી નથી પરમ પૂજ્ય યશોવિજય વાચક વર જ્ઞાનસારમા જણાવે છે કે

" स्वस्वकर्मकृतावेशा स्वस्वकर्मभुजो नराः,
न राग नापि द्वेष, माध्यस्थ्येषु गच्छति

સર્વ જીવોએ પોત પોતાના અધ્યવસાય પૂર્વક પૂર્વકાલમાં

શુભાશુભ કર્મો જે કરેલા છે તેના વિપાક કાલે ઉદયમાં આવેલા ફલને અવશ્ય ભોગવે જ છે તેથી જ્ઞાનીઓ સમતા ભાવે માધ્યસ્થ્ય ભાવે રહીને ભોગવે છે પણ તેમા રાગદ્વેષ રૂપ પ્રતિબંધકતા રાખતા નથી જ તેમ હું પણ સર્વ દશ્ય ભોગ્ય શુભાશુભોમા રાગદ્વેષ રૂપ પ્રતિબંધકતા નથી જ રાખતો પણ મારા જ્ઞાન રૂપ શુદ્ધ આદર્શ-તકતામા માત્ર સહજ ભાવનુ જે ચૈતન્ય સ્વરૂપ છે તેને તેમા લેવુ છુ શ્રી હેમચંદ્રસૂરિભગવત જણાવે છે કે,

"आत्मानऽमात्मना वेत्ति मोहत्यागाद्यात्मनि ।
तदेव तस्य चारित्रं तज्ज्ञानऽतच्च दर्शनम् ॥ १ ॥

આત્માને આત્મા વડે આત્મમાં જાણે દેખે છે પણ તે મોહનો ત્યાગ કરવાથી જ થાય છે વસ્તુત તે જ જ્ઞાન દર્શન અને ચારિત્ર જ છે ॥ ૧ ॥ તેથી બાહ્ય વસ્તુમાં રાગદ્વેષનો ત્યાગ કરીને આત્મામા દૃષ્ટિ રાખવી તેથી આત્મ દર્શન થાય છે ॥ ૧૫૫ ॥

पुण्यपापस्य भोग हि, वस्तुतो न करोम्यह,
अन्तर्निर्लेपतारस्थो, भासते ब्रह्मयोगिराट् ॥ १५६ ॥

અર્થ —હુ આત્મા પુણ્ય પાપનો કર્તા ભોક્તા વસ્તુત નથી જ પણ અંતરથી નિર્લેપી હોવાથી બ્રહ્મ સ્વરૂપ યોગીરાજને દેખુ છુ ॥ ૧૫૬ ॥

વિવેચન —હુ શુદ્ધ આત્મ સ્વરૂપ સત્તાથી હોવાથી નિશ્ચય અને (સગ્રહનય)ની અપેક્ષાએ પુણ્ય પાપરૂપ પુદ્ગલ

કર્મનો ભોગ કર્તા કે બધ કર્તા નિશ્ચયનયથી નથી જ પરમાત્મ પચવિશતિમાં જણાવે છે કે,

द्रव्यकर्मविनिर्मुक्त, भावकर्मऽविवर्जित,
नो कर्म रहित, विन्ति निश्चयेन चिदात्मनम् ॥ १ ॥

અર્થ —નિશ્ચયનયથી આત્મ સ્વરૂપ વિચારીએ તો આત્મા પુણ્ય પાપ આદિ કર્મના પુદ્ગલો રૂપ દ્રવ્ય કર્મ ગ્રહણ કરતો નથી તેમજ ભાવકર્મ શુભાશુભ અધ્યવસાયો અને વિપાકોદયે ભોગવતા ભાવકર્મનો ભોગ પણ હુ કરનારો નથી જ કારણ કે હુ નિશ્ચયથી તેવી ક્રિયાનો કરનારો નથી જ પણ આત્માના શુદ્ધ પરિણતિમય અતરથી નિશ્ચયભાવે નિર્લેપ અવસ્થાનો ધારક છુ

"निर्विकार निराधारम्, सर्वसगविवर्जित,
परमानन्द सम्पन्न, शुद्ध चैतन्यलक्षणम् ॥ १ ॥

શુદ્ધ નિશ્ચયનયથી જોતા આત્મા વિકાર વિનાનો સ્વતત્ર કોઈનુ આલબન નહિ લેનારો સર્વનો સગ નહિ કરનારો પરમાનદનો ભોક્તા તેજ સપદાવત શુદ્ધ ચૈતન્ય રૂપ લક્ષણ વાળો છે તેવા બ્રહ્મ સ્વરૂપવત આત્માને આત્મયોગીન્દ્ર મહારાજ રૂપાતીત ધ્યાન કરનારા યોગાભ્યાસીઓ જાણે દેખે છે યોગ શાસ્ત્રમા જણાવે છે કે,

अमूर्तस्य चिदानन्दरुपस्य परमात्मन ',
निरञ्जनस्य सिद्धस्य ध्यान स्याद्रुपवर्जितम् ॥ १ ॥
इत्यजस्र स्मरन् योगी, तत्स्वरुपावलम्बन,
माप्नोति ग्राह्यग्राहकवर्जितम् ॥ २ ॥

—નિરાકાર સચ્ચિદાનંદ (જ્ઞાન ચારિત્ર) સ્વરૂપ પરમાત્મા કે જે નિરંજન (લેપ વિનાના) છે તેવા સિદ્ધ પરમાત્માનુ ધ્યાન રૂપાતીત રૂપે થાય છે તે સિદ્ધ પરમાત્માને નિત્ય સ્મરણ કરતો યોગી તે સ્વરૂપનુ અવલબન કરીને બાહ્ય પુદ્‌ગલનો ગ્રહણ વ્યાપાર ત્યાગ કરતો તેમાં તન્મય થઈને પરમાત્મ સ્વરૂપ આત્મ સ્વરૂપનુ દર્શન કરે છે જ ॥ ૧૫૬ ॥

रागद्वेषात्मिकां वृत्तिं, सत्यजामि स्ववीर्यतः ।
तत्त्वमस्यादिलक्ष्योऽहं, सम्यग्शुद्धात्मदृष्टितः ॥ १५७ ॥

અર્થ – યથાર્થતામય સમ્યક્ત્વ રૂપ શુદ્ધ આત્માની દૃષ્ટિથી હુ રાગદ્વેષનો ત્યાગ આત્મવીર્યને પ્રગટાવીને કરૂ છુ અને 'તત્ત્વ મસિ'રૂપ જે લક્ષ્યને સિદ્ધ કરનારો છુ ॥૧૫૭।

વિવેચન – આત્મા સમ્યગ્જ્ઞાનથી પૂર્ણ શુદ્ધ શ્રદ્ધાવત થયો છતો આત્મ સ્વરૂપને પ્રાપ્ત કરવાનુ લક્ષ્ય કરતો હોવાથી પ્રથમ તો આત્મ શક્તિને પૂર્ણ જગાડીને તે આત્માની સાથે અનાદિ કાલીન મલરૂપ વા બીજરૂપ રાગદ્વેષ મય જે વૃત્તિઓ છે તેનો સર્વથા ક્ષય કરવાની પ્રવૃત્તિ કરવાની છે તેના ક્ષય જેટલા અંશે થાય તેટલા અંશે આત્માનિ સેંપ થાય છે તેથી પરમાત્મા અને આત્માનો સમન્વય કરવા લાગે છે તેથી જ્યારે રૂપસ્થ વા રૂપાતીત ધ્યાનથી અરિહંત અને સિદ્ધ સ્વરૂપનુ ભાન થાય છે તેની જ સાથે આત્મ સ્વરૂપનુ પણ દર્શન કરે છે ત્યારે વિચારે છે તે તે પરમાનંદ ભોગવે છે હુ સંસારમાં કેમ રખડુ છુ, મારામાં અને

તેમનામા કયી જુદાઈ છે? અને કયા એકત્વતા (સમાનતા) છે? તેનો તે ધ્યાનથી વિચાર કરતો પોતાનુ સત્તાએ પરમાત્મ સ્વરૂપ છે તેનો જ્ઞાતા થાય છે ત્યારપછી કર્મમલ દૂર કરવાથી પરમાત્મત્વ પ્રાપ્ત થાય છે તેથી તે 'तत्त्वमसि' જે પરમ શુદ્ધ પરમાત્મ સ્વરૂપ છે તે તુ જ છે. એવા અર્થમય તત્ત્વમસિમંત્રનુ ધ્યાન કરતો રાગદ્વેષનો સમૂલ ક્ષય કરીને પરમાત્મ સ્વરૂપ થવાનુ જ મારૂ સ્વરૂપ છે માટે તે અર્થે પુરૂષાર્થ કરવો જોઈએ ॥ ૧૫૭ ॥

ॐ सोऽहं ब्रह्मजापेन, सर्वकर्मविलीयते,
स्वात्मपरात्मनोरैक्यं, तस्मिन् दृष्टे परात्मनि ॥ १५८ ॥

અર્થ —સોહં બ્રહ્મરૂપ મંત્રનો જાપ કરવાથી સર્વે કર્મો વિનાશ પામે તેમ જ પરમાત્મા અને આપણા આત્માનુ ઐક્ય થાય છે એટલે પરમાત્માના સ્વરૂપને જોતા આત્મા તેમા લય થાય છે ॥ ૧૫૮ ॥

વિવેચન —ॐ રૂપ મંત્રમાં અરિહંત, સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ સ્વરૂપ પાંચ પરમેષ્ઠિનો આ ॐકારમા સ્મરણ કરાવે છે "सोऽहं" તે જ હુ છુ એટલે પરમ શુદ્ધ બ્રહ્મ પરમાત્મા જેવો સમાન હુ સત્તાએ છુ તે જ હુ છુ આવો જાપ કરતાં સ્વ સ્વરૂપનુ ભાન થાય છે અને આત્મ વીર્યના ઉલ્લાસથી સર્વ મોહ આદિ કર્મોની પ્રકૃતિઓ ક્ષય કરીને આત્મા પરમાત્માનુ ઐક્ય સાધે છે એટલે પરમાત્મ સ્વરૂપનુ દર્શન થતા તેમા તાદાત્મ્ય ભાવે લીનતા આવતાં અભેદભાવે પરમાત્માના સ્વરૂપને આત્મા પ્રાપ્ત કરે છે.

પરમાનંદ પંચવિંશતિમાં શ્રી યશોવિજયજી વાચકવર કહે છે કે

यत्क्षणे दृश्यते शुद्धं तत्क्षणे गतविभ्रमः,
स्वस्थचित्तः स्थिरीभूतः निर्विकल्पसमाधये ॥ १८ ॥

જે ક્ષણે શુદ્ધ પરમાત્માના સ્વરૂપ દર્શન થાય તેજ ક્ષણે આત્મસ્વરૂપની શુદ્ધ સત્તાનું પણ ભાન થાય છે તેથી સર્વ શંકા વિભ્રમનો સર્વથા નાશ થાય છે અને નિર્વિકલ્પ સંકલ્પ વિનાની પૂર્ણ સમાધિના લાભ માટે થાય છે તે સમાધિમાં સ્થિરતા થતાં આત્મા પરમાત્મા સ્વરૂપ અભેદ ભાવ થાય છે એટલે આત્મા અને પરમાત્માનું અભેદકત્વ પ્રાપ્ત થાય છે ॥ ૧૫૮ ॥

परात्मनस्त्वहं दासः, आद्याभ्यासे विचार्यते,
परिपक्वसमाधौ तु, परब्रह्मास्मि निश्चितम् ॥ १५९ ॥

અર્થ —પ્રથમ અભ્યાસની આદિમાં હું પરમાત્માનો દાસ છું એવી ભાવના વિચારાય છે અને તે અભ્યાસ અનુક્રમે પૂર્ણ પરિપક્વ થતાં સમાધિમાં હું જ પરમ બ્રહ્મ પરમાત્મા છું તેવો નિશ્ચય આત્માને થાય છે ॥ ૧૫૯ ॥

વિવેચન —જ્યારે આપણે પરમપૂજ્ય ગુરૂની ઉપાસના વડે શાસ્ત્ર અભ્યાસ, ચારિત્ર અભ્યાસ, પૂર્ણ શ્રદ્ધા યુક્ત થઈને સર્વ જીવો ઉપર કરુણા કરી સત્ય બોલવું, પરદ્રવ્યનો અસ્વીકાર કરવો, બ્રહ્મચર્ય પરિગ્રહ, ત્યાગ રૂપ મહાવ્રત, તથા ઇન્દ્રિય નિગ્રહ સમિતિ ગુપ્તિ ભાવના અને કષાયો ઉપર

વિજય કરીને પરમાત્મ સ્વરૂપના દર્શનનો અભ્યાસ ધ્યાન પૂર્વક કરતા પિંડસ્થ પદસ્થ રૂપસ્થ ધ્યાનવડે હું પરબ્રહ્મ છુ તેમ નિશ્ચય થાય છે શ્રીમાન હેમચન્દ્રસૂરિ પ્રભુ જણુવે છે કે

'मोक्षोऽस्तु यदि माऽस्तु वा परमानन्दस्तु वेद्यते खलु ॥
यस्मिन्निखिलसुखानि प्रतिमापन्ते न किंचिदिव ॥ १ ॥

પરમાનંદ પરમાત્માની પ્રાપ્તિ માટે ધ્યાન સમાધિ કરતાં કર્મનો ક્ષયોપશમ ભાવ થવાથી સ્થિરતાનો સમતાનો અને પરમાનંદનો અનુભવ થાય છે તેનાથી જગતના સર્વ દેવો ચક્રિઓના વિષય જન્ય સુખો કરતાં અનંત ગણુ અપૂર્વ સુખ અનુભવાય છે અહિ પૂર્ણ મુક્તતા ન મલે તો પણ સમ ભાવમય સમાધિથી પરિપકવ અવસ્થામાં મોક્ષ જેવો આનંદ સમાધિમાંથી અનુભવે છે તેથી પરમાત્મ આત્મ સ્વરૂપનુ દર્શન નિશ્ચયરૂપ ભાવે કરે છે ॥ ૧૫૯ ॥

सर्वकर्मक्षये जाते, परमात्मेति कथ्यते,
आत्मैव परमात्माऽस्मि, कर्मोपाधिमभेदकृत्. ॥ १६० ॥

અર્થ —સર્વ કર્મનો સબીજ ક્ષય થાય છે ત્યારે પરમાત્મા એવા નામે કહેવાય છે એટલે વસ્તુત, આત્મા તેજ પરમાત્મા છે તેમાં કર્મ જન્ય ઉપાધિથી ભેદ કહેવાય છે ॥ ૧૬૦ ॥

વિવેચન —આત્મા જો કે સત્તાએ પરમાત્મ સ્વરૂપ વત છે પણ જ્યાં સુધી કર્મમલનો સબંધ હોય ત્યાં સુધી સંસારી જીવોજ ગણાય છે તે કર્મના સંયોગથી ચારગતિ

ચોરાશીલાખ જીવાયોનિમા બહુ દુ ખ ભોગવતો ભ્રમણ કરે છે તેથી શાસ્ત્રોમા આત્માના-જીવોના અનેક ભેદ પાડેલા છે તેમા બે ભેદ મુખ્ય ગણાય છે એક બાહ્યાત્મા બીજો અ તરાત્મા પરમાત્મા યોગશાસ્ત્રમા જણાવે છે કે,

आत्मधिया समुपात्तः कायादि कीर्त्यतेऽत्र,
बाहिरात्मा स्तयादे ममाधिष्ठायको भवत्य तरात्म तु ॥१॥

જ્યા જીવો કાયા ઇન્દ્રિય અને મનને આત્મા છે તેની ઉપાસના કરે છે તેને પુષ્ટ કરવા ભક્ષ્યાભક્ષ્ય પેયાપેયનો ભોગ કરે છે ગમ્યાગમ્યનો વિવેક નહિ કરીને વિષયોમા પ્રવૃત્ત થાય છે અને ધન સ્વજન પુત્ર પુત્રોને પોતાના માનીને અનેક પાપ સેવન કરે છે એમ જ તેના અનુકુળતાના સ યોગોમા સુખ અને પ્રતિકુળતાના સ યોગોમા દુ ખ ધરતો નિર તર આર્તરૌદ્ર ધ્યાન વડે નરક તિર્ય ચ યોનિમા ભમે છે ત બાહિરાત્મા સમજવો તેમજ જે સ્વપરનો વિવેક સમજીને કાયાથી હુ જુદો છુ કાયારૂપ કોટડીમાં કર્મરૂપ આડુ ભરીને રહ્યો છુ તે મારી નથી તેવી જે બુદ્ધિ થાય તે અ તરાત્મા સમજવો યોગશાસ્ત્રમા કહ્યુ છે કે

पृथगात्मान कायात्पृथक् च विद्यात्सदात्मन काय ,
उभयो भेद ज्ञातात्मनिश्चयेन स्खलेद् योगी ॥ १ ॥

આત્માથી કાયા મન ઇન્દ્રિય કર્મ જુદા છે તેમજ કાયાદિથી આત્મા પણ જુદો છે આત્મા અને કાયાદિનો ભેદ સ્વભાવ સમજનારો યોગી કષાય ભૂલો પડતો નથી

જ આમ અતર આત્મા સમ્યક્‌ત્વગુણથી આરભીને આરસુ યથાખ્યાત ચારિત્ર પ્રાપ્ત થાય અને ચાર ઘાતી કર્મનો વિનાશ કરે ત્યા સુધી અતરાત્મ સ્વરૂપ રહે છે ઘાતિકર્મનો ક્ષય કરીને કેવળજ્ઞાન દર્શન ચારિત્રને પામે ત્યારે તે પરમાત્મા સમજવો તેમજ અઘાતિકર્મનો ક્ષય થતા મોક્ષાનદનો ભોક્તા સિદ્ધ પરમાત્મા સમજવો કહ્યુ છે કે,

"चिद्रुपानन्दमयो नि.शेषोपाधिवर्जित' शुद्ध
अत्यक्षोऽनन्तगुणः परमात्मा कीर्तित स्मज्ञै" ॥

અર્થ —સચ્ચિદાનદમય જ્ઞાન ચારિત્ર આનદમય તથા સર્વ દ્રવ્ય ભાવમય ઉપાધિથી રહિત અત્યન્ત નિર્મળ અનત ગુણ પર્યાયવત કેવળજ્ઞાન દર્શન પ્રત્યક્ષવત પરમાત્મા સમજવા તેમ તત્વજ્ઞ પૂજ્યો જણાવે છે જેના સર્વ કર્મ ક્ષય થયા છે તે પરમાત્મા થય છ અને કર્મથી જ આત્મા અને પરમાત્માનો મુખ્યતાએ ભેદ થાય છે તે દુર થતા આત્મા તે જ પરમાત્મા થય છે જેમકે

श्रयते सुवर्णभात्र सिद्धरसस्य स्पर्शतो लोह,
आत्म ध्याता परमात्मत्व प्राप्नोति ।

જે લોહ ધાતુ સિદ્ધરસના સ્પર્શથી લોહત્વનો ત્યાગ કરીને સુવર્ણત્વને ભજે છે તેમ પરમાત્મ આત્મસ્વરૂપનુ રૂપાતીત ધ્યાન કરતો યોગી અવશ્ય પરમાત્મ સ્વરૂપને પામે છે કર્મ જન્ય ઉપાધિ વિનાશ થાય છે ॥ ૧૬૦ ॥

ध्यायामि त परात्मान, सत्स्वरूप सुगाल्य,
अन्त स्वरूपमग्रोऽह, पूर्णानन्दमहोदधि' ॥ १६१ ॥

અર્થ —હું તે પરમાત્માનું ધ્યાન કરૂં છું કે જે વિરામાન આત્મ સ્વરૂપ ગુણોના આકર ઘર સમાન છે તેથી હું આત્માનું અંતરસ્વરૂપ છે તેમાં મગ્ન થયો છું તો પૂર્ણાનંદ મહોદધિને પ્રાપ્ત થયો છું ॥ ૧૬૧ ॥

વિવેચન —પોતામાં સર્વગુણો જે સહજભાવે પ્રગટ રહેલા છે તે પરમાત્મા અરિહંત સિદ્ધ સામાન્ય કેવલીઓ પોતાના આત્મગુણોમાં નિરંતર રમણ કરતા સચ્ચિદાનંદનો આનંદ ભોગવે છે તેવા અનંતગુણો પ્રત્યેક ગુણોને અનંતાનંદ પર્યાયોના સ્વયંભૂરમણ સમુદ્ર સમાન ગુણાલય છે તેનું રૂપાતીત ભાવે ધ્યાન કરી રહ્યો છે તેમનું ધ્યાન કરવું તે જ વસ્તુત આત્મ સ્વપનું જ ધ્યાન છે કારણ કે તેથી આત્મસ્વરૂપનો પૂર્ણ પ્રકાશ થાય છે બાહ્ય ભાવની ઉપાધિ ભૂલાય છે તેથી પરમ સુખનો પોતે સ્વયંભુરમણ છે એવું સત્ય પરમાર્થિક જ્ઞાન થાય છે તેથી હું અંત સ્વરૂપમાં મગ્નતા પામેલો પૂર્ણાનંદનો મહોદધિ સ્વયંભુરમણ હું પોતે છું.

''बाह्यदृष्टिप्रचारेषु मुद्रितेषु महात्मन,
अन्तरे गावमाप्ते स्फुटा सर्वा स्मृद्धयः ॥२॥

બાહ્ય પૌદ્ગલિક ભોગની દૃષ્ટિનો પ્રચાર નષ્ટ કર્યે છતે આત્મ સ્વરૂપમાં રહેલી અનંત ઋદ્ધિ-શક્તિ-સમૃદ્ધિને પ્રત્યક્ષ રૂપે આત્મા અવલોકે છે એટલે પોતે સર્વ આત્મા ઋદ્ધિ-સમૃદ્ધિનો પૂર્ણ સ્વામિ જ છે ॥ ૧૬૧ ॥

आत्मवीर्यं समारभ्य,, धुन्वन् कर्मरज • कणान्,
आत्माऽमरव्यप्रेप्सानां, ... ॥१६२॥

आत्मदृष्टिप्रतापेन, साक्षादात्मा प्रदृश्यते।
यत्र तत्राऽपि तत्स्मर्ता, शुद्धभक्त्या तदाश्रये ॥ १६३ ॥

અર્થ —આત્મા પોતાની સહજ ભાવમય શક્તિ વીર્યનુ આલબન કરીને સર્વ કર્મ રજના પુદ્ગલ કણીયાને આત્મા જ અસખ્યેય પ્રદેશોને નિર્મલતા વાળા કરવા પ્રવર્તે છે તેમ જ આત્મદૃષ્ટિના જ પ્રતાપથી આત્મ સ્વરૂપને સાક્ષાત્ જુવે છે તે બાહ્યથી જ્યા હોય ત્યાં રહ્યો છતો તે આત્મભાવનુ સ્મરણ કરતાં શુદ્ધ ભક્તિથી આત્માને અનુભવે છે ॥ ૧૬૨ ॥ ૧૬૩ ॥

વિવેચન —આત્મા જ્યારે પોતાની શક્તિ-વીર્ય જે આજસુધી મોહના ઉદયથી અને અન્ય કર્મના બલવાત્ આશ્રવોથી અનાદિકાલથી આચ્છાદન થયેલુ છે તેને તપ સયમ શ્રદ્ધાવડે આત્મ સ્વરૂપને ગુરૂગમથી જાણીને સર્વ કર્મમલના આવરણુ રૂપરજને આત્મ શક્તિ વીર્યને પ્રગ ટાવીને નષ્ટ કરે છે તે આત્માના અસખ્યાત પ્રદેશોને નિર્મલ ભાવને પ્રાપ્ત કરે છે તેથી થયેલ શુદ્ધાત્મદૃષ્ટિના પ્રતાપથી આત્માના સ્વરૂપનુ દર્શન કરે છે કહ્યુ છે કે,

य स्नात्वा समताकुण्डे हित्वा कश्मलजं मलम् ।
पुनर्नयाति मालिन्यं सोऽन्तरात्मा परः शुचिः ॥ १ ॥

જે આત્મા સમત્વ ભાવમય સમતા કુડમા સ્નાન કરીને રાગદ્વેષથી ઉપજેલા અનેક પાપરૂપ મેલને સ્નાનથી દુર કરીને સમ્યક્ત્વ વાસિત અત કરણુ વત થયેલો હોવાથી પવિત્ર બનેલ

આત્મા ફરીથી આત્માને કર્મ રજવત અપવિત્ર નથી જ કરતો એટલે ફરીને કર્મબધ વડે આત્માને સસાર સાગરમાં ડુબાડતો નથી જ તેવો આત્મા આત્મ સ્વરૂપને પ્રત્યક્ષ દેખે છે તે જે સ્થાનમા ભવમા મનુષ્ય તિર્યંચકે દેવભવમાં હોય ત્યા જે આત્મ સ્વરૂપનુ પરમાત્મ સ્વરૂપનુ સ્મરણ કરતો રહે છે તે આત્મા શુદ્ધાત્મ ભક્તિથી પરમાત્મ સ્વરૂપનો આશ્રય કરે છે તે સસારમા રખડતો નથી બે ત્રણ ભવમા જ સસારનો ક્ષય કરી પરમાત્મ સ્વરૂપને ભજનારો થાય છે ॥ ૧૬૨ ॥ ૧૬૩ ॥

भूताश्च वर्तमानाश्च, भाविनो ये जिनेश्वरा
जीवा एव परात्मानो, बोधे सम्यग् विवेकत ॥ १६४ ॥

અર્થ —ભૂતકાલમા થયેલા વર્તમાનમા થતા ભવિષ્યમા થનારા જે જીનેશ્વરો છે તે સર્વ જીવો સત્ય શુદ્ધ વિવેકથી પરમાત્મ સ્વરૂપના બોધથી જ થયેલા છે ॥૧૬૪॥

વિવેચન —જે ભૂતકાલમા અનત ચોવિશીઓ થઈ ગઈ તેમજ પાચ ભરત પાચ અરાવત તથા પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં પણ અનત કાલથી ચાલતા ધર્મ પ્રવાહને સજીવન રાખનારા અનતા તીર્થંકરો અરિહતો વીતરાગો થયા ગણધર આચાર્ય થયા, કેવલીઓ થયા, તેમજ વર્તમાનમાં પણ મહા વિદેહમાં થાય છે ભરત ઐરાવતમા પૂજ્ય યુગ પ્રવરો થાય છે ધર્મ પ્રવાહને વિકસાવે છે મુક્તિનો માર્ગ અવિચ્છિન ચલાવે છે તે સર્વ પૂજ્ય પ્રવરો છે તે આત્મ સ્વરૂપની શુદ્ધિ કરીને અરિહત સિદ્ધ આચાર્ય

ગણધર કેવલી ભગવંત વિગેરે પૂજ્યો થયા છે તેમાં એક અત્યન્ત ઉપકારક પાયો શુદ્ધ સ્વપર વસ્તુઓનો વિવેક કરાવ નરઆત્મા પરમાત્મા પુદ્ગલના સંબંધ વિયોગનો યથાર્થ વિવેક વિભાવના સ્વ ભાવનાનો સમ્યગ્-શુદ્ધ બોધ જ્ઞાન જ મુખ્ય કારણ છે

'मिथोक्तपदार्थानाममक्रममचत्क्रिया,
चि मात्रपरिणामेण विदुषैवानुभूयते ॥ १ ॥

પરસ્પર એક રૂપ દુધપાણીની પેઠે જીવપુદ્ગલ દ્રવ્યોના જે પર્યાયો અનાદિકાલથી થતા આવ્યા છે તેને ફરી એકના રૂપ ન થવા દેનાર અસંક્રમણ રૂપ ચમત્કાર કરનાર એક માત્ર સમ્યજ્ઞાનનું પરિણામ છે તેથી આત્મા પરનો વિવેક થાય તે વિવેકવડે આત્મસ્વરૂપ પર સ્વરૂપનો અનુભવ પૂર્ણ પંડિતો કહે છે તેથી સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રની શુદ્ધતા કરતા તીર્થંકર ગણધર આચાર્ય કેવળી વિગેરે ભૂતકાલમાં અનંત થયા વર્તમાનમાં થાય છે ભવિષ્યમાં અનંતા થશે તે સર્વ સાચા વિવેકનો જ પ્રતાપ છે

लक्ष्यलक्षणयुक्तोऽहं, भावशान्तिप्रकाशकः
गुणपर्यायवान् सोऽहं, विश्वेशस्तत्त्वभास्करः ॥ १६५ ॥

અર્થ —લક્ષ્યના લક્ષણથી યુક્ત એવો હું ભાવશાન્તિનો પ્રકાશક છું તેમજ શેષ પર્યાયનો હું આ મા સ્વામિ છું તેમજ વિશ્વેશ થઈને સમગ્ર જગતના તત્ત્વ સ્વરૂપનો પ્રકાશ કરનારો છું ॥ ૧૬૫ ॥

વિવેચન —હું આત્મા તેનું લક્ષ્ય સાધ્ય પરમાનંદની

પ્રાપ્તિ છે તેનુ સ્થાન પરમ મુક્તિ છે મુક્તિનો અર્થ સર્વ કર્મ મલનો ત્યાગ કરવો તે છે તો તે લક્ષણુ આત્માનુ છે જ્ઞાનસારમા જણાવે છે કે,

संयमास्त्र विवेकेन शाणेनो त्ते जित मुने
धृति धारोल्वणं कर्म शत्रुच्छेदे क्षम भवेत्।

પુદ્ગલ ભોગની વૃત્તિનો ત્યાગ કરવો તે સયમરૂપ અસ્ત્ર કે જે સ્વપર વસ્તુનો બાહ્ય–ત્યાગ રૂપ વિવેક એટલે ભેદ કરવારૂપ સરાણ વડે ઉત્તેજીત કરાયેલી ધીરજરૂપ ધાર છે જેની એવા તરવાર રૂપ વિવેકવડે આઠ કર્મરૂપ શત્રુનો ઉચ્છેદ–ઘાત કરનાર મુનિને તે કાર્યમા શુકલ ધ્યાનરૂપ સામર્થ્ય પ્રગટે છે એટલે કર્મ ઉચ્છેદ કરવા રૂપ મુક્તિ તે લક્ષ્ય હોવાથી તેના ગુણ રૂપ લક્ષણ વત હુ આત્મા છુ અને સર્વ સકલ્પના ત્યાગ પૂર્વક પ્રગટ ભાવમય આનદ રૂપ ચારિત્ર જ્ઞાન દર્શનમય આત્મભાવ શાતિનો પ્રકાશક હુ છુ, તેમજ ચૈતન્ય રૂપજ્ઞાન દર્શન ચારિત્ર ગુણો અને નવા નવા પરિણામરૂપ પર્યાયોનો કર્તા ભોક્તા સ્વામિ હુ છુ તેથી સર્વ જગતના જડ ચેતનરૂપ તત્ત્વોના ગુણ પર્યાય રૂપ ભાવોનો પ્રકાશક પણ હુ જ છુ, આત્મ પ્રાભૃતમાં જણાવ્યુ છે કે,

"तह् मिक्कोखलु सुध्घो निम्मओ नाण दसणसमग्गो तम्मि ठिओ तच्चित्तो सव्वे खयनेति ॥१॥

હુ એક નિશ્ચયથી શુદ્ધ છુ તેમજ મારા તારાનો ભેદ મારે નથી તેમજ જ્ઞાન ર્શન ચારિત્ર સયુક્ત છુ તે

સ્વરૂપમાં સ્થિરતા કરીને સર્વ કર્મની ઉપાધિને ક્ષય કરીને સ્વ સ્વરૂપ જગત સ્વરૂપને હુ જ પ્રકાશક છુ ॥૧૬૫॥

आत्मनि मुक्तता ख्याता, परज्योतिर्निरामय
सुरासुरेन्द्रसपूज्य सर्वलब्धिशिरोमणिः ॥ १६६ ॥

અર્થ આત્મામાજ મુક્તતા રહેલી છે તે પ્રખ્યાત જ છે તેમજ આત્મા પરમ જ્યોતમય અને નિરામય જ છે સુરાસુરોથી પૂજાને છને સર્વ લબ્ધિઓનો નાયક છે

વિવેચન —આત્માની મુક્તતા આત્મામા જ વર્તે છે તે જ્યાં સુધી કર્મ મૈલના કાદવથી તુમડીની જેમ લેપાયો છે ત્યા સુધી જ સસારમા ડુબેલો રહેવાનો છે તે તપ સયમ શ્રદ્ધાપૂર્વક ધ્યાન સમાધિ કરતો અનુભવ જ્ઞાન મેળવતો સર્વ મૈલનો ત્યાગ કરી શુદ્ધતા પ્રાપ્ત કરે છે તેથી તે અવશ્ય મુક્તતામય છે તેવી ખ્યાતિ શાસ્ત્રોમા પ્રસિદ્ધ છે વસ્તુત વર્તમાન કાળમાતો તે સગ્રહ નયની સત્તાથી મુક્તતાની યોગ્યતા ધરાવે છે તેમજ સત્તાએ આત્મ સ્વરૂપની અપેક્ષાએ રોગ શોક આધિ વ્યાધિ ઉપાધિનો આત્મા સાથે સબધ શરીરમા જ સભવે છે તેને જો આત્માથી ભિન્ન માનવામા આવે તો શરીરના દુખથી આત્મા દુખ ધરતો નથી તે અપેક્ષાએ નિરામય પણ છે તેમજ આત્મસ્વરૂપનુ પૂર્ણ પ્રાગટ્ય ભાવ થાય ત્યારે જગતના સર્વ ઈન્દ્ર સુર અસુર કિન્નરો રાજા ચક્રવર્તિ આદિથી ભાવપૂર્વક પૂજાય છે તેમજ સ્વશક્તિથી જગતને આશ્ચર્યકારક જે લબ્ધિ સિદ્ધિઓ છે તે પણ પ્રગટ થાય છે

આત્માની શોધ કરનારાઓએ બહાર નખતાની જરૂર નથી

आत्मा ज्ञेय सदा ध्येय स्वद्रुवद् वाञ्छितप्रद
किमर्थं बाह्यभावेषु भ्रमण हि निरर्थकम् ॥१६७॥

અર્થ – આત્મા જેય છે તેમજ સદા ધ્યાન કરવા યોગ્ય છે જે આત્માનું સદા ધ્યાન કરે છે તેને કલ્પવૃક્ષની પેઠે સવ વાછિત આપે છે આત્માની શોધ માટે બાહ્ય ભાવોમા ભ્રમણ કરવું નિરર્થક છે

વિવેચન –આત્મા કેવો છે તેનુ શુ સ્વરૂપ છે આ બધી વસ્તુ આત્મદષ્ટિથી વિચારવામા આવે તો પોતાને આપોઆપ સમજાય છે જગતમા કેટલાક પદાર્થો કેવળ જાણવા યોગ્ય હોય છે કેટલાક ગ્રહણ કરવા યોગ્ય હોય છે અને કેટલાક ત્યાગ કરવા યોગ્ય હોય છે આમા આત્મા જ્ઞેય-જાણવા યોગ્ય છે તેમ જ આ આત્માનો ઉપર ઉપરથી વિચાર કરવાથી તેનુ તેના ખરા સ્વરૂપની પ્રાપ્તિ થતી નથી પરતુ વારે ઘડીએ તેનુ ધ્યાન કરવુ જોઈએ અને તેના ધ્યાનમા તલ્લીન બનેલા આગળ દુનિયાના સર્વ પદાર્થો તુચ્છ બને છે કલ્પવૃક્ષ જેમ ઇચ્છિત આપનાર કહેવાય છે તેમ આત્માના ધ્યાનમા લીન બનેલો સર્વ ઇચ્છિત વસ્તુને મેળવી શકે છે આત્માની શોધ માટે નદીઓ, તીર્થો, ગુફાઓ, કે જુદા જુદા ક્રિયાકાંડોની જરૂર નથી બાહ્ય-દુન્યવી પદાર્થોમા આત્મા જડવાનો નથી આત્માની ખોજ માટે તો સદા ચિતન એ જ વાસ્તવિક માર્ગ છે

આ ધ્યાન કઈ રીતે કરવું તેના અનેક પ્રકારો શાસ્ત્રોમા બતાવ્યા છે અનુત્તર વિમાનવાસી દેવો સાગરોપમના સાગરોપમ સુધી આ આત્મચિંતનમા મસ્ત રહે છે અને અપૂર્વ આનંદ મેળવે છે આત્મધ્યાનની મસ્તી કોઈ અપૂર્વ છે એ તો જેણે તેનો સ્વાદ ચાખ્યો હોય તે જ સમજી શકે ॥૧૬૭॥

આત્મવિદ્યા સર્વવિદ્યામા શ્રેષ્ઠ તે હવે જણાવે છે –

सर्वे विद्यासु श्रेष्ठा वै, या विना निष्फला क्रिया
आत्मविद्या सदाराध्या, दुर्लभा ज सकोटिभि ॥१६८॥

અર્થ –સર્વવિદ્યામા આત્મવિદ્યા સર્વોત્તમ છે આત્મવિદ્યા વગરની કરેલી સર્વ ક્રિયા નિરર્થક છે ક્રોડો જન્મના અભ્યાસથી પણ આત્મવિદ્યાની પ્રાપ્તિ થવી તે અતિ દુલભ છે આથી હમેશા આત્મવિદ્યા આરાધવા યોગ્ય છે

વિવેચન –તપ, અનુષ્ઠાન કે બીજી ગમે તે કષ્ટસાધ્ય ક્રિયાઓ જીવનમા કરવામા આવે પરતુ આત્માની મુખ્યતા કે સમજ ન રાખવામા આવે તો તે વિદ્યાનુ કાઈ ફલ નથી 'છાર પર લીપણુ તેહ જાણો' ની માફક સર્વ ક્રિયા ખાર ઉપર લીપણુ જેમ ન ટકી શકે તેમ આત્મજ્ઞાન વગર ક્રિયા કાઈ લાભ આપી શકે નહિ માટે જગતની અનેક વિદ્યાઓમા આત્મવિદ્યા એ સર્વશ્રેષ્ઠ છે જગતની વિદ્યા તો પ્રયત્ન સાધ્ય અને મહાવરાથી મેળવી શકાય છે.

પણ આત્મવિદ્યા પામવામા ઠરેરો જ મની જરૂર પડે છે અને તે પણ આત્મવિદ્યા તરફ સદ્ભાવના, પ્રયત્ન હોય તો જ મહામુશ્કેલીએ કોઈક ભાગ્યશાળીઓને સાપડી શકે છે

જગતની બીજી વિદ્યાઓ તે તે ભવમા દુન્યવી અમુક સિદ્ધિ અપાવે છે પણ પરિણામે કાઈ ફાયદો કરતી નથી પરતુ આત્મવિદ્યાની સાધનામા કરેલો પ્રયત્ન તેનો સસ્કાર જન્મોજન્મ કાયમ રાખે છે અને ઉત્તરોત્તર કલ્યાણ પ્રાપ્તિ કરાવે છે ॥૧૬૮॥

આત્મજ્ઞાનથી શુ મળે છે તે જણાવે છે –

नश्यन्ति व्याधय सर्वे भावतपसा महीतले
आत्मज्ञानप्रतापेन, सर्वसपद् विजायते ॥ १६९ ॥

અર્થ —આ જગતમા ભાવતપ વડે સર્વ વ્યાધિઓ નાશ પામે છે અને આત્મજ્ઞાનના પ્રતાપથી સર્વ સ પત્તિઓ થાય છે

વિવેચન –સનત્કુમાર ચક્રવર્તિનુ રૂપ અપૂર્વ હતુ દેવો પણ તેના રૂપના દર્શન માટે આવતા ઇન્દ્રે ઇન્દ્રસભામા સનત્કુમારના રૂપની પ્રશસા કરી દેવો સનત્કુમારનુ રૂપ જોવા આવ્યા તે વખતે સનત્કુમાર સ્નાનાગારમા હતા તેમણે દેવોને પૂછ્યુ 'તમે કેમ આવ્યા છો?' દેવોએ જવાબ આપ્યો 'ઇન્દ્રે તમારા રૂપની પ્રશસા કરી તેથી અમે આપનુ રૂપ જોવા આવ્યા છીએ' ખરે જ, ઇન્દ્રે જેવા વખાણ્યા તેવા જ આપ રૂપ રૂપના અવતાર છો'

સનત્કુમારને રૂપનો મદ થયો તે બોલ્યો, મે આભુષણો પહેર્યા નથી તમે મારૂં સાચુ રૂપ જોવુ હોય તો રાજસભામા આવજો દેવો, 'સારૂ' કહી પાછા વર્યા

સનત્કુમાર રાજસભામા બેઠા દેવો ત્યા આવ્યા રાજાએ પૂછ્યુ, 'કેમ, સ્નાનાગાર કરતા ફરક છે કે નહી ?' દેવોએ માથુ ધુણાવ્યુ, 'રાજન્ ! સ્નાનાગારનુ રૂપ આનાથી કયાય ચડે' રાજા વિચારમા પડ્યો, હાથને શરીર ઉપર ફેરવે છે તો શરીર ભીનુ લાગ્યુ અને તુરત શરીર ઉપર નજર નાખી તો આખા શરીરે કોઢ દેવો અદશ્ય થયા રાજા વિચારમા પડ્યો, આ નશ્વર શરીરનો અને રૂપનો મે મદ કર્યો અને તેનુ ફળ મને તત્કાળ મલ્યુ રાજા ઊડો વૈરાગ્યમા ઉતર્યો રાજપાટ છોડયુ દીક્ષા લીધી ઉગ્ર તપશ્ચર્યા આદરી તેના કુષ્ટ રોગને મટાડવા વૈદ્યો આવ્યા, પણ તેણે તેની પ્રતિક્રિયા ન કરાવી, વૈદ્યોએ ઘણો આગ્રહ કર્યો ત્યારે શુ કવાળી આગળી કરી શરીર ઉપર ઘસી વૈદ્યોને બતાવી કહ્યુ, 'જુઓ મારી કાયા' વૈદ્યોએ જે ભાગમા શુ ક ઘસ્યુ હતુ તે ભાગ કચન જેવો સુદર દેખ્યો. સનત્કુમારે ફરી કહ્યુ ભાવ તપ કરનારને કોઈ વ્યાધિ થતી નથી અને હોય તો ચાલી જાય છે

આ ભાવતપ આત્મજ્ઞાન વિના સભવતો નથી આથી આત્મજ્ઞાન યુક્ત ભાવતપ સર્વ વ્યાધિઓનો નાશ કરે છે એટલુ જ નહિ પણ આત્મજ્ઞાનનો પ્રતાપ એવો અપૂર્વ છે કે દીવાને જોઈ ભૂત ગીયા ખે ચાઈ આવે તેમ આત્મજ્ઞાનની

પ્રાપ્તિ થાય ત્યારે આપોઆપ સર્વ લબ્ધિઓ, સિદ્ધિઓ અને સંપત્તિઓ સ્વયં ચાલી આવે છે

અનેકાંત નયથી સિદ્ધિ થાય છે -

अलं मिथ्या विवादेन, ज्ञानं सर्वज्ञभाषितम्
अनेकान्तनयात् सिद्धिः भाषिता ज्ञानयोगिभिः ॥१७०॥

અર્થ –આ આત્મજ્ઞાન સંબંધમાં ખોટા તર્કવિતર્ક કે વિવાદની જરૂર નથી આનું જ્ઞાન સર્વજ્ઞ ભગવંતોએ કેવી રીતે કરવું તે જણાવ્યું છે તે જ્ઞાનયોગી ભગવંતોએ અનેકાન્ત નયથી તેની સિદ્ધિ થાય તે સમજાવ્યું છે

વિવેચન –આ આત્મજ્ઞાન માટે અનેક વાદવિવાદો તર્કો વિતર્કો છે પરંતુ આ તર્ક વિતર્કમાં પડેલો માણસ આત્મજ્ઞાન પામી શકતો નથી, પણ ઉંટો જુદી જુદી રીતે અટવાય છે કોઈએ આત્માને વ્યાપક કહ્યો છે તો કોઈએ ક્ષણ વિનશ્વર કહ્યો છે આમ આત્મા સ્વરૂપમાં જ જુદા જુદા વિકલ્પો હોય ત્યાં આત્મજ્ઞાનની પ્રાપ્તિ કઈ રીતે થાય? આથી વસ્તુની સિદ્ધિ માટે ભગવંતે અનેકાન્ત વાદને પ્રરૂપ્યો છે

આ અનેકાન્ત વાદ એટલે વસ્તુમાં રહેલા અનેક ધર્મોનો વિચાર અને વસ્તુમાં રહેલા અનેક ધર્મોમાં કોઈ પણ એકધર્મને મુખ્ય રાખી બીજાને ગૌણપણે રાખી વિચાર કરવામાં આવે તે નય છે અને આ અનેકાન્તવાદ અને

નયની અનેકાન્ત દૃષ્ટિ જીવનમા ઉતરે તો કોઈ દિવસ વિટંબણામા પડવાનું કારણ નથી

આત્માને વ્યાપક કહેનાર આત્મા વ્યાપક જ છે એ વાત છોડી દે અને જ્ઞાન દૃષ્ટિથી આત્મા વ્યાપક છે એમ કહે તો આત્માને વ્યાપક માનવામા પણ વાધો નથી

આત્મા ક્ષણ વિધ્વંસી છે એમ કહેનાર આત્મા ક્ષણ વિધ્વંસી જ છે એવો આગ્રહ છોડી દે, અને પર્યાયની દૃષ્ટિએ તે ક્ષણવિધ્વંસી છે એમ કહેવામા આવે તો જરા ય ખોટું નથી

આથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ સર્વજ્ઞભગવંતોએ કહેલા જ્ઞાનમાર્ગથી અનેકાન્ત-પ્રમાણ અને નયથી સિદ્ધ થઈ શકે છે

આ પ્રમાણ તે 'સ્વ-પર વ્યવસાયી જ્ઞાન પ્રમાણ' અને બીજાના વિરોધ વગર કોઈ એક ધર્મની મુખ્યતાએ પ્રતિપાદન તે નય આ દ્વારા પદાર્થની સિદ્ધિ થાય છે

પ્રમાણનુ સપ્તભંગી વિગેરેથી અને નયનુ નૈગમ-સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ સમભિરુઢ અને એવંભૂત વિગેરે દ્વારા થઈ શકે છે ॥ ૧૭૦ ॥

મુમુક્ષુએ હંમેશા જિનાજ્ઞાને આધીન રહીને વર્તવું -

जिनाज्ञा पारतन्त्र्येण, यतितव्य मुमुक्षुणा
यथा मोहो विलीयेत, यतितव्य तथात्मना ॥ १७१ ॥

અર્થ –મુમુક્ષુ સાધુએ જિનાજ્ઞાને આધીન રહીને આત્મજ્ઞાન માટે પણ પ્રયત્ન કરવો. આત્માએ જેમ મોહ નાશ પામે તે રીતે પ્રયત્ન કરવો

વિવેચન –હમેશા સાધુએ આત્મજ્ઞાન મેળવવા માટે ગમે તેવા પોતાની ઇચ્છાથી પ્રયત્ન ન કરવા. એટલે જિનેશ્વર ભગવાનની જે રીતે આજ્ઞા હોય તે રીતે પ્રયત્ન કરવા આત્મજ્ઞાન–આત્મજ્ઞાન કરનારા કેટલાક આત્મજ્ઞાનને મુખ્ય રાખી સાધુના નિત્ય અનુષ્ઠાન અને ક્રિયા ભુલી જાય છે તેમા જિનાજ્ઞાનુ ઉલ્લઘન છે ખરી રીતે 'आणाए धम्मो' આજ્ઞામા જ ધર્મ છે અને આ બધાનુ સાથક હોય તો એ છે કે મુમુક્ષુએ એવો પ્રયત્ન કરવો કે જેથી રાગ અને દ્વેષ રૂપ મોહ ટળે અને આ મોહના નાશમા જ સાચા આત્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ છે ॥ ૧૭૧ ॥

આત્માની ખોજ કરનારા મુમુક્ષુએ હમેશા સ્વધર્મનો વિચાર કરીને પ્રવૃત્તિ કરવી —

स्वसमयविचारेण, गन्तव्यं मोक्षसन्मुखं,
साध्यबिन्दु सदात्मा वै स्मार स्मार क्षणे क्षणे ॥१७२॥

અર્થ –મુમુક્ષુએ ક્ષણે ક્ષણે સભાળીને આત્માનુ સાધ્યબિંદુ રાખવું પરંતુ આની પ્રવૃત્તિ પોતાના સિદ્ધાતને અનુસરીને કરી મોક્ષ માટે પ્રયત્ન કરવો

વિવેચન -મુમુક્ષુ આત્માનુ સાધ્યબિંદુ ક્ષણે ક્ષણે તેનુ ચિંતન કરે, પરંતુ ગીતામા કહેલ 'સ્વધર્મે નિધન શ્રેય' -આ ન ભુલવુ એટલે પોતાના સમક્ષ સિદ્ધાંત-ધર્મ તેને અનુસરીને તેણે પ્રવૃત્તિ કરવી અને નિવૃત્તિ કરીને મોક્ષની સન્મુખ જવા પ્રયત્ન કરવો પરં પોતાનો ધર્મ, શાસ્ત્ર અને સિદ્ધાંત છોડી આડાઅવળ માર્ગે વળ્યો તો તે આત્મજ્ઞાન અને વાસ્તવિક જીવન બન્ને ગુમાવી બેસે છે ॥ ૧૭૨ ॥

લક્ષ્યમા ઉપયોગ રાખવાથી નિર્મલ પદ મળે છે —

उपास्योऽदृश्य आत्मा वै लक्ष्यजापेन योगिभिः
लक्ष्यदत्तोपयोगेन शुद्ध च निर्मलं पदम् ॥ १७३ ॥

અર્થ -યોગીઓએ જાપનુ લક્ષ રાખીને અદૃશ્ય એવા આત્માની ઉપાસના કરવી લક્ષ્યમા ઉપયોગ રાખવાથી શુદ્ધ અને નિર્મલપદરૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે

વિવેચન -યોગી પુરૂષોએ જીવનમા કેવળ અદૃશ્ય આત્માને લક્ષમા રાખી તેની ઉપાસના કરવી કેમકે આત્માના લક્ષમા બધીજ વસ્તુની પ્રાપ્તિ છે જ્ઞાન, દર્શન અને ચારિત્રમય આત્માનુ લક્ષ ઉપયોગપૂર્વક રાખવામા આવે તો અનંતજ્ઞાન-અનંતદર્શન અને અનંતચારિત્ર-રૂપ મુક્તિની પ્રાપ્તિ થાય છે

सद्धि सामर्थ्य पर्यायैर्ज्ञातव्य तत्त्वमात्मन
अनेकान्ताष्टपक्षैश्च धर्मो ज्ञेयो विचक्षणैः ॥ १७४ ॥

અર્થ –આત્મગવેષક સજ્જનોએ આત્માના સામર્થ્ય ર્થિ વડે આત્માનુ તત્ત્વ જાણવું જોઈએ અને બુદ્ધિ ાનોએ અનેકાન્ત વિગેરે જુદી જુદી આઠ બાનતો વડે માત્માના ધર્મોનો અભ્યાસ કરવો જોઈએ

નય અને પ્રમાણથી સમ્યગ્જ્ઞાન થાય છે —

नयभगप्रमाणैश्च सम्यग्ज्ञान प्रजायते ।
सम्यक्त्वं, द्रव्यभावाभ्या सम्यक्चारित्रसंस्थितिः ॥१७८॥

અર્થ નય સપ્તભગી અને પ્રમાણવડે સમ્યગ્જ્ઞાન થાય છે તમામ પદાર્થોના દ્રવ્યભાવની જાણતાથી સમ્યક્ત્વ અને તેથી સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થાય છે

વિવેચન વસ્તુનુ સાચુ જ્ઞાન પ્રમાણ નય અને સપ્તભગી દ્વારા થાય છે સ્વ અને પરનો નિર્ણય કરનારૂ જ્ઞાન તે પ્રમાણ છે અને પદાર્થમા રહેલા અનેક ધર્મોમા કોઈનો પણ અપલાપ કર્યા વિના જુદી જુદી દૃષ્ટિએ મૂખ્યતા રાખી એક અશને પ્રતિપાદન કરનાર તે નય છે આ નય અને પ્રમાણ બન્નેની अस्ति नास्ति અને अवक्तव्य ના પરાવર્તનથી સપ્ત ભગી થાય છે આ ત્રણે વસ્તુ પદાર્થનો સમ્યગ્ બોધ કરાવવામા અતિ ઉપયોગી છે અને આ રીતે પદાર્થનુ સાચુ જ્ઞાન તેજ સમ્યક્ત્વ છે અને થયેલ શુદ્ધ સમ્યક્ત્વજ સમ્યક્ચારિત્ર અપાવી શકે છે

અપ્રમત્તદશાથી સહજાનદ મળે છે —

अप्रमत्तदशां प्राप्य, सहजानन्दस्य भोक्तृता ।
ध्यानिनः समवेविंत्य, सम्यग् जानाति योगिराट् ॥१७९॥

અર્થ આત્મ અપ્રમત્તદશાને પામે છે ત્યારે જ તેને સહજાનન્દનો ભોક્તા બની શકે છે અને આ સહજાનંદ ધ્યાનિમહાત્માઓને સાંભળી શકે છે અને યોગીઓ જ તે સહજાનંદને જાણી શકે છે

વિવેચન આત્મા ખરેખર અપ્રમત્તદશા-પામે છે ત્યારે આત્માનો સાચો આનંદ તે માણી શકે છે આ અપ્રમત્ત દશા જીવનમા ક્યારે આવે ? કે જ્યારે આત્મા વિષય કષાય વિગેરે વિષયોથી નિવૃત્ત બનીને આત્મરમણમા એકાકાર બને ત્યારે જીવનમા આનંદ અનેક પ્રકારના છે પણ જીવનકલ્યાણ કરનાર સાચો આનંદ આત્મામા જ અને તે આનંદની સાચી સમજ આત્મમસ્તિમા મસ્ત રહેનાર યોગીઓ જ સમજી શકે છે તે આનંદની આગળ જગતના વિષય કષાય અને પૌદ્ગલિક આનંદ તુચ્છ હોય છે ॥૧૭૬॥

આત્મદર્શનથી પરમાત્મા થવાય છે —

आत्मनो दर्शन प्राप्य परमात्मा भवेद् ध्रुवम् ।
एतदुक्त समासेन ज्ञातव्य ज्ञानयोगिभि ॥ १७७॥

અર્થ જે આત્માને સાચુ આત્મદર્શન મળે છે તે નક્કી પરમાત્મા બને છે આ વસ્તુને અહિં સંક્ષેપથી જણાવી છે અને તે આત્મજ્ઞાનમા રમણ કરનારાઓએ જાણવા યોગ્ય છે

વિવેચન જ્ઞાન, દર્શન અને ચારિત્રમય આત્માનું સાચુ

દર્શન થાય તે નક્કી અનન્તજ્ઞાન દર્શન ચારિત્રવાન પરમાત્મા થઈ શકે છે આ આત્માએ કઈ રીતે આત્મદર્શન કરવુ તેનુ સક્ષિપ્તપણે આ ગ્રથમા આલેખન કરેલુ છે અને તેને આત્મદર્શનના ઇચ્છક મહાપુરૂષોએ અવશ્ય જાણી તેનો પ્રયત્ન કરવો

आत्मदर्शन गीतेयं शुद्धचेत यदर्शिका
त्रितुर्यभवे मोक्ष पाठकानां समाधित ॥ १७८ ॥

અર્થ આ આત્મદર્શન ગીતા ગ્રથ આત્માનુ શુદ્ધ ચૈતન્યને દેખાડનાર ગ્રથ છે અને જેને આત્માનુ દર્શન થાય તથા આ ગ્રથનુ સમાધિપૂર્વક પાઠન કરી જીવનમા ઉતારે તે ત્રીજા અગર ચોથા ભવે મુક્તિને પામે છે

आलोक्याऽध्यात्मशास्त्राणि भावित्वा समसाधिना
उपकृ य कृता गीता, बुद्धिसागरसाधुना ॥ १७९॥

અર્થ આત્મસમાધિ રાખીને અને આત્માનાસ્વરૂપને દેખાડનાર આ આત્મશાસ્ત્રોને જોઈ ને મે બુદ્ધિસાગર મુનિએ આત્મદર્શન ગવેષકોના ઉપકારમાટે આ આત્મદર્શન ગીતા બનાવી છે

अम्मदावाद नगर कृ गा च मामकल्पकम ।
म-यानां साध्यसिद्धयर्थं कृता काचिदुपकृतिः ॥१८०॥
बाण पञ्चिधि चद्राब्द ( १९६५ ) ज्येष्ठ मासे सितदले
त्रयोदश्या कृता गीता शर्मदा बुधशामर ॥ १८१ ॥

અર્થ અમદાવાદમા માસકલ્પ દરમિયાન આ ગ્રથ ભવ્ય આત્માઓને આત્મદર્શનની સિદ્ધિ થાય અને તે દ્વારા જીવોનું કાઈક કલ્યાણ થાય તે હેતુ માટે બનાવ્યો.

વિ સ ૧૯૬૫ના જેઠ શુદ તેરસને બુધવારે આ ગ્રથની રચના કરી છે

जीवा सर्वे सुख यान्तु शान्ति सर्वत्र वर्ततताम् ।
वक्तृश्रोतृषु माङ्गल्य जयश्रीश्च ध्रुवा सदा ॥१८२॥

અથ સર્વે જીવો સુખી થાઓ સર્વત્ર શાતિ ફેલાવો વક્તા અને શ્રોતાઓનુ માગલિક થાઓ અને હમેશા જયલક્ષ્મી થાઓ

આ પ્રમાણે બુદ્ધિસાગરસૂરિકૃત વિવેચન સહિત
આત્મદર્શનગીતા સપૂર્ણ

